# કુસુમકાન્ત

યાને

## સંસાર શેત્રંજ.

## દ્વિતીય ભાગ.


લેખક અને પ્રકાશક,
સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.
શાહપુર, વડવાળીમહેતાપોળ—અમદાવાદ.



સોલ એજન્ટઃ-
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
ત્રણ દરવાજા—અમદાવાદ.





વિક્રમાર્ક ૧૯૭૮. પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦. સને ૧૯૨૨.

અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલિ પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મૂલ્ય. રૂ. ૩-૪-૦.

## આ ગ્રંથકાર કૃત સુબોધક નવલકથાઓ.

| | કિં. રૂ. આ. પા. |
|---|---|
| કુસુમકાન્ત ભાગ ૧ લો. | ૨—૮—૦ |
| કુસુમકાન્ત ભાગ ૨ જો. | ૩—૪—૦ |
| તરૂણતપસ્વિની ભા. ૧. ( સચિત્ર ) | ૩—૪—૦ |
| તરૂણતપસ્વિની ભા. ૨. ,, | ૩—૮—૦ |
| કાળરાત્રિ ભા. ૧. ,, | ૩—૦—૦ |
| કાળરાત્રિ ભા. ૨. ,, | ૩—૦—૦ |
| પદ્મલતા ,, | ૩—૦—૦ |
| વસંત—વિજય ભા. ૧. | ૨—૦—૦ |
| વસંત—વિજય ભા. ૨. | ૩—૪—૦ |
| વસંત—વિજય ભા. ૩. | ૩—૪—૦ |
| વસંત—વિજય ભા. ૪. | ૩—૮—૦ |
| ઝેરી જમાનો ભા. ૧ સચિત્ર. | ૩—૦—૦ |
| ઝેરી જમાનો ભા. ૨—૩ જો. | ૩—૪—૦ |
| ઝેરી જમાનો ભા. ૪—૫ મો. | ૪—૦—૦ |
| જુલ્મી જાલીમ સચિત્ર. | ૩—૦—૦ |
| કુન્જ—કિશોરી. સચિત્ર. | ૨—૪—૦ |
| બહાદુરબાળા ભા. ૧—૨. | ૩—૦—૦ |
| માયાવી મોહિની. | ૩—૦—૦ |
| કુમુદકુમારી. સચિત્ર. | ૩—૦—૦ |
| રત્નગઢની રંભા. સચિત્ર. | ૩—૦—૦ |
| વિશ્વમોહિની. | ૩—૦—૦ |

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.**

શાહપુર, વડવાળીમહેતાપોળ—અમદાવાદ.

# સમર્પણ.

શ્રીમાન માન્યવર,

પ્રિય ભાઇશ્રી, રણછોડદાસ જીવનદાસ વોરા.

મહુવાવાળા.

શુભનિવાસ–મુંબાઈ.

સારા અને સુખી સમયમાં અનેક મિત્રો મળે છે, અને થાય છે. પણ જ્યારે દુઃખ આવે ત્યારે પાસે રહે અને શાન્તિ સમર્પે એવો મિત્ર તો અનેકમાંથી કોઇ એકાદજ નીકળી આવે છે.

મ્હેં આ જગતમાં શ્રીમાન, વિદ્વાન, ધર્મી–ધ્યાની–દાની આદિ અનેક મનુષ્યોનું અવલોકન કર્યું છે, પરંતુ એ સઘળું આપનામાં હોવા છતાં જે નમ્રતા, જે નિર્મળતા, જે ધર્મભાવના અને જે પરોપકારીપણાનું આપની પવિત્ર પ્રકૃતિએ દર્શન કરાવ્યું છે તેવું દર્શન આજપર્યંત અન્ય કોઈ સ્થળે થયું નથી. આપના વિશુદ્ધ સ્નેહે આ સંસારમાં સ્વર્ગીય આનંદનો અનુભવ અનુભવ્યો છે. આથી મારા હૃદયની શુભ સ્નેહમયી મંગળમયી શુભાશિષ સાથે આ અલ્પ–સ્વલ્પ પ્રયાસને સ્નેહપૂર્વક આપના કરકમળમાં સાદર સમર્પણ કરી આનંદ માનું છું. પરમકૃપાળુ પરમાત્મા આપને દીર્ઘાયુ અર્પી સદા–સર્વદા સુખી રાખો.

નિરંતર શુભાકાંક્ષી,

સત્યેન્દ્રપ્રસાદ.

# ગુજરાત માત ચરણે.

ફુલ પાંખડી ધરાવો, ગુજરાત માત ચરણે;
પંચામૃતો ઢળાવો, ગુજરાત માત ચરણે. ફુલ.

ધૂપ દીપ ચન્દનાદિ, પૂજાર્થે સિદ્ધિ સાધી.
તપ, યોગ પુણ્ય આદિ, ગુજરાત માત ચરણે. ફુલ.

આ દ ર્શ આ શ વાદી, યશ કિર્તનો અનાદિ;
પાવન ધરો પ્રસાદી, ગુજરાત માત ચરણે. ફુલ.

રચી યજ્ઞ વેદો આજે, દુંદુભી વ્યોમ ગાજે;
આહુતિ દિવ્ય છાજે, ગુજરાત માત ચરણે. ફુલ.

હિન્દુ અને મુસલ્મિન, બીરાદરો નથી ભિન્ન.
સેવા–સ્વભોમ આધીન, ગુજરાત માત ચરણે. ફુલ.

ચિત્ત સત્ય તત્વ ચાહી, બની સાચના સિપાહિ;
વરશું વિજય વધાઇ, ગુજરાત માત ચરણે. ફુલ.

ક્ષીર શી વિશુદ્ધ કીર્તિ, પુષ્પો શી વિશ્વ પ્રીતિ;
ધરશું ત્રિકાળ જીતી, ગુજરાત માત ચરણે. ફુલ.

નિશા ફીટી નમેરી, ઉષા ખીલી અનેરી;
આશા પ્રભાત કેરી, ગુજરાત માત ચરણે. ફુલ.

પ. ગાન.

## બે બોલ.

Let us then be up and doing,
With a heart for any fate.
Still achieving still pursuing,
Learn to labour and to wait.

—*Longfellow.*

શ્રી પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આ દ્વિતીય ભાગ પ્રકટ થઇ સુજ્ઞ વાંચકોના કરકમળમાં સાદર સમર્પણ થાય છે. અવનવા સંયોગોના કારણે આ દ્વિતીય ભાગને બહાર પાડતાં ઘણો વિલંબ થયો છે. આ પુસ્તકના સંબંધમાં જે લખવાનું હતું તે પ્રથમ ભાગની પ્રસ્તાવનામાં લખી ચૂક્યો છું. ભારતના ભાગ્યાકાશમાં આજે અજબ પરિવર્તન થઇ રહ્યું છે. કર્મયુગની શરૂઆત થઇ ચૂકી છે. સમય બદલાયો છે. ભારતના ઉદ્ધારને અર્થે ભારતપુત્રો ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છે. ચારે તરફ દેશોદયની વાતો ચર્ચાઇ રહી છે. દેશનાં બંધન તોડવાને ભારતપુત્રો આત્મ બળીદાન દેવાને માટે પણ આતુર થઇ રહ્યા છે. આવું જાણી-જોઇ કયા ભારતવાશીને આનંદ નહિ થાય? ભારતની પૂર્વ અને વર્તમાન દશામાં મોટું અંતર પડી ગયું છે. એક એવો પણ સમય હતો કે આપણો આ ભારતવર્ષ દેશ વિદ્યા કળા-કૌશલ્ય અને સભ્યતામાં સકળ સંસારમાં શિરોમણી હતો. સુવર્ણના વરસાદ વરસતા હતા. આપણી સ્વર્ગભૂમિના દર્શનને માટે વિદેશીજનો તલસતા હતા. હા ! અફસોસ ! આ તેજ સ્વર્ગભૂમિ આજે હીન દશામાં આક્રંદભૂમિ થઇ પડી છે. ધર્મ પ્રસિદ્ધ હિંદુસ્થાને જે જોયું ન્હોતું તે જોયું છે; જે સાંભળ્યું ન્હોતું તે સાંભળ્યું છે અને જેની કલ્પના પણ કરી ન્હોતી; તે બન્યું છે. આજે આ દીન ભારતવર્ષ

પોતાના કલ્યાણને અર્થે અન્યની તરફ દીન દ્રષ્ટે જોઇ રહ્યું છે આ સઘળું સમયનુંજ પરીવર્તન. ચઢતી-પડતી થયા જ કરે છે. કાળની ઘટમાળ અવનવી છે. ઇતિહાસનાં પાનાં જોતાં જણાશે કે અનેક મોટાં સામ્રાજ્યો આજે હતાં નહતાં થઇ ગયાં છે, અનેક મદાંધ મહિપતિઓનાં માન કાળે મૂકાવ્યાં છે. જે આજે નિર્બળ જણાય છે તે કાલે બળવાન બને છે. હિંદુસ્થાન અનેક વર્ષથી દુઃખમય દશામાં છે. અનેક દેશભક્ત મહાત્માઓ દેશના કલ્યાણને અર્થે પ્રબળ પ્રયાસો કરી સ્વર્ગમાં સિધાવ્યા છે. આ સઘળાનો બદલો હવે જરૂર મળવો જોઇએ અને તે મળશે જ. અજાયબ થવા જેવું તો એ છે કે આજે બાળક યુવાન અને વૃદ્ધના મુખમાંથી પણ સ્વાતંત્ર્ય સુખના પોકાર પડી રહ્યા છે. ભારતના સંતાનોની જન્માંધ આંખ્યો હવે ઉઘડી છે. સત્ય સાથે છે એટલે વિજય જરૂર મળશે. કસોટીમાંથી પસાર થતાં જ સુખી સૂર્યનાં દર્શન થશે. કસોટી કરનારા પણ દિલોજાન દોસ્ત બનશે અને આજનું દુઃખી ભારત પૂર્વવત્ સુખી-સ્વતંત્ર અને સમૃદ્ધિવાન બનશે. પરમકૃપાળુ પરમાત્મા એ શુભ દિવસ જલ્દી બતાવો.

| | |
|---|---|
| વિક્રમાર્ક ૧૯૭૮ મહાશિવરાત્રિ.<br>**અમદાવાદ.** | **સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.** |



# અનુક્રમણિકા.


| પ્રકરણ. | વિષય | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | નરાધમનું નિવાસ સ્થાન ... ... ... | ૧ |
| ૨ | વાતચિત. ... ... ... ... ... | ૧૨ |
| ૩ | પિશાચના પંજામાં. ... ... ... ... | ૨૩ |
| ૪ | બહાદુર મદદગાર ... ... ... ... | ૩૬ |
| ૫ | માતાનું મૃત્યુ. ... ... ... ... | ૪૭ |
| ૬ | શાન્તિ અને કાન્તિ ... ... ... ... | ૬૦ |
| ૭ | ગુણીયલ ગુણવંતી ... ... ... ... | ૭૭ |
| ૮ | હૉટેલ. ... ... ... ... ... | ૯૬ |
| ૯ | શયતાનનો સંતાપ ... ... ... ... | ૧૦૮ |
| ૧૦ | જોનસનનો સત્કાર. ... ... ... ... | ૧૨૨ |
| ૧૧ | ખૂની હુમલો. ... ... ... ... | ૧૩૪ |
| ૧૨ | કળીયુગની સતી ... ... ... ... | ૧૪૮ |
| ૧૩ | છુટા છેડા. ... ... ... ... ... | ૧૫૪ |
| ૧૪ | સતી અને શંખણી ... ... ... | ૧૬૫ |
| ૧૫ | પવિત્ર પતિ અને પતિત પતિ ... ... ... | ૧૭૮ |
| ૧૬ | સાચો સંન્યાસી ... ... ... ... | ૧૯૪ |
| ૧૭ | સ્વામિ અને શિષ્ય ... ... ... ... | ૨૦૩ |
| ૧૮ | માનવ કે શયતાન? ... ... ... ... | ૨૧૪ |
| ૧૯ | સફેત શાહુકાર ... ... ... ... | ૨૨૧ |
| ૨૦ | રાત્રિએ બગીચામાં ... ... ... ... | ૨૪૮ |
| ૨૧ | નિર્દોષપર આફત. ... ... ... ... | ૨૫૯ |
| ૨૨ | આફતના સમાચાર ... ... ... ... | ૨૬૯ |
| ૨૩ | મિત્રોની વાતો ... ... ... ... | ૨૭૫ |
| ૨૪ | પ્રેમ પ્રાબલ્ય ... ... ... ... | ૨૮૩ |
| ૨૫ | નિશાચરનું આગમન. ... ... ... | ૩૦૧ |

છપાય છે.　　નામ નોંધાવો.　　ટુંક સમયમાંજ બહાર પડશે.

**વીસમીસદીનો વિચિત્ર રંગ દર્શાવતી, કપટીઓનાં કારસ્થાનોનો સંપૂર્ણ પરિચય કરાવનારી અને સ્વદેશસેવાનો ઉચ્ચત્તમ સુબોધ પ્રાપ્ત કરાવનારી અત્યુત્તમ નવલકથા.**

# કુસુમકાન્ત યાને સંસાર શેત્રંજ.



## ભાગ ૩ જો.

પ્રસ્તુત તૃતીય ભાગમાં મલ્લરાજનાં મનોવેધક કારસ્થાનો, વાસુદેવ આદિ પાપાત્મા મિત્રોનાં કુટિલ કર્મો. ચૈતન્ય, કુસુમકાન્તપર આવેલી આફતો, ખૂનીનાં ગયબી અને ચમત્કારિક મકાનો. હિંદહિતૈપી યુરોપી વીર જોનસન તથા સુરેશનાં અપૂર્વ અદ્‌ભુત સાહસિક પરાક્રમો. ઇંદિરા, કુસુમાવતી, ઇન્દુમુખી, ગુણવંતી, અન્નપૂર્ણા વગેરે પર ગુજરતા ગજબનાક જુલ્મો, વિલાસવશ વનિતા સૌન્દર્યવતીની પાપમય ભાવનાનું ભયંકર પરીણામ. સ્વામી રામાનંદની જનસેવા. શશીકાન્તનું વિલાયત પ્રયાણ વામનરાયની દ્રવ્ય લોલુપતા અને દુષ્કર્મો, કુસુમકાન્તના ભાગ્યનું પરિવર્તન, સ્વદેશભક્તના વર્તનમાં અજબ ફેરફાર વગેરે બોધક અને આકર્ષક વિષયોનો આબેહુબ ચિતાર આપવામાં આવ્યો છે. ઉંચા ગ્લેઝ કાગળો. સુશોભિત બાઇન્ડીંગ સાથે દળદાર પુસ્તકના **અગાઉથી ગ્રાહક થઇ નામ નોંધાવનાર પાસેથી રૂ. ૨-૮-૦ અને સાથે "માનસ તરંગાવલી" નામક ગઝલોનું પુસ્તક ભેટ આપવામાં આવશે. પાછળથી રૂપીઆ ત્રણ અને ભેટનું પુસ્તક આપવામાં આવશે નહિ.**

લખો:—

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

શાહપુર—**અમદાવાદ.**

ॐ

# કુસુમકાન્ત.

## દ્વિતીય ભાગ.

### ૧

### નરાધમનું નિવાસ સ્થાન.

જીનકી કિસીને ઇસ સમય તક ખબરભી પાઇ નહિ,
દૃષ્ટિમેં આતી નહિ ઉનકી નિશાનીભી કહીં.
કોઇ નહિ સાથી ચતુર અજ્ઞાનિઓકી ધૂમ હય,
મંઝીલ કહાં ? જાના કીધર ? યહભી નહિ માલુમ હય.
મલિનતા છાઇ હુઇ પાતા ન ઉત્તમ થલ કહીં,
ખોલકર આંખે કભી અપની દશા દેખી નહી.

—એક શાયર.

સમસ્ત સૃષ્ટિનાં પાપ પુણ્યની નિરીક્ષા કરી ભાસ્કર ભગવાન ક્યારનાએ અસ્તાચળ પ્રતિ પ્રયાણ કરી નભમંડળમાં વિલુપ્ત થઇ ગયા હતા. નિશાદેવીનું સામ્રાજ્ય સર્વત્ર વ્યાપેલું હતું. ભિષણ અંધકાર પૃથ્વીતલ પર પથરાએલો હતો. પૂર્ણ શાન્તિ છવાએલી હતી. તેમાં ક્વચિત્ નિશાચર પક્ષીઓની પાંખોના ફફડાટ અને ડુંગરામાં નિવાસ કરનારાં હિંસક જાનવરોના અવાજ શાન્તિને વિખેરતાં હતાં. ડુંગરાળ

પ્રદેશ અત્યારે ઘણોજ ભયાનક ભાસતો હતો. નિલાકાશમાં નક્ષત્રો હિરાની માફક ઝગમગી રહ્યાં હતાં. રાત્રિના દ્વિતીય પ્રહરનો પ્રારંભ થઇ ચૂકેલો હતો. આ ડુંગરા વિકટ પ્રદેશમાં એક નાનકડું રેલ્વે સ્ટેશન આવેલું હતું. સ્ટેશન ડેરાના આકારનું હતું. નાનું સ્ટેશન હોવાથી ત્યાં એક સ્ટેશન માસ્તર અને એક પોર્ટર સિવાય અન્ય કોઈ રહેતું નહિ ગાડીને આવવાનો વખત થએલો હોવાથી આ સમયે સ્ટેશન માસ્તર અને પોર્ટર ટીકીટ ઑફિસ આગળ સળગતા એક ફાનસ આગળ ઉભા રહ્યા હતા. આ વખતે કોઇ મુસાફર જણાતું નહોતું. આ સ્ટેશને રાત્રિના વખતે કોઇપણ મુસાફર આવતું નહિ. પણ આસપાસના ડુંગરોમાં ઇમારતી લાકડું અને દૂર આવેલા પર્વતોમાંથી આરસના પત્થરો મળતા હોવાથી દિવસે વેપારીઓનો અવર જવર રહેતો. તે વેપારીઓ સ્ટેશનપર માલ નાખી સાંજની ટ્રેઇનમાં પાછા ચાલ્યા જતા. સ્ટેશનપર પડેલો માલ રાત્રે રવાના થતો. રાત્રિના સમયે માલ લેવાનેજ ગાડી ત્યાં રોકાતી. ગાડી આવવાનો સમય થતાં સ્ટેશન માસ્તરે સીગ્નલ પાડવાની પોર્ટરને આજ્ઞા આપી. પોર્ટર આજ્ઞાનો અમલ કરી હાથમાં ફાનસ પકડી આમતેમ આંટા મારવા લાગ્યો. અલ્પ સમયમાંજ ગાડીની સીસોટીનો અવાજ દૂરથી સંભળાયો. શાન્ત પ્રદેશમાં ચારે તરફ અવાજ ફેલાઈ રહ્યો. જોત જોતામાં ધમધમાટ કરતી આગ-ગાડી સ્ટેશન યાર્ડમાં આવી અટકી. સ્ટેશન માસ્તર ગાર્ડને મળ્યો. ટ્રેઇનમાં આવેલા રેલ્વેના મજુરો માલ ચઢાવવા લાગ્યા. આ વખતે આ ટ્રેઇનમાંથી ત્રણ માણસો નીચે ઉતર્યાં. આ ત્રણ માણસોએ લાંબા કાળા ઑવરકોટ પહેરેલા હતા. માથા પર પંજાબી શાહી ફેંટા બાંધેલા હતા. આ ત્રણે માણસો ટીકીટ ઑફિસ આગળ પડેલી એક પાટલી પર બેઠા. માલ ડબ્બામાં ચઢાવી મજુરો ગાડીમાં બેઠા.

બાદ પોર્ટરે પાટલીપર બેઠેલા માણસોની ટીકીટો લઇ પૂછ્યું, " તમે કોણ છો ? "

" તે જાણવાની તારે શું જરૂર છે ? " એક માણસે રહેજ રોફથી પૂછ્યું.

" આ સ્ટેશને રાતની વખતે કોઇપણ પેસેન્જર ઉતરતું નથી. તેમજ આટલામાં કોઇ ગામ અગર શહેર પણ આવેલું નથી. આ કારણથી મારે તમને પૂછવું પડે છે કે આપ કોણ છો અને અત્યારે ક્યાં જવા ધારો છો ? " પોર્ટરે બારીકાઇથી દરેકના ચ્હેરાનું અવલોકન કરતાં કહ્યું.

તરતજ પ્રથમ બોલનાર કહેવા લાગ્યો, " ભાઇ ! અગત્યના કામ વિના કોઇપિણ રાતના વખતે અહિં આવેજ નહિ. હું મોટો વેપારી છું અને આ બે મારા ગુમાસ્તા છે. અમે ગયા અઠવાડીયામાં આ સ્ટેશન નજીક જે જંગલ આવેલું છે; તેનો કોન્ટ્રાક્ટ રાખ્યો છે. ગયા પરમ દિવસે મારાં કેટલાંક માણસો અહિં ઉતરી હાલ ત્યાં રહેલાં છે. મ્હારો વિચાર આવતી કાલે અહિં આવવાનો હોવાથી મ્હેં મારા તે માણસોને અગાઉથી ખબર આપી નથી. બાકી જો હું આજે આવનાર છું એવી ખબર તેમને આપી હોત તો તેઓ અત્યારે આ ટ્રેનપર આવ્યા વિના રહેત નહિ. પણ મારે અચાનક કામ આવી પડવાથી આજેજ આવવું પડયું. આ મારા માણસો રસ્તાથી માહિતગાર હોવાથી મને ત્યાં લઇ જશે. વળી અમે વેપારી માણસો હથીઆર ફાનસ સિવાય આવી કાળી રાત્રે કદાપિ બહાર નીકળીએજ નહિ. "

આટલું કહી તે માણસ ઉભો થયો અને સાથેના બે માણસો સાથે સ્ટેશનના ઝાંપા બહાર નીકળી તેઓએ આગળ પ્રયાણ કર્યું. તેઓના થોડેક ગયા પછી તરતજ ગાડીને ઉપડવાની વ્હીસલ વાગી. સ્ટેશન માસ્તરે

ગાર્ડ સાથે સેકહેન્ડ કરી. ગાર્ડે ફાનસ હલાવી રજા આપી. આ સાથેજ એક ડબ્બાનું બારણું ઉઘાડી એક માણુસ એકાએક નીચે કુદી પડયો. ધીમે ધીમે ચાલતી ગાડી છેવટે ધમધમાટ કરતી પૂરજોસથી ઉપડી ગઇ. ગાડીમાંથી ઉતરેલા માણુસની નજીક આવી સ્ટેશન માસ્તરે પૂછ્યું, " કેમ ભાઇ ! અંદર ઉંઘી ગયો હતો, કે જેથી આમ ગભરાટથી એકાએક નીચે ઉતરી પડયો ? "

" હા, કંઇક એમજ બન્યું." ગાડીમાંથી ઉતરનાર યુવકે જણાવ્યું.

" તમે ક્યાં જનાર છો ? " સ્ટેશન માસ્તરે પૂછ્યું.

" થોડીવારપર અત્યારે મારા સાથીદારો અહિંથી ગયા છે. તેમને મારી વિસ્મૃત્તિ થઇ હોય એમ જણાય છે. કારણુ કે ગાડીમાં બહુજ ગીરદી હોવાથી હું જુદા ડબ્બામાં બેઠો હતો અને નિદ્રા આવવાથી ઉંઘી ગયો હતો."

" તમે બીજા ડબ્બામાં બેઠા છો એવી તમારા મિત્રોને ખબર નહોતી ? "

"તે મારાથી કેમ કહી શકાય ? હું અને તેઓ સાથેજ નીકળ્યા હતા, પણુ સ્ટેશનપર આવતાં ટ્રેઇનને ઉપડવાની તૈયારી હતી અને મુસાફરોની પણુ પુસ્કળ ધમાલ હતી. આથી જેને જેમ ફાવ્યું તેમ બેસી ગયા કે તુર્તજ ગાડી ઉપડી. આથી કદાચ તે મારા મિત્રોએ મને રહી ગએલો પણુ માન્યો હોય. શું આપે તે ત્રણુ માણુસોને અત્રે ઉતરેલા જેયા નથી ? " યુવકે પૂછ્યું.

" ના, હું ગાર્ડની સાથે વાત કરવામાં રોકાએલો હતો." આમ કહી માસ્તરે નજીકમાં ઉભેલા પોર્ટર સામે જોઇ પૂછ્યું, "અલ્યા ! કોઇ પેસેન્જરો હતાં કે ? "

" હાજી. કોઇક ત્રણુ માણુસો હતા અને તેઓ ટીકીટો આપી થોડીવારપરજ ચાલ્યા ગયા છે. " પોર્ટરે જણાવ્યું.

"તે કેટલે દૂર ગયા હશે?" યુવકે માર્ગ પ્રતિ દૃષ્ટિ કરી પૂછ્યું.

"અરે હજીતો તેઓ અહિં નજીકમાંજ જતા હશે. તમે લગીર ઝડપથી ચાલજો એટલે તેમને પહોંચી મળશો." પોર્ટરે કહ્યું.

"એતો હું તેઓને જોતજોતામાં પકડી પાડીશ. વારૂ, સવારમાં અહિં ટ્રેઇન ક્યારે આવે છે?"

"રાજનગર તરફ જવાની ટ્રેઇન પરોઢીએ પાંચ વાગે આવે છે."

"લ્યો સાહેબજી." કહી તે યુવક ટીકીટ આપી સ્ટેશનના કમ્પાઉન્ડમાંથી બહાર નીકળ્યો. તે પછી સ્ટેશન માસ્તર અને પોર્ટર પણ ઑફિસમાં પ્રવેશી દ્વાર બંધ કરી સૂતા.

આગળ ગએલા ત્રણ માણસોને પકડી પાડવાને યુવક ઝડપથી ચાલ્યો જતો હતો. કેટલેક દૂર જતાં તેને આગળ ચાલ્યા જતા માણસોમાંના એકના હાથમાં બળતું ફાનસ જણાયું. આથી તે યુવકે કંઇક આનંદ પામી તેઓ જે તરફ જાય એ તરફ જવા માંડયું. આ યુવક કોઇક બહાદુર અને હિંમતવાન હોય એમ જણાતું હતું. તેણે પણ તેના શરીરપર ઓવરકોટ ઓઢેલો હતો. મુખપર બુકાની બાંધેલી હોવાથી તેનો ચ્હેરો ઢંકાએલો હતો. તેના હાથમાં એક જાડી અને મજબુત લાકડી હતી. તેનું શરીર પાતળું હતું. કદમાં બહુ ઉંચો નહિ અને બહુ નીચો પણ નહિ એવો આ યુવાન ત્વરીત પગલે આગળ પ્રયાણ કરનારાઓની પાછળ ચાલ્યો જતો હતો. આગળ ચાલ્યા જતા માણસોએ લગભગ એક કલાક સુધી પ્રવાસ કર્યો બાદ તેઓ એક ડુંગર નજીક આવી અટક્યા. પાછળ ચાલ્યો આવનાર પણ અટક્યો અને એક બાજુએ ઉભા રહી તેઓ શું કરે છે એ

જોઇ રહ્યો. ડુંગર નજીક ઉભેલા ત્રણ માણસોમાંથી એકે ઝીણી સિસોટી વગાડી. સીસોટીનો અવાજ વિકટ પ્રદેશમાં વ્યાપી રહ્યો. થોડીવારમાં ડુંગરની જમણી બાજુએ આવેલા એક નાના માર્ગમાંથી એક પ્રચંડકાય પુરૂષ ભૂતના ઓળાની માફક ચાલ્યો આવ્યો. તેને જોઇ સિસોટી વગાડનારે કંઇક જુદીજ ભાષામાં વાત કરી. તત્કાળ તે માણસે પોતે આવ્યો હતો તે માર્ગે ચાલવા માંડયું. ત્રિપુટિ તેની પાછળ જવા લાગી. દૂર ઉભેલા યુવકે પણ પુનઃ તેઓની પાછળ જવા માંડયું. આગળ ચાલનાર માણસ એક નેળસમાન સાંકડા રસ્તામાં થઇને તેની પાછળ ચાલ્યા આવનારાઓને એક ગુફા આગળ લઇ આવ્યો. આ ગુફાનું દ્વાર એક મોટા પત્થરથી ઢંકાએલું હતું. તે પત્થરની બાજુમાં એક નાનું વૃક્ષ આવેલું હતું. તે વૃક્ષના ડાળે એક મોટો ઘંટ બાંધેલો હતો. પેલા ભૂત જેવા ભાસતા માણસે ધીમેથી ઘંટ વગાડયો. અલ્પ સમયમાંજ ગુફા આગળ આવેલો પત્થર નીચે પડી ગયો અને અંદર જવાનો માર્ગ ખુલ્લો થયો. સઘળા અંદર પ્રવેશી આગળ વધવા લાગ્યા. વિસ્મય પામેલો યુવક પણ ઝડપથી ચાલી તેઓની પાછળ અંદર પ્રવેશ્યો. અંદર ઘોર અંધકાર વ્યાપેલો હતો. આગળ જનારાઓની સાથમાં ફાનસ હોવાથી પાછળ ચાલનાર યુવક નિર્ભયતાથી ચાલ્યો જતો હતો. કેટલાક ખાડા–ટેકરા ઓળંગી આ સાંકડી ચાલને પૂરી કરી સઘળા એક વિશાળ ચોગાનમાં આવીને ઉભા રહ્યા. આ સ્થળે એક પડી ભાંગેલું મોટું મકાન આવેલું હતું. આ ભાગેલા મકાનનો કેટલોક ભાગ સલામત જણાતો હતો. મકાનની ડાબી બાજુએ બે સમચોરસ ઓરડા આવેલા હતા. આ ઓરડાની દિવાલો પત્થરની હતી. દિવાલની ઉંચેના ભાગમાં જાળીયાં મૂકેલાં હતાં. આ ઓરડામાં જવાનો માર્ગ મોટા મકાનમાં

થઇને હતો. મેદાનમાં ઝાડ–પાન પુશ્કળ ઉગેલાં હતાં. નિશાચરોની પાછળ આવેલો યુવાન ફાનસના ઝાંખા પ્રકાશમાં સઘળું અવલોકન કરતો હતો. આગળ આવનાર માણસો હજી મોટા મકાનના દ્વાર આગળ ઉભા હતા. તેમને ઉભા રહે થોડીકવાર થઇ હશે, એટલામાં તો મકાનનાં દ્વાર ઉઘડયાં અને એક બુકાની બાંધેલો માણસ હાથમાં ફાનસ સાથે દ્વાર વચ્ચે ઉભેલો જણાયો. તેણે તે આવનારાઓને અંદર આવવાને હાથની ઇસારત કરી. તેઓ સઘળા અંદર ગયા. મકાનનાં દ્વાર પુનઃ બંધ થયાં. છૂપાઇ ઉભેલો યુવક તત્કાળ તે દ્વાર પાસે દોડી આવ્યો. તેણે દ્વારને ધક્કેલી જોયાં; પણ અંદરથી બંધ કરેલાં માલમ પડયાં. યુવક વિચારમાં પડયો; પણ તરત તેને કંઇક યાદ આવતાં તે ત્યાંથી દૂર ખશી એક વૃક્ષ નજીક ગયો અને ત્યાં બેસી તેણે તેના ઓવરકોટના ખીસ્સામાંથી એક નાનું ઇલેકટ્રીક ફાનસ કાઢયું. ચાંપ દબાવતાંજ પ્રકાશ પથરાયો. બાદ ફાનસને જમીનપર ગોઠવી તેણે બીજા ગજવામાંથી એક લાંબો જાડો કાગળ કાઢયો. તે કાગળમાં કંઇક પ્લાન જેવું ચિતરેલું હતું. યુવક ધ્યાનથી પ્લાનને જોવા લાગ્યો. વિજળીના ફાનસનો પ્રકાશ એટલામાં પથરાઇ રહ્યો હતો. તેના પ્રકાશમાં જોતાં યુવકનું મુખ ગૌર જણાયું. તેનું શરીર જો કે પાતળું હતું; પણ બાંધો મજબુત હતો. તેનું વય વિચારતાં આશરે પચિસેક વર્ષનું જણાતું હતું. તેણે માથાપર પંજાબી ઘાટનો ફેંટો બાંધેલો હતો. તેની આંખ્યો ચપળ જણાતી હતી. તેનું ગૌર મુખ અત્યારે ગંભીર અને વિચારશિલ જણાતું હતું. કાગળમાંના પ્લાનને ધ્યાન-પૂર્વક નિહાળી તે યુવક આત્મગત્ બોલ્યો કે, " ચાલો, રસ્તો મળી ગયો. આ તેજ મકાન છે અને આ સામે જણાતા મકાનમાં તેજ રહે છે. આ મોટા મકાનનીની સાથેના ઓરડાઓમાં પેલાઓને કદાચ

પૂર્યા હશે. ફીકર નહિ. હું ધારેલું કાર્ય પૂર્ણ કર્યા વિના હવે અહિંથી પાછો ફરનાર નથી. સારાં અને પરોપકારી કાર્યમાં પ્રભુ અવશ્ય મદદગાર થાય છે. મારો આ દેહ પારકાના કલ્યાણને અર્થેજ છે.” આમ બોલતા યુવકે પ્લાનના કાગળને વાળી યથાસ્થાને મૂક્યો અને પછી ફાનસ હાથમાં પકડી તેણે ત્યાંથી ચાલવા માંડયું. અંતે તે યુવક મકાનના છેક પાછળના ભાગમાં આવ્યો. ત્યાં પછીતે એક નાની બારી આવેલી હતી. યુવકનો વિચાર હરકોઇ પ્રકારે મકાનમાં પ્રવેશવાનો હતો. આથી તે તેની ચપળ ચક્ષુઓ ચારે તરફ ફેરવતો હતો. આ અરસ્સામાં જ તેને અંદર જવાનો એક માર્ગ મળી આવ્યો. એક લાંબી લાકડાના કટકાની બનાવેલી સીડી ત્યાં પડેલી જણાઇ. તરત તેણે તે સીડીને ઉપાડી દિવાલ સાથે ગોઠવી ઉપર ચઢવા માંડયું. છેક ઉપર આવી તેણે બારીનાં બારણાંને ધકેલ્યાં. બારીનાં બારણાં ખાલી વાસેલાં હોવાથી તત્કાળ ઉઘડી ગયાં. યુવકે હિંમતથી તે બારીવાટે અંદર પ્રવેશ કરી આગળ વધવા માંડયું. પ્હાડી પ્રદેશમાં પણ આવાં અગમ્ય સ્થળો હોય છે અને આવાં ગયબી સ્થાનોના પ્રતાપેજ પાપાત્માઓ તેમનાં પૈશાચિક કર્મો કરવામાં ફાવે છે. આવી રીતે આત્મગત વિચારતો યુવક ઇલેકટ્રીક ફાનસના પ્રકાશમાં આસપાસ બારીક નજરે જોતો આગળ ચાલ્યો જતો હતો. તે જે સ્થળે હતો; તે મકાનનો ઉપરનો ભાગ હતો. આ ઉપરનો ભાગ વિશાળ–લાંબો હતો. કંઇપણ વસ્તુ નજરે પડતી નહોતી, પણ માટી–ઇંટોના નાના ઢગલા કરેલા જણાતા હતા. ધીમા કદમે ચાલતો યુવાન આખરે એક ખૂણામાં આવ્યો. ત્યાં નીચે ઉતરવાને એક નાની લોખંડની સીઢી મૂકેલી હતી. એ સીડી વાટે આ અપરિચીત પણ હિંમતવાન યુવાન નીચે ઉતરી એક નાનકડા ગોળાકાર ઘાટના ઓરડામાં આવી ઉભો. તેણે આસપાસ જોયું તો

ઓરડાની સામેની દિવાલમાં એક બંધ દ્વાર જણાયું. તે દ્વાર તરફ જતાં પહેલાં યુવકે આ ગોળાકાર ઓરડાનું બારીકાઇથી નિરીક્ષણ કરી લીધું, તો તેને માલુમ પડયું કે આ ઓરડાની એક બાજુએ આવેલી ભીંતમાં એક મોટું હાટીયું આવેલું છે. તુર્તજ તે યુવકે હાટીયા નજીક જઇ તેને ખુલ્લું કર્યું. તે હાટીયાની અંદર જાત–જાતની દવાઓની નાની મોટી શીશાઓ ગોઠવેલી હતી. દરેક શીશીઓપર દવાનું નામ લખી કાગળની પટ્ટીઓ ચોંટાડેલી હતી. યુવકે ત્વરાથી નામ વાંચી લીધાં અને તેમાંથી તેને કંઇ ઉપયોગી થઇ પડે એવી દવાની બે શીશીયો માલૂમ પડતાં તત્કાળ તેણે તે બે શીશીઓ ઉપાડી લઇ ગજવામાં મૂકી દીધી. આ પછી હાટીયાને બંધ કરી તેણે બંધ દ્વાર તરફ જવા માંડયું. અલ્પક્ષણમાં ત્યાં પહોંચી તેણે તે બંધ બારણાંને જોર કરી ઉઘાડી નાખ્યાં; પણ આ સાથેજ તેના મુખથી એક કારમી પણ ધીમી ચીસ નીકળી ગઇ. હાથમાંનું ફાનસ નીચે પડી ગયું અને તે બહાદુર યુવાન હાથથી નાક દબાવી દસ બાર કદમ પાછો હઠી ઉભો. આમ થવાનું કારણ એ હતું કે તે બંધ બારણાં ખુલ્લાં થતાંજ તેમાંથી એવી તો ખરાબ દુર્ગંધ નીકળી કે જેથી માથું ફાટી જાય. દુર્ગંધ આખા ઓરડામાં ફેલાઇ રહી. નાક દબાવી ઉભેલા યુવકે કંઇક યાદ આવતાં પોતાના ઓવરકોટની બાંયના છૂપા ગજવામાંથી એક મોટો કાળો રૂમાલ ખેંચી કાઢયો અને તેને નાક ઢંકાય એવી રીતે બાંધી દીધો. તેણે નીચે પડેલું ફાનસ ઉપાડી દુર્ગંધવાળા ઓરડા તરફ જવા માંડયું. યુવક અંદર પ્રવેશ્યો. ફાનસનો પ્રકાશ ચારે તરફ પડી રહ્યો હતો. આ ઓરડો નાનો અને ચોરસ હતો. આ સમ-ચોરસ ઓરડાના એક વિભાગ તરફ નજર કરતાંજ યુવક કંપવા લાગ્યો. તેનું મુખ ફિક્કું પડી ગયું. તેની હિંમત હરાઇ જતી હોય એમ

જણાયું. તેના મુખપર પસીનો વળ્યો. તે યુવકની આવી અવસ્થા થવાનું કારણ ફક્ત એજ હતું કે ફાનસના પ્રકાશમાં તેને આ ઓરડામાં કેટલાંક મૃત મનુષ્યોનાં મુડદાં અને ત્રાસજનક દેખાવ આપતાં હાડપીંજરો નજરે પડયાં. વિકટ ગયબી સ્થાનમાં આવું ભયંકર દશ્ય નિહાળી ગમે એવો હિંમતવાન માણસ પણ ઘડીભર સ્તબ્ધ બની ભયગ્રસ્ત થઇ જાય, આપણા યુવકને પણ તેમજ થયું. થોડીવારે તેણે સ્વસ્થ થઇ કપાળપર વળેલો પસીનો લુછી હિંમતથી મુડદાં અને હાડપિંજર આગળ જઇ જોવા માંડયું. હૃદયભેદક દેખાવ તેની નજરે પડયો. પાંચ મનુષ્યોનાં મુડદાં કીડાથી ખદબદી રહ્યાં હતાં. તેમાંથી અપાર દુર્ગંધ નીકળતી હતી. ઘણા દિવસ થઈ ગએલા હોવાથી મુડદાં ભયાનક ભાસતાં હતાં. તે મુડદાંની નજીકમાં ચામડી–માંસ વિનાનાં ચાર વિકાળ દેખાવનાં હાડપિંજરો ઉભાં કરેલાં હતાં. વળી એક હાડપિંજરને અદ્ધર લટકાવેલું હતું. યુવક આવો ભયાનક દેખાવ જોઇ સ્તબ્ધ બન્યો. તેણે આ સ્થળે વધારેવાર રોકાવું યોગ્ય ધાર્યું નહિ. તેણે જોકે રૂમાલથી નાક ઢાંક્યું હતું, છતાં ઝેરી દુર્ગંધથી તેનું માથું ભારે થયું હતું. તેણે તત્કાળ તે ઓરડાની બહાર નીકળી બારણાં બંધ કર્યાં. હવે કઇ તરફ જવું ? મારી આગળ આવેલા માણસો ક્યાં હશે તેની માહિતી કેવી રીતે મેળવવી ? આ નરકાગારમાં નિવાસ કરનાર નરપિશાચ ક્યાં મુઓ હશે ? તેણે તેના ભોગ થએલા પેલાઓ...ને ક્યાં પૂર્યાં હશે ? આવા અનેક વિચાર યુવકને થવા લાગ્યા. તે થોડીકવાર કંઇક નિર્ણય કરી સીડીપર થઇ પાછો ઉપર આવ્યો અને ગજવામાંથી પ્લાનનો કાગળ કાઢી ધ્યાન પૂર્વક જોવા માંડયું. તે પ્લાનમાં આ ગુપ્ત મકાનના સઘળા ભાગનો ચિતાર આપેલો હતો. જે ઓરડામાં મુડદાં અને હાડપિંજરો આવેલાં હતાં તે ઓરડાની જાણ માટે યુવકે કાગળમાંના પ્લાનના એક નાના

આકારપર પેનસીલથી કાળું ટપકું કર્યું. આ પછી તેણે પોતે જે સ્થળે હતો, તે સ્થળ પ્લાનમાં ખોળી કાઢ્યું. એ સ્થળના ભાગ તરફ કરેલાં નિશાનોમાં પૂર્વ તરફના ખૂણામાં તેને લીલા રંગનું ટપકું કરેલું જણાયું. યુવકે પૂર્વ તરફના ખૂણા તરફ દૃષ્ટિ કરી તો ત્યાં ઈંટોનો નાનો ઢગલો પડેલો જણાયો. યુવકના મનમાં વિચાર ઉદ્ભવ્યો કે આ પ્લાનમાં કરેલા લીલા ટપકાના નિશાન પરથી ધારી શકાય છે કે ત્યાં કંઈક છૂપો માર્ગ આવેલો હોવો જોઈએ. ચાલ તપાસ કરૂં. યુવક ઉભો થઈ તે જગાએ ગયો. તેણે તેનાં ચપળ નેત્રો ચારે તરફ ફેરવ્યાં, પણ કંઈ જણાયું નહિ. તે નીચે બેઠો અને ત્યાં પડેલી ઈંટો ખસેડવા લાગ્યો. તેણે લગભગ અર્ધા કલાક સુધી મહેનત કરી ઈંટો દૂર કરી. તે સ્થળેથી ઈંટો દૂર થતાં તેને તેની અજબ અજાયબીમાં જણાયું કે ત્યાં એક લોખંડનું ઢાંકણુ ઢાંકેલું છે. યુવકે તત્કાળ તેને ઉઘાડી નાખી અંદર દૃષ્ટિ કરી તો માલૂમ પડયું કે આ સ્થળે પણ પ્રથમની માફક એક લોખંડી સીડી આવેલી છે. બાદ જેમ પિશાચ ભૂગર્ભમાં ઉતરે તે મુજબ યુવાન અંદર ઉતરી એક સાંકડી ચાલમાં ઉભો. આ ચાલ આશરે ત્રણ ફુટ પહોળી હતી; પણ લાંબી વિશેષ હોય એમ જણાયું. યુવાને હિંમતથી ચાલમાં આગળ ચાલવા માંડયું. થોડેક દૂર જતાં ચાલ પૂરી થઈ. યુવક એક છોબંધ ચોકમાં આવી ઉભો. આ ચોકની સામેની બાજુમાંજ એક દ્વાર આવેલું હતું. તે આ વખતે બંધ હતું. એ બારણાની બાજુની દિવાલમાં સહેજ ઉંચે એક જાળીયું આવેલું હતું. એ જાળીયામાંથી અંદરના ભાગમાં બળતા દીપકનો પ્રકાશ જણાતો હતો. યુવકે ચાંપ દબાવી પોતાના હાથમાંના ફાનસનો પ્રકાશ બંધ કર્યો, અને પછી ફાનસને ગજવામાં મૂકી તે જાળીયા નજીક ગયો. જાળીયું બહુ ઉંચે નહોતું. નજીકમાં એક

લાકડાની ખીંટી આવેલી હતી. તે ખીંટીને પકડી યુવાને જાળીની અંદર દૃષ્ટિ કરી તો તેના આશ્ચર્યની વચ્ચે અંદરનો અદ્ભૂત–આકર્ષક દેખાવ નજરે પડયો; કે જે જોતાંજ યુવાન ક્ષણભર વિસ્મય અને સ્તબ્ધ બન્યો.

---

## ૨

### વાતચીત.

જન જેવી કરણી કરે, પાર ઉતરણી તેમ,
વાવી ધઉંને બાવટો કહો લણાશે કેમ ?

યુવકને જાળીમાંથી જોતાં જણાયું કે અંદર એક વિશાળ સુશોભિત ઓરડો આવેલો હતો. અનેક પ્રકારનું નેત્રરંજક ફરનીચર ચારે તરફ ગોઠવેલું હતું. જમીનપર રંગબેરંગી શેત્રંજીઓ પાથરી, તેની પર ગાદી તકીયા બિછાવેલા હતા. એક બાજુએ મચ્છરદાનીથી ચારે તરફ ઢંકાએલો છત્રપલંગ પડેલો હતો. પલંગની બાજુમાં મખમલથી મઢેલી ખુરશીયો ગોઠવેલી હતી. ઓરડાની વચ્ચો વચ્ચ એક ગોળાકાર ટેબલપર મૂકેલા પ્રકાશીત ફાનસનો પ્રકાશ સર્વત્ર પથરાઇ રહ્યો હતો. ઓરડાની દિવાલોપર કેટલીક છબીયો અને એક તલ્વાર તથા એક બંદૂક લટકાવેલી નજરે પડતી હતી. વિકટ પ્રદેશમાં આવેલા અજાયબી સ્થાનમાં આવું આકર્ષક સ્થળ જોઇ યુવકના કૌતુહલનો પાર રહ્યો નહિ. ભયંકર કામોનો કરનાર એક નરપિશાચ આવા સ્થળમાં પણ કેવા દબદબાથી રહે છે જાણી યુવક આશ્ચર્યના મહાસાગરમાં ડૂબ્યો. તે અનિમેષ દૃષ્ટે અંદર અવલોકી રહ્યો હતો. પોતાની આગળ આવી મકાનમાં પ્રવેશેલા માણસો આ વખતે એક

ગાદીપર તકીયાને અઢેલી આડા પડેલા હતા. કોઈના મુખમાંથી એક પણ શબ્દ નીકળતો નહોતો. તેઓ કોઇકના આવવાની આતુરતાથી રાહ જોઇ રહ્યા હોય એવું તેમના ક્ષણે ક્ષણે ચમકી આવવાના દ્વાર તરફ દ્દષ્ટિપાત કરવાથી અનુમાન થતું હતું. દીપક ઝગઝગી રહ્યો હતો. તેઓની તરફ જોઇ રહેલો યુવાન ઘણીવાર સૂધી અદ્ધર રહેવાથી થાક્યો અને પછી મનમાં કંઇક નિશ્ચય કરી ધીમેથી નીચે ઉતરી બંધ બારણાં પાસે આવી બેઠો. આ પછી થોડીવારે વળી પાછો તેને કંઇક વિચાર થઇ આવતાં તેણે બારણાંને ધીમેથી ધકેલી જોયાં. બારણાં ખાલી વાસેલાં હોવાથી લગીર ખસ્યાં અને જગા થઇ. યુવક આનંદ પામી તે થએલી થોડીક જગામાંથી અંદર જોઇ રહ્યો. સઘળે શાન્તિ પથરાઇ રહી હતી. આવી રીતે લગભગ એક કલાક વ્યતિત થઇ ગયો. યુવકના મનમાં વિચાર થયો કે અંદર બેઠેલા માણસો જેની આતુરતાથી રાહ જોઇ રહ્યા છે; તે આ મકાનના શ્રીમાન માલીક અત્યારે ક્યાં પધાર્યા હશે ? શું ખબર પડે ? કદાચ તે ગૃહસ્થ અંદર બેઠેલાઓને મળી થોડીકવાર વિરામ લેવાનું સૂચવી અન્ય સ્થળે પણ ગયા હોય ! જે હશે તે હમણાં જણાશે. હું આજે મારો નિશ્ચય પૂરો કર્યા વિના અત્રેથી જનાર નથી. ભલે આ કામમાં મારૂં મરણ થાય, પણ આજે આ ભેદી મકાનનો તમામ ભેદ જાણી લઇશ. પ્રભુ મારા સત્કાર્યમાં જરૂર મદદગાર થશે. હું..." વિચાર અટક્યા. યુવકને અંદર કોઇકના આવવાનો ભાસ થયો. તરત તેણે દ્વારમાં થયેલી જગામાંથી અંદર દ્દષ્ટિ કરી. એક પ્રચંડકાય વિકાળ દેખાવનો માણસ અંદર આવેલો જણાયો. ગાદીપર આડા પડેલા માણસો ઝડપથી ઉભા થઇ તેના પગે પડ્યા. પોતાના પગમાં પડેલા માણસોને બેઠા થવાની ઇસારત કરી તે આવનાર પિશાચપ્રતિમાએ એક વિરામાસનપર સ્થાન

લીધું. એટલામાં એક સેવકે હુક્કો તૈયાર કરી લાવી વિરામાસનની સામે એક નાનું નીચું ટેબલ મૂકી તેની પર ગોઠવ્યો; અને પછી હુક્કાની લાંબી રબ્બરની નળી તે ભીમકાય પુરૂષના હાથમાં આપી. ભયાનક ભાસતા અને મુખપર મુછોના થોભીયાવાળા તે પિશાચ સ્વરૂપી પુરૂષે તેની લીંબુની ફાડો જેવી બે ખૂની-ક્રૂર આંખ્યો ચારે તરફ ફેરવતાં નિશ્ચિંત મને હુક્કો પીવા માંડયો. તેની તરફ ધ્યાનપૂર્વક નિહાળી રહેલો યુવક તત્કાળ તેને ઓળખી આત્મગત્ બોલી ઉઠયો, “ ઓહ ! હું આ શું જોઉં છું ? વિરામાસનપર બેઠેલો બદમાસ શું તેજ હશે ? હા, એ તેજ છે. મારી આંખ્યો મને ઠગતી નથી. હું તેને બરાબર ઓળખું છું. અહા ! હું જેને ધારતો હતો અરે જેનીપર સંશય લાવતો હતો એ એજ પિશાચ પ્રતિમા છે. બદમાસ, શયતાન, દુનિયાંમાંનાં નિર્દોષ જનોનું નિકંદન કાઢી પર્વતોમાં છૂપાઇ રહેનારા રાક્ષસ ! હું આજે તને બરાબર ઓળખી ગયો છું. બસ હવે સમજજે કે તારા મૃત્યુનો ગયબી ડંકો વાગી ચૂક્યો છે. નરપિશાચ ! થોડા દિવસને માટે જેટલા ખેલાય એટલા દાવ ખેલી મઝા માણી લે. અન્નદાતાનું સર્વસ્વ નાશ કરનાર નરાધમ ! તારી પ્રપંચજાળ હવે વધુ વખત ચાલી શકશે નહિ. જે શત્રુને તું મૂવેલો માને છે; એ તારો શત્રુ સ્વર્ગમાંથી કાળો નાગ અરે વિષધર વ્યાલ બની તારા પ્રાણ પરહરવા તારી પાસેજ આવ્યો છે. ઓ મારા જાલીમ ! મારા દુષ્મન; મારા આનંદને નષ્ટ કરનાર નરપશુ ! તું આજે ઘણા સમયે મારી નજરે પડયો છે. હું આજ સૂધી એમજ માનતો હતો કે તું રવડી-રખડીને ભુંડા હાલે મરણને મળી ચૂકયો હોઇશ. મારા ગુરૂજીનું કહેવું પણ મારા માનવામાં નહોતું આવતું. પૂજ્ય ગુરૂદેવ ! તમારા શબ્દો અત્યારે સત્ય થાય છે; પાપાત્માને આ આંખ્યો અત્યારે પ્રત્યક્ષ અવલોકી રહી

છે. બસ હવે જોવાદે કે શું થાય છે." આવેશમય બનેલા યુવાને મનને સ્વસ્થ કરી ધ્યાન પૂર્વક અંદરનું દૃશ્ય જોવા માંડયું. પાએક કલાક શાન્તિથી હુક્કો ગગડાવી વિરામાસનપર બેઠેલા રૌદ્રમૂર્તિ પુરૂષે પોતાની સામે ગાદીપર બેઠેલા ત્રણ માણસોમાંના એકને પૂછયું, "કેમ ભુપત ! તું શું ખબર લાવ્યો છે ?"

તે માણસ કે જેનું નામ ભૂપતસંગ હતું તે બોલ્યો, "હું ઘણી અગત્યની બાતમી લાવ્યો છું. આપની પાસેથી ગયા પછી હું પહેલ વહેલો વામનરાય શેઠના મકાને જઇ તેને મળ્યો. તેણે તમારા નામથી મારૂં સારૂં સન્માન કરી મને પૂછયું કે તારા શેઠ મને ક્યારે મળશે ? જવાબમાં મેં તેમને જણાવ્યું કે મારા શેઠ અગત્યના કામ માટે તેમના દેશ ગયા છે. તે થોડા દિવસ પછી અહિં આવશે. હું એક રાત તેના મકાને રહ્યો. તે અરસ્સામાં જાણી લીધું કે વામનરાયે અનેક પ્રકારની નવનવી કંપનીઓ કાઢી લોકો પાસે શેર ભરાવી ખૂબ પૈસા પેદા કર્યા છે. તેની જે નાની મીલ હતી તે મીલ મોટા પાયા પર હાલ ચાલે છે. વળી સરકારી અમલદારોની મિત્રાચારીથી અને ઘણા પૈસા ખર્ચવાથી તેને એક બે સારા ઇલ્કાબ પણ મળ્યા છે. હાલ વામનરાય મોટા શ્રીમંત કહેવાય છે. તે મોટરોમાં ભભકાબંધ ફરે છે; પણ હજારો ગરીબો અને સામાન્ય માણસોને રડાવે છે. તેની છોકરી ઈંદીરાને તેની સાથે બનતું નથી. વામનરાય અને તેની સ્ત્રી તરફથી તેને ઘણો ત્રાસ સહન કરવો પડે છે. તે છોકરી મુંબઇના એક ગૃહસ્થ પુત્રની સાથે પ્રેમમાં પડી છે. હું આખી રાત તેને ત્યાં રહી સવારમાં ત્યાંથી જવા તૈયાર થયો. મને નીકળતી વખતે વામનરાયે એકાન્તમાં બોલાવી મારા હાથમાં એક હજાર રૂપીઆના નવા નોટ મૂકી જણાવ્યું કે તારા શેઠને આ નોટો મારી તરફથી બક્ષીસ આપી

મને જલ્દીથી આવી મળવાનું કહેજે. આટલું કહી તે ચાલ્યા ગયા. અને હું ત્યાંથી બહાર નીકળી વાસુદેવના મકાને ગયો." આટલી વાત કહી ભૂપતસંગે નોટોનું બંડલ તેના શેઠને સ્વાધિન કર્યું. નોટોને અતી આનંદથી નિહાળી તે પુરૂષે ટટાર બેસી પૂછ્યું, "વારૂ વાસુદેવને ત્યાં જઈ તેં શું કર્યું? પેલી ઇન્દુમુખી ત્યાં હતી કે નહિ? પતી–પત્નીને હાલ કેમ બને છે?"

"પતી–પત્નીમાં દિવસે દિવસે આંખરોપ વધતો જાય છે. પૈસા વાસુદેવ બાપના પૈસા હાથમાં આવ્યાથી અદ્ધર ઉડે છે. તેનું ઘર ખાનારા દોસ્તોથી ચીકાર ભરાએલું રહે છે. તેના દોસ્તો તેને આખો દિવસ અને રાત્રિ નિસામાંજ રાખે છે. નવ નવા વેપારમાં, ખાલી કીર્તિ મેળવવામાં અને નવ નવી યુવાન યુવતીયો સાથે રંગ રાગ માણવામાં વાસુદેવના પૈસાનું પૂષ્કળ પાણી થાય છે. પેલા શાન્તિની વૈરી સૌન્દર્યમતી તો તેનું ઘણું પાણી કરે છે, વાસુદેવની પત્નીના દુઃખનો પાર નથી. તે બીચારી સૂકાઇને લાકડા જેવી બની ગઇ છે." ભુપતે જણાવ્યું.

"અલ્યા! તે બિચારી નથી પણ બદમાસ છે. ઝેરી નાગણુ છે. તેને જ્યારે ઘણુંજ દુઃખ પડશે ત્યારેજ ઠેકાણે આવશે. હાં... વારૂ પછી ત્હેં વાસુદેવીને મળી શું કર્યું?"

"મને જોતાંજ વાસુદેવે પૂછ્યું કે મલ્લરાજ ક્યાં છે? તેના વિનાતો અમે નિર્માલ્ય જેવા થઇ ફરીએ છીએ. મ્હેં તેને તમારી તરફના કુશળ વર્તમાન જણાવી કહ્યું કે મારા શેઠ તમને હવે ટુંકમાંજ મળશે. આટલા દિવસ તમને ન મળ્યા એનું કારણ એજ કે તેમની તબીયત એકાએક બીમાર થઇ હતી. પણ હવે આરામ છે એટલે જલ્દીથી તમને આવી મળશે. મારૂં આવું કહેવું સાંભળી તેણે મને પૂછ્યું

કે મલ્લરાજ ક્યાં રહે છે? તેના આ પ્રશ્નથી હું ગુંચવાયો, પણ પછી મેં તરતજ તેને જણાવ્યું કે મારા શેઠ હાલ આ ગામથી ચારસો માઇલના અંતર પર છે. હું આજે તેમની પાસે જવાનો છું. આપને કંઇ કહેવું હોય તો કહો. આ પછી તેણે થોડીકવાર વિચારમાં પડી કહ્યું, મલ્લરાજને જણાવજે કે કુસુમાવતીનાં લગ્ન કુસુમકાંત સાથે થવાનું નક્કી થઇ ચૂક્યું છે. માટે તેના સંબંધમાં જે કરવું હોય તે જલ્દીથી કરી નાખો. કુસુમાવતી વિના મને સઘળો સંસાર સ્મશાન સમાન લાગે છે. કુસુમાવતીને મેળવવાને માટે હું પાયમાલ થઇશ; પણ તેને મારી પ્રાણેશ્વરી જરૂર બનાવીશ. જો મલ્લરાજ તે ગુણવંતીને મેળવી આપશે તો હું તેમને ન્યાલ કરીશ. માટે જરૂર આટલો સંદેશો તારા શેઠને પહોંચાડજે અને તેમને ખર્ચીને માટે મારી તરફથી આ પાંચસેં રૂપિયાની થેલી આપજે. આટલું કહી તે ઘાસલેટીયાએ મારા દેખતાં તીજોરી ઉઘાડી અંદરથી એક કોથળી કાઢી મારા હાથમાં મૂકી. એ તીજોરી તેના સુવાના રૂમમાં એક નાની કોટડી આવેલી છે તેમાં ગોઠવેલી છે. અંદર નગદ રૂપીઆ–દાગીના અને નોટોનાં બંડલ પડેલાં મેં મારી નજરે જોયાં છે. આ પછી તેણે મને એક દારૂનો ગ્લાસ પાઇ સીઝર સીગારેટ આપી વિદાય કર્યો. ત્યાંથી બહાર નીકળી હું નજીકમાં આવેલી એક હોટેલમાં ચ્હા પીવા ગયો. ત્યાં મને પેલા શાન્તિ–કાન્તિનો મેળાપ થયો. શાન્તિને તેની બૈરી ગાંઠતી નથી અને લખલુટ ખર્ચ કરી શાન્તિને દેવામાં ડૂબાવે છે. કાન્તિ આખો દિવસ દારૂ અને જુગાર રમવામાં ગુમાવે છે. બન્નેએ પોતપોતાનાં દુઃખ મારી આગળ ગાયાં. મ્હેં તેમને આશ્વાસન આપી આપના કહેવા મુજબ જણાવ્યું કે મારા શેઠ પાંચમી તારીખના રોજ રાતના આઠ વાગે તમને ચુનીલાલની હોટેલમાં મળશે. આટલું કહી હું ચ્હા પી હોટે-

લમાંથી બહાર નીકળ્યો અને એક ભીખારીનો વેશ લઈ કુસુમકાન્તના આશ્રમમાં ગયો. કુસુમકાન્તની હાલ બોલબાલા બોલાઇ રહી છે. ગરીબ–તવંગર–વૃદ્ધ–જુવાન–બાળકની જીભના ટેરવે તેનું નામ રમી રહ્યું છે. તેનાં પરોપકારી કામ પણ એવાં જ છે. તેના આશ્રમમાં જોનસન સાહેબ આવનાર છે. જોનસનને માન આપવાની તૈયારીઓ આશ્રમમાં ચાલી રહી છે. આટલી બાતમી મેળવી હું સ્ટેશનપર આવ્યો. ત્યાં મ્હેં આ મારા મિત્રોને જોયા અને પછી અમે ત્રણે ટ્રેઇનમાં બેસી અહિં આવ્યા. નામવર ! લ્યો આ રૂપીયાની થેલી." ભૂપતે રૂપીયાની થેલી મલ્લરાજના હાથમાં આપી. મલ્લરાજ કંઇક ઉંડા વિચારમાં પડયો. તેણે થોડીવારે વિચારનો ત્યાગ કરી રૂપીયાની થેલીને પાસે પડેલા ટેબલ પર મૂકી બાકીના બે માણસોમાંથી એકને પૂછ્યું, "અલ્યા બેચર ! કહે હવે તું શું કરી આવ્યો ? તને પેલા ભામટા સાધુનો અને આપણા પેલા...ભયંકર શત્રુનો કંઇ પત્તો લાગ્યો ?"

"સાધુને માટે હું દરેક સ્થળે ફરી વળ્યો; પણ તેનું કંઇ નામ નિશાનજ જણાયું નહિ. તે પછી થાકીને હું પેલા...શત્રુના શહેર તરફ ગયો. શહેરમાં તેનું મકાન ખોળી મ્હેં તપાસ કરી તો માલમ પડયું કે એ તો ઘણાં વર્ષથી મરી ગયો છે. તેની સ્ત્રી અને બાળક દુઃખદ અવસ્થામાં દહાડા ગાળે છે. તે સ્ત્રી–બાળકનું રક્ષણ–પોષણ તેના એક મિત્રથી થાય છે. તે મિત્ર કોણ છે એ જાણવાને મ્હેં ઘણો પ્રયાસ કર્યો; પણ હું જાણી શકયો નહિ. આ પછી હું આ તરફ આવવા નીકળ્યો અને માર્ગમાં આવતા એક ગામડાની ધર્મશાળામાં આ મણીલાલને મળ્યો."

બેચરે તેની વાત સમાપ્ત કરી. મલ્લરાજ બોલ્યો, "સાધુના વેશમાં છૂપાએલો તે શત્રુ જ્યાં સુધી જીવતો છે, ત્યાં સુધી આપણાથી

સુખે રહી શકાય એમ નથી. તેના હાથમાં આપણું મ્હોત છે. આપણે તેને ગમે ત્યાંથી ખોળી કાઢી ઠાર કરવાની ઘણી જરૂર છે. વળી જેને આપણે મરેલો માનીએ છીએ, તે પણ જીવતો હોવાનો મને વ્હેમ છે. જો તે જીવતો હશે; તો આપણે કોટી ઉપાયે પણ બચવાના નથી. આપણા મ્હોતના પુરાવા તેની પાસે મોજુદ છે. વળી તે હાલમાં એક માનનીય પુરૂષ થઇ પડેલ છે. પણ મારા ધારવા પ્રમાણે તો તે વિષપાનથી મરીજ ગયો હશે. મેં તેને જે ઝેર આપ્યું હતું, તે ઘણું કાતિલ હતું. તે મરી ગયો છે એમ જો કે હું માનું છું; પણ જે માણસનો મ્હેં નાશ કર્યો હતો, તેને સાધુરૂપમાં ઘણા વખતે જીવતો જોવાથી; તે વિષપાનવાળા દુષ્મનના જીવનની પણ આશંકા રહે છે. વળી જોનસન પણ આપણી પાછળ પડયો છે. હું તેના હાથમાં અનેક વખત સપડાઇ જતાં બચ્યો છું. આપણે આપણાં કામ હવે ઘણી સાવધાનત્તાથી કરવાનાં છે. વારૂ મણીલાલ! તું મુંબાઇ જઇ આપણા મોતીલાલ બંકાને મળ્યો હતો કે?"

"હાજી." મણીલાલે ટુંકો ઉત્તર આપ્યો.

"આપણી કમળનો કંઇ પત્તો લાગ્યો છે?" મલ્લરાજે પૂછ્યું.

"ના, બિચારા બંકાએ બની શકે એટલા પ્રયત્નો કર્યા; પણ તેને સઘળામાં નિષ્ફળતા મળી છે."

"બંકાએ બીજું કાંઇ કહ્યું છે?"

"ના, પણ તેણે આ કાગળનું એક બીડેલું બંડલ આપ્યું છે." મણીલાલે એક ગોળ બંડલ મલ્લરાજના હાથમાં આપ્યું. પાપાત્માએ ધડકતા અંતઃકરણે બંડલ ઉકેલ્યું, તો તેની અંદરથી ચાર પાનાનું એક ન્યુસપેપર નીકળ્યું. ન્યુસપેપરના પ્રથમ પાને એક માણસની છબી છાપેલી હતી અને તે ફોટાની નીચે મોટા અક્ષરે એક જાહેર ખબર છાપેલી હતી.

## રૂપીઆ દસહજારનું ઈનામ.

આ ફોટાવાળો માણસ ભયંકર ખૂની છે. તેણે કમકમાટી ભરેલાં ખૂન કર્યાં છે. અનેક સુખી માણસોને પાયમાલ કર્યાં છે. તે માણસ જુદાં-જુદાં નામ ધારણ કરી ફરતો ફરે છે; સરકારના અનેક અમલદારો તેની શોધખોળ ચલાવી રહ્યા છે; પણ આજકાલ કરતાં ઘણાં વર્ષોથી તેનો પત્તો મળતો નથી. માટે જે કોઇ માણસ અગર સરકારી નોકર ઉપરના ફોટાવાળા માણસને પકડી આપશે અગર તેની બરાબર બાતમી મેળવી લાવી તેને પકડાવી આપશે તેને ઉપરના ઇનામ મુજબ સારૂં સન્માન મળશે. ”

મલ્લરાજે વ્યાકુળ વદને જાહેર ખબર વાંચી પેપરને ગુસ્સાથી દૂર ફેંકી દીધું. આ વખતે તેની મુખમુદ્રા વિચિત્ર પ્રકારની થઇ રહી હતી. તેના ભયકારક મુખમાં વિશેષ ભયાનકતા જણાવા લાગી. તેની આંખ્યો આગના અંગારાની માફક ચળકવા લાગી. તે દાંત પીસી હાથની મુઠ્ઠીઓ વાળવા લાગ્યો. તેની આવી અવસ્થા નિહાળી તેના સેવકો પણ ભયભીત થયા. બહાર બેઠેલો યુવક પૂર્ણ ધ્યાનથી આ પ્રકાર અવલોકી રહ્યો હતો. ક્રોધાક્રાન્ત બનેલા મલ્લરાજે થોડી-વાર એવી અવસ્થા અનુભવી ગુસ્સાના આવેશથી બોલવા માંડ્યું, “ બસ, હવે આ દેહમાં દયાનો એક પણ અંશ રહેશે નહિ. સર-કાર અને દુષ્મનો જે ખૂનીને પકડવાને માટે ફાંફાં મારી રહ્યા છે; તે ખૂની જીવતાં જીવત તો કદી પકડાશે નહિ. દુષ્મનો ! યાદ રાખજો કે તમે જે ખૂનીને પકડવા ઇચ્છો છો, તે ખૂની હજી ઘણાં ખૂન કરશે. બસ હવે તો—

મમ દુષ્મનોને હું હણું, હથીઆરના આઘાતથી;
નીજ વૈરનો બદલો લઉં, આઘાતના પ્રતિઘાતથી.

ધારા વહાવું ખૂનની, ખંજર ભીંજાવું લોહીથી;
એ કાર્યના કરવા વિના, સિદ્ધી હવે મારી નથી.

બસ હવે એજ વિચાર." આમ બોલતા બદમાસે ભયભીત થએલા પોતાના સેવકો પ્રત્યે કહ્યું, "તમે ગભરાશો નહિ. આપણો વાંકો વાળ કરનાર કોઈ નથી. તમે આ જાહેર ખબર વાંચી? ન વાંચી હોય તો લ્યા વાંચો." કહી મલ્લરાજે પેપરની જાહેર ખબર વાંચવાને કહ્યું. ત્રણે જણા પેપર ઉપાડી વાંચવા લાગ્યા. જાહેરખબર વાંચી તેઓએ મલ્લરાજના વદન સામે જોયું. મલ્લરાજે ગંભીર વદને પૂછ્યું, "કેમ વાંચ્યું ને?"

"હાજી; પણ આ ખૂની કોણ છે?" મણીલાલે પૂછ્યું.

"તે ઘણો ભયંકર માણસ છે; મહાન ઉથલપાથલ કરનાર છે, રાક્ષસનો અવતાર છે."

"આપશ્રી તેને ઓળખો છો?"

"હા, તે મારો જીગર જાન દોસ્ત છે."

"ત્યારે તેને પકડાવી દસહજાર રૂપીઆનું ઇનામ મેળવી લ્યોને? બેચરે કહ્યું.

"બદમાસ! દૌલતના ગુલામ! ચૂપ થા. તાથી જીભજ કાપી નાખીશ. જે મિત્રના પ્રતાપે તું, હું અને આપણાં માણસો અમનચમન ઉડાવીએ છીએ તેને શું આપણે પોતે જ ફસાવીએ? યાદ રાખજે કે હવેથી આવું હલકું પેટ રાખીશ, તો તારી દશા પેલા ઓરડામાં મૂકેલાં હાડપિંજર જેવી કરીશ." મલ્લરાજ મૌન રહ્યો. બેચર બોલેલા શબ્દોથી પસ્તાયો. એવામાં પુનઃ મલ્લરાજ બોલ્યો, "મણીલાલ! તેં પેલા કાગળ વિશે બંકાને પૂછ્યું હતું કે?"

"હાજી, તે કાગળની તેમણે ઘણી તપાસ કરી; પેલાના મકા-

નમાં પણ છૂપી તલાસ કરાવી પણ તે કાગળનો પત્તો લાગ્યો નહિ. આથી તે માને છે કે તે કાગળનો મરનારની સાથેજ નાશ થયો છે."

"જો તેમ હોય તો ઠીક; પણ આપણે તેની માન્યતાપર આધાર રાખવો જોઇએ નહિ. આપણે સવારના પહોરમાં અહિંથી જવાનું છે. તે પહેલાં આપણા પંજામાં ફસાએલા પેલા બે દુષ્મનોનું ઠેકાણું કરી નાખવું જોઇએ. મારો વિચાર તે બન્નેને અત્યારે અહિં બોલાવી તેમાંના પેલા ચૈતન્ય પાસે એક દસ્તાવેજમાં સહિ કરાવી લઇ તેને જહન્નમમાં મોકલી આપવાનો છે. કારણ કે તે આપણા દુષ્મનોમાંનો એક ભયાનક દુષ્મન છે. બીજા કેદી બુલબુલખાનને આપણા પક્ષમાં મેળવવાને સમજાવીશું. જો તે મારૂં કહેવું માની આપણા પક્ષમાં મળશે તો કુસુમકાન્તની પાયમાલીના કાર્યમાં ઘણો ઉપયોગી થઇ પડશે. તે કુસુમકાન્તનો ઘણો વિશ્વાસુ માણસ છે. તે તેની તમામ બીના જાણે છે. તે જો આપણા પક્ષમાં આવશે તો તેનું જીવન બચાવશે, નહિ તો તે પણ તેના કિસ્મતને આધિન થશે."

"બુલબુલખાન જીવવાની આશાએ કદાચ ઉપરથી આપણો પક્ષ સ્વિકારી પૂર્ણમૂક્ત થતાં દગો દેશે તો?" ભૂપતે પૂછ્યું.

"હું તેને કુરાને શરીફના સોગન ખવરાવીશ અને સાથે પેલા ભયંકર હાડપિંજરનાં દર્શન કરાવી તેના જેવી દશા કરવાનું સુચન કરીશ. છતાં જો તે બેવફા થશે તો તેનું ગમે એ પ્રકારે ખૂન કરીશ. મારા વિશ્વાસુઓ! તમે મને જેવો તેવો માણુસ સમજશો નહિ. મારાં કામ અજબ છે. તમે કેટલાંક જોયાં છે અને વખત જતાં વધુ જોશો." મલ્લરાજે શાન્ત થઇ ભીંતે લટકાવેલા ઘડીઆળ તરફ જોયું. બે વાગેલા જણાયા. તરત મલ્લરાજ એક દિવાલ આગળ ગયો. તે દિવાલ પર એક કાળી દોરી લટકતી હતી. તે દોરીને તેણે

જોરથી ખેંચી. ઘડીયાળના એલાર્મની માફક નાની ઘંટડી વાગવાનો અવાજ સંભળાયો. લગભગ બે મીનીટ સુધી ઘંટડી વાગી બંધ થઈ; તેની સાથે જ જાણે ભૂગર્ભમાંથી રાક્ષસ નીકળ્યો ન હોય એ પ્રમાણે એક કાળો સીધી જેવો માણસ અર્ધા ઉઘાડા શરીરે મલ્લરાજ પાસે દોડી આવી આજ્ઞા સાંભળવાને હાથ જોડી ઉભો.

બહારથી સઘળું દૃશ્ય અવલોકી રહેલો યુવક મલ્લરાજનું અદ્‌ભુત કામ નિહાળી આશ્ચર્ય પામ્યો અને પોતાને એક મહા ભયાનક દુષ્મન સાથે કામ પડયું છે એમ માનવા લાગ્યો. મલ્લરાજે પોતાની સામે ઉભેલા શ્યામ સ્વરૂપ માણસને કહ્યું, 'પેલા બે છોકરાઓને અહિં લઇ આવ."

તત્કાળ તે માણસ ત્યાંથી દોડી ગયો. મલ્લરાજે નજીકમાં પડેલી એક પેટીમાંથી એક દસ્તાવેજ બહાર કાઢી ટેબલ પર મૂકયો; અને પછી પોતે વિરામાસન પર પડી હુકકો પીવા લાગ્યો. તેના વિશ્વાસુ સેવકો પણ ગાદી પર આડા પડી પોતાના સરદારની મનમાં પ્રશંસા કરવા લાગ્યા. ધ્યાન પૂર્વક સઘળો પ્રસંગ જોઇ રહેલો યુવક હવે શું થાય છે એ જોવાની આતુરતા ધરાવી રહ્યો.

---

૩

## પિશાચના પંજામાં.

કાજળ તજે ન શ્યામતા, મુક્તા તજે ન શ્વેત;
દુર્જન તજે ન કુટિલતા, સજ્જન તજે ન હેત.

મલ્લરાજની આજ્ઞા સાંભળી દોડી ગએલો માણસ થોડી વારે બે યુવકોને લઇ ત્યાં હાજર થયો. આ બન્ને યુવકો કેદીની અવસ્થામાં હતા. તેમના હાથ પગ છૂટા હતા. બન્નેનાં મુખ ગંભીર અને

નિસ્તેજ જણાતાં હતાં. ઘણા દિવસો થવાથી પહેરેલાં વસ્ત્રો પણ મલીન જણાતાં હતાં. આ બન્ને યુવાનો અન્ય કોઇ નહિ પણ આપણા પરિચીત ચૈતન્ય અને બુલબુલખાન હતા; કે જેમને મલ્લરાજે ઘણા દિવસથી આ પ્હાડી પ્રદેશમાં લાવી એક ઓરડામાં પૂરી રાખ્યા હતા. બન્નેને આ સ્થળે પૂરાએ લગભગ છમાસ થવા આવ્યા હતા. આટલા બધા દિવસો થયા હતા છતાં તેઓ હજી એટલું પણ જાણી શક્યા નહોતા કે તેમને અહિં શા કારણથી પકડી આણી પૂરવામાં આવ્યા છે. એ જાણવાને તેઓએ ઘણા પ્રયત્નો કર્યા હતા; પોતાની દેખરેખ રાખનારાઓને તેમજ પોતાને ખાવાનું આપી જનારને પણ પૂછ્યું હતું; પરંતુ તેઓ કંઇ પણ ખુલાસો મેળવી શક્યા નહોતા. તેમને એકવાર ખાવાનું આપવામાં આવતું, ખોરાકમાં મકાઇ–બાજરાના જાડા રોટલા અને સાથે થોડુંક શાક મળતું.

બન્ને જણા એક બીજાને આશ્વાસન આપી દિવસો નિર્ગમન કરતા હતા. ચૈતન્યને પોતાની માતાને માટે ઘણું લાગી આવતું; પણ બુલબુલખાનના આશ્વાસનથી તેને કંઇક ધૈર્ય પ્રાપ્ત થતું. બન્નેમાં ગાઢો પ્રેમ બંધાયો હતો. હું હિંદુ છું અને આ મુસલમાન છે એવી ભાવના તેઓમાંથી નષ્ટ થઇ હતી; પણ જ્ઞાની બુલબુલખાન ખોરાક લેતી વખતે ચૈતન્યથી કંઇક દૂર બેસતો. ચૈતન્ય મૌનતાથી બેસી રહેતો. તેને પોતાની દુર્દશાના મનમાં વિચાર આવ્યા કરતા. તે ઘણો સમય વિચારમાં જ વ્યતિત કરતો; પણ બુલબુલખાન અનેક પ્રકારની વાતો કરી તેને અને પોતાના મનને કંઇક પ્રસન્ન રાખતો. ભાગ્યમાં લખ્યું હશે તે બનશે, થનાર હશે તે થશે; નાહકના દુઃખી વિચાર કરવાથી કંઇ પણ વળશે નહિ, એમ ધારી બન્ને જણા ભવિષ્યમાં શું થાય છે એ જોવાની ઇચ્છા ધરાવી રહ્યા હતા. આજે રાત્રિના નમેક

વાગ્યાને સુમારે બન્ને જણા વાતો કરતા નિદ્રાવશ થયા હતા. દુઃખીઓને નિદ્રામાં પણ શાન્તિ મળતી નથી, એ મુજબ આ બન્ને કમનશીબ કેદીઓને નિદ્રામાં પણ અજંપો થયા કરતો હતો. બાદ બે વાગવાના સુમારે પેલા સ્યામવર્ણા પુરૂષે આવી બન્નેના પગ પકડી ખેંચ્યા. બન્ને જાગૃત થઇ બ્હાવરાની માફક જગાડનારની સામે જોઇ રહ્યા. તે કદરૂપો માણસ હાથમાં ફાનસ પકડી ઉભો હતો. તેણે તેમને ચાલવાની ઇસારત કરી. બન્ને જણા તત્કાળ તેની પાછળ ચાલ્યા અને મલ્લરાજની સમક્ષ આવી ઉભા. તેમને લઇ આવનાર કદરૂપો માણસ એક બાજુએ જઇ ઉભો રહ્યો. ચૈતન્ય અને બુલબુલખાન ભય-વિસ્મયતાથી ત્યાંના દેખાવને જોઇ રહ્યા. થોડીક્ષણ મૌનતામાં વ્યતિત કરી મલ્લરાજે હુક્કાની નળી નીચે મૂકી ચૈતન્ય સામે તિવ્ર નેત્રે નિહાળી પૂછ્યું.

"છોકરા! તારી આ દુર્દશા સાથી થઇ છે એ તું જાણે છે?"

"ના." ચૈતન્યે ટુંકો ઉત્તર આપી રોષમય દ્રષ્ટે મલ્લરાજના સામે જોયું.

"વારૂ તું અહિંથી છુટવાને ચાહે છે?" મલ્લરાજે પૂછ્યું.

"પિંજરામાં પૂરાએલું વાચાહીન પંખી પણ પિંજરામાંથી મૂક્ત થવાને ચાહે છે; તો હું કેમ ન ઇચ્છા રાખું?"

"અહિંથી મૂક્ત થવાની ઇચ્છા હોય તો હું પુછું તેના ખરા જવાબ આપ અને મારૂં કહેવું કબુલ કરવાને તૈયાર થા."

"હું આપના પ્રશ્નના જવાબ સત્ય જ આપીશ અને આપનું વ્યાજબી કહેવું વગર વિલંબે કબુલ કરીશ. બોલો તમે શું કહેવા માગો છો?"

"તું કોણ છે?"

"હું એક ગરીબ માણસ છું. મારૂં નામ ચૈતન્ય છે."

"તારા બાપનું નામ?"

"હા! મારા બાપનું નામ!" ચૈતન્ય આગળ બોલી શક્યો નહિ. બાપ શબ્દ સાંભળતાં અને બોલતાં તેનો કંઠ ભરાઇ આવ્યો. તેને કંઇક છૂપું દર્દ થઇ આવ્યું. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખી પૂછ્યું, "મારા બાપના નામ સાથે તમારે શું સંબંધ છે? કૃપા કરી જણાવો કે અમને અહિં પૂરી રાખવાનું શું કારણ છે? તમે કોણ છો? અમે તમારૂં શું બગાડયું છે? દુઃખી માણસોને વધુ દુઃખ દેવાથી તમને શું લાભ મળનાર છે?" ચૈતન્યે દુઃખના આવેશથી ઉપરા સાપરી પ્રશ્નો કર્યા.

"છોકરા! ત્હેં અને તારા બાપે મારૂં ઘણું બગાડયું છે. તારા કાલાવાલા મારા આ પાષાણ હૃદયમાં કદાપિ દયા ઉત્પન્ન કરી શકશે નહિ. બોલ જવાબ આપ કે તારો અભાગી બાપ હાલ ક્યાં છે?"

"મારા બાપને અભાગી કહેનાર ઝેરી સાંપ! તું કોણ મૂઓ છે એ તો પ્રથમ જણાવ?" ચૈતન્યે ગુસ્સાથી તપી જઇ પૂછ્યું.

"હું તારો કાળ છું. જો-ધ્યાનપૂર્વક જોઇ લે કે તું અત્યારે કોની સામે ઉભો છે?" કહી મહારાજે પોતાના ચ્હેરામાં કંઇક ફેરફાર કર્યો કે જેથી ચૈતન્ય એકદમ કારમી ચીસ પાડી બોલી ઉઠયો કે; "ઓહ! કોણ જાલીમ દુષ્મન? તું–તું..." ચૈતન્ય આગળ બોલે એ પહેલાંજ મહારાજ ત્રાડ પાડી બોલી ઉઠયો, "બસ, હવે એક પણ વધુ શબ્દ બોલ્યો તો મુડદું જ થઇ પડયો સમજજે."

"નહિ બોલું; એક શબ્દ પણ નહિ ઉચ્ચારૂં. મારીપર દયા કર. હવે શું બાકી રહ્યું છે કે જેથી આટલો બધો ત્રાસ આપ્યા કરે છે?" ચૈતન્યે ગદગદિત્ કંઠે કહ્યું.

"મારા ત્રાસમાંથી છૂટવાનો ફકત એક જ રસ્તો છે." મલ્લરાજે કહ્યું.

"જણાવો, અમારી પર રહમ કરો."

"પ્રથમ જણાવ કે તારો બાપ ક્યાં છે?" પુનઃ મલ્લરાજે પ્રશ્ન કર્યો.

"મારા પિતા મને અને મારી માતાને ભર જંગલમાં એકલાં નિરાધાર મૂકી ઘણા વર્ષોથી ચાલી ગયા છે. તેમનો આજ સુધી પત્તો નથી. હું અને મારી માતા તેમને સ્વર્ગમાં ગયા સમજીએ છીએ."

"નહિ; તું જુઠું બોલી મને ઠગે છે. તારો બાપ જીવતો છે; તેને મ્હેં મારી નજરોનજર જોયો છે."

"હેં! શું કહો છો? શું મારા પિતાને તમે જીવતા જોયા છે? જો તે જીવતા હોય તો મને તેમની પાસે લઇ જાવ. હું તમારો ઉપકાર કદાપિ નહિ ભૂલું. તમે કહેશો એમ કરીશ અરે તમારો ગુલામ થઇને રહીશ." ચૈતન્ય દીનવદને હાથ જોડી મલ્લરાજ સામે જોઇ રહ્યો. મલ્લરાજ ચૈતન્યના શબ્દોથી વિચારમાં પડ્યો. બુલબુલખાન તો આ સંવાદ સાંભળી સ્તબ્ધ બન્યો. બહારથી સાંભળી રહેલો યુવક આ સંવાદ સાંભળતાં વારંવાર ક્રોધાક્રાન્ત બની જતો અને એકદમ અંદર દોડી જઇ મલ્લરાજને જમીન દોસ્ત કરી ચૈતન્યનું રક્ષણ કરૂં એમ તેના મનમાં થઇ આવતું; પણ બળાત્કારથી મનને વશ રાખી તે સઘળું શ્રવણ કરી રહ્યો હતો. થોડો સમય વિચારમાં વ્યતિત કરી મલ્લરાજે પૂછ્યું. "ત્હેં તારા બાપને નથી જોયો એ તું સાચું કહે છે?"

"હું પ્રભુને હાજર ગણી સત્ય જ જણાવું છું."

"ચાલ જવા દે એ વાત અને જો જીવવું હોય તો આ દસ્તાવેજમાં તારી સહિ કરી આપ." મલ્લરાજે એક લાંબો કાગળ ઉકેલી

ચૈતન્ય સામે ધર્યો. બ્હેચરે શાહિનો ખડીયો અને કલમ લાવી રજુ કર્યા. મણીલાલે કલમને શાહીમાં બોળી ચૈતન્યના હાથમાં આપી. ચૈતન્ય શું કરવું તેના વિચારમાં પડ્યો. અંદર શું લખ્યું હશે? શું મને જીવન પર્યંત ગુલામ બનાવવાનું આ ગુલામી ખતતો નહિ હોય? આવા અનેક વિતર્કને અંતે ચૈતન્યે વાંચ્યા વિના સહિ નહિ કરી આપવાનો નિશ્ચય કર્યો. ચૈતન્ય એક રંક હતો; દુઃખી હતો, પણ તેનું હૃદય દ્દઢ નિશ્ચયી હતું. તેણે જે વાતનો દ્દઢ નિશ્ચય કર્યો; તેમાં અનેક સંકટો આવી પડે છતાં નિશ્ચયથી વિચલીત થતો નહિ. તેને શાન્ત-વિચારવશ ઉભેલો જોઇ પુનઃ મહારાજે કહ્યું. "કેમ સહિ કરે છે કે નહિ?"

"આ પત્રમાંનું લખાણ વાંચ્યા વિના હું સહિ કેવી રીતે કરૂં? પ્રથમ મને વાંચવા દ્યો."

"નહિ, તારે વાંચ્યા અને જાણ્યા વિના જ સહિ કરી આપવી પડશે."

"કારણ?" ચૈતન્યે કંઇક હિંમતથી પૂછ્યું.

"મારી એવી જ મરજી છે."

"પણ એવી રીતે સહિ કરી આપવામાં મારા હૃદયની તદ્દન ના મરજી છે."

"એમ! તો સમજી લેજે કે પેલાં બતાવેલાં હાડપિંજર જેવી તારી દશા આ પળે જ થશે."

"નહોતો જાણતો કે પાળેલો વિષધર પાલન કરનારને જ દંશ દેશે." ચૈતન્યે શાન્તસ્વરે કહ્યું.

"એ સવાલની અહિં જરૂર નથી. તું કોને સંભળાવે છે?"

"એક નિમકહરામને; એક ન્યાય-નીતિથી વિમુખ થએલા

શયતાનને, કે જેણે તેના અન્નદાતાનું સર્વસ્વ નાશ કર્યું છે." ચૈતન્યે રોષમય વદને જણાવ્યું.

"સ્વાર્થ આગળ કોણ અન્નદાતા? દુનિયાં સ્વાર્થની છે? હાથમાં આવેલો દાવ ગુમાવનાર મૂર્ખ ગણાય છે; ગમે એ પ્રકારે શ્રીમાન બનવું એજ મારો ન્યાય-ધર્મ છે. છોકરા!

બિછાવીને પ્રપંચ જાળો, સદા શિકાર સાધું છું;
દગાબાજી રચી રૂડી, જનો ભોળાં ફસાવું છું.
સિતમનો હું બની સાગર, અતી ક્રૂરતા બતાવું છું;
અજબ જાદુ ચલાવીને, ખલકમાં ખેલ ખેલું છું.
ન પરવા હું કદી કરતો, નીતિ કે ન્યાય ન્યારાની;
સદાએ આશ ધારૂં છું, હૃદયમાં સ્વાર્થ મારાની."

"તારા જેવા વિચારના અનેક બળવાનોને કાળે પલકમાં કુટી નાખ્યા છે. ન્યાય નીતિનું ખૂન કરનાર મરણ સમયે પસ્તાય છે—દુઃખી થાય છે, ચોધાર અશ્રુએ રડે છે. ઓ સ્વાર્થાંધ રાક્ષસ! સમજ, તેં ઘણું કર્યું છે. તારી પાસે ખૂટે નહિ એટલું ધન એકત્ર થયું છે તો હવે શામાટે અધિકાધિક કુકર્મો કરી રહ્યો છે? માટે હવે સઘળી જંજાળો દૂર કરી ધર્મનું શરણ સ્વીકાર. અંતે ધર્મજ તારો સ્હાયક થશે. હું..."

ચૈતન્યને વધુ બોલતો અટકાવી મલ્લરાજ બોલ્યો, "તું જન્મથી જ જ્ઞાની છે એ હું જાણું છું. તારા શબ્દો મને અસર કરી શકે એમ નથી. હું મારો ધર્મ શું છે એ બરાબર સમજું છું. આ જમાનામાં તો,

કરે પોકાર નીતિના, સદા તે દુઃખથી મરતા;
ગ્રહે જે ન્યાયનાં સૂત્રો, નહિ કામે કદી કરતા.

વળે જે ધર્મને પંથે, બહુ-બહુ ઠોકરો ખાતા,
સ્વીકારે જે સરળતાને, બહુ અપમાન તે સ્હેતા.

એવા નિર્માલ્ય ન્યાય-ધર્મને તો મારા નવગજના નમસ્કાર છે. જો ન્યાય ધર્મનો મ્હેં સ્વીકાર કર્યો હોત; તો હું અત્યારે ક્યાંઇએ ટુકડા માગી ખાતો હોત. છોકરા! તેવા નિર્માલ્ય સૂત્રોને આધિન થવાથીજ તમારૂં નિકંદન નીકળી ગયું છે અને આ ખૂનામરકીનો ધર્મ સ્થાપનાર તારી નજરે અત્યારે કેવો સુખી જણાય છે?" મલ્લરાજે ફુલાઇને કહ્યું.

"તારૂં આ દેખાતું સુખ સ્વપ્નવત્ છે, મૃગજળ સમાન છે. તું ભલે તને સુખી માનતો હોય પણ હું અગર જગતના લોકો તને કદાપિકાળે પણ સુખી માની શકશે નહિ. જે સુખી છે તે સંસારમાં સૌની સાથે આનંદથી નિવાસ કરે છે, સુખે સુવે છે; પણ તું નિરંતર અશાન્ત હૃદયે, સરકારથી પકડાઇ જવાની બીકે; ફાંશીના માંચડે ચઢવાના ભયે આવાં ઘોર અરણ્યોમાં છૂપાઇ રહે છે. બોલ આજ તારૂં સુખ કે? પણ યાદ રાખજે કે આ તારૂં કહેવાતું સુખ પણ ક્ષણીક છે."

"કોણ કહે છે ક્ષણીક છે? મારા જેવા બળવાનની બરોબરી કરી શકે એવો હવે અવનીમાં કોઇ જ નથી. સરકાર અને તેના અમલદારો આ સિંહની આગળ રાંક બકરાં સમાન છે."

"આ તારો મિથ્યા ગર્વ તને વિનાશકુંડ તરફ બળાત્કારે ઘસડી જાય છે, તારા જન્મનો-જીવનનો આ અમૂલ્ય સમય વૃથા જાય છે. મદાંધ!

બોલે સદા જે મુખ થકી, નહિ કાર્યના કરનાર છે;
આત્મશ્લાઘી માનવોથી, કાંઇ નહિ વળનાર છે.

નીજ બળતણાં બણગાં ફુંકી, વસુધા મહિં અથડાય છે;
પતિત જન સંસારમાં નામર્દ તો લેખાય છે.
અવિચારથી ઉન્મત્ત બની, તું વ્યર્થ કાં ફુલાય છે?
નામર્દ તારા મ્હોતને, ડંકો ગગનમાં થાય છે."

"ચૂપકર શયતાન?" મહારાજ રાતોપીળો થઇ આગળ બોલ્યો, "તારા શબ્દોથી મારા શરીરમાં આગના ભભુકા પ્રકટયા છે. ચાલ હવે જીવવું છે કે મરવું છે? જો જીવવું હોય તો આ કાગળમાં સહિ કરીઆપ?"

"કાગળને પૂર્ણ વાંચ્યા વિના હું પ્રાણાંતે પણ સહિ કરનાર નથી. તારાથી દેવાય એટલું દુઃખ દે, ત્રાસ આપ, જીવથી મારી નાખ. હું હિંમતથી તારી સામે સઘળું સહન કરવાને ઉભો છું. છતાં ફરીથી એકવાર તને વિનવું છું કે,

મસ્તાન મનમાં તું બની, શયતાન શાને થાય છે?
સમજ પાપી મન વિષે, તુજ જન્મ એળે જાય છે.
તજીને ધર્મનીતિ ત્હેં, ગળાં નિર્દોષનાં કાપ્યાં,
પરાયા ધનને માટે, ઘણાનાં રક્ત રેલાવ્યાં.

બસ હવે મારે તને કંઇ પણ કહેવાનું બાકી રહ્યું નથી. આ શરીરને તારાથી થાય એટલું દુઃખ દે; પરંતુ યાદ રાખજે કે મરતાને મારવાનો જવાબ તારે એક દિવસે જરૂર આપવો પડશે."

"બસ બહુ થયું; જવાબ આપ કે શું વિચાર છે? મરવું છે કે આ કાગળ પર સહિ કરવી છે?"

"નહિ; આ પ્રાણ છે ત્યાં સુધી નહિ." ચૈતન્યે સ્પષ્ટ જણાવી દીધું.

"ત્યારે ચાલ થા તૈયાર અને બનીજા આ ખંજરનો તાબેદાર."

મલ્લરાજે પિશાચ સ્વરૂપ ધરી પાસે પડેલું ખંજર ઉપાડી પુનઃ બોલવા માંડયું, "સર્પના સંતાન! કાળા નાગ! હવે તું કોટી ઉપાયે બચી શકનાર નથી.

મરણ તારૂં તને ખેંચી, અમારી પાસ લાવ્યું છે;
ગુમાની ગર્વ તારાનું, હવે અવસાન આવ્યું છે.
ધરી લે ધ્યાન ધાતાનું, કરી લે બંદગી આજે;
થયા પૂરા દિવસ તારા, જીવનના અહિં અરે આજે.
મરી જાશે-ફના થાશે, જીવન તારૂં પૂરૂં થાશે;
ખૂની ખંજર થકી તારૂં, પતન આજે નક્કી થાશે.

ચાલ પાંચ મીનીટનો વખત આપું છું. તેટલામાં તૈયાર થઇ જા."

"હું તૈયાર જ છું. નરપિશાચ! મરણના ભયથી આ ચૈતન્ય લેશ માત્ર પણ ડરનાર નથી. મરણમાં-દેહના અંતમાં કેવું સુખ છે તે તારા જેવા અધમોને કયાંથી ખબર હોય? કર્મચંડાળ!

હશે જે વીર સાચો તે, મરણથી ના કદી ડરશે;
ન ખંજરથી ન ભાલાથી, કદાપિ ચિતડું ચળશે.
ભલે આ જીવ જાએ ને, વપુ રોળાય આ મારૂં;
ભલે ને દેહ મારાથી, વહેતું રક્ત ચોધારૂં.
નથી પરવા મને તેની, ધર્યો છે ધર્મ મેં મારો;
તમે મારો અગર કાપો, ભલે આ દેહ સંહારો.
સહિ હું સર્વ તાપો ને, શરીરનું દાન દેનારો;
વચન મેં જે કહ્યું મારૂં, નહિં હું ભ્રષ્ટ થાનારો.

ચાલ; તારૂં ખંજર આ નાશવંત શરીરમાં લગાવી દે." ચૈતન્ય રક્ત નેત્રે મલ્લરાજની સામે જોઇ રહ્યો. તેના મુખપર દૃઢતાની

ગંભીર છાયા છવાઇ રહી. મલ્લરાજે ખંજર ઉંચું કર્યું; પણ તત્કાળ બુલબુલખાને તેની નજીક દોડી જઈ ખંજર આંચકી લેતાં બુલંદ અવાજે કહ્યું, "બદમાસ! સબ્ર કર. એ બે ગૂન્હાકુ કીસ વાસતે મારને ચાહતા હય? ઉસને તેરા કયા બીગાડા હય? કીસ વાસ્તે એસા બદકામ કર રહા હય?"

"કૌન? ખાંસાહબ?" મલ્લરાજે બુલબુલખાન તરફ જોઇ આગળ કહેવા માંડયું." અપને દોસ્તકુ બચાને પહીલે અપને હાલ શોચો કે તુમ અબી કયસી હાલતમેં હો? ઔર કીસ જગોએ કીસીકે સામને ખડે હો?"

"મય મેરા હાલ અચ્છી તરહસે જાનતા હું. મય અબી તેરે પંજેમે ગીરફતાર હું, ઔર એક દોજખ કીડે–શયતાનકી સામને ખડા હું." બુલબુલખાને ગુસ્સાથી જવાબ આપ્યો.

"બદમાસ! ખામોશ હોજા. તું અબી એક શેરકે પંજેમેં હય?" મલ્લરાજે ક્રોધમય વદને કહ્યું.

"કૌન તું શેર? નહિ, તુંતો બડા નામર્દ હય. શેરતો વો કહેલાતે હય કે જે સામને આકર વાર કરતે હય, પર તુમતો નામર્દકી તરાહસે કામ કરને વાલા હય. જો તું અપનેકુ મર્દ માનતા હય, તો એકદફે મેરા સામના કરકે દેખકે લે કે કૌન મર્દ હય યા કૌન નામર્દ હય? ઓ ખુદાકા ગૂન્હેગાર! યાદ રખના કે તેરે બદકામસે ખુદાકા ખૌફ તેરે શર પર ઉતર ચૂકા હય. તેરે મૌતકી નહબત આસમાનસે સૂના જાતી હય. અય નાપાક! કયા તુને એ નહિ સૂના હય કે,

અજીજે આમ ગયે અહલે ઇહતે શામ ગયે,
જો આયે દુન્યાંમેં, વો તમામ ગયે.
મગર જહાન મેં આના ઉન્હીકા ખૂબ હુવા,
જો નેક નામ રહે ઔર નેક નામ ગયે.

" હમ નેકી ક્યા ચીજ હય વો જાનતા નહિ; ધર્મ—ઔર ખુદાકો ભી પયચાનતા નહિ. ઇસ જહાનમે મેરે ખુદા ઔર નેકી સબ કુછ પયસે હય. પૈસેકે લીએ મય સારી જહાનમેં સબ કુછ કર શકતા હું. બુલબુલખાન ! પૈસે કે પ્રતાપસે દેખ મય અભી ક્યસા સુખચેનમેં બયઠા હું ? ઔર તુમ કંગાલ હાલતમેં, મૌતકે પંજેમેં આકર ક્યસે ખડેહો ? ક્યા તુમારા ખુદા ઔર તુમારી નેકી ઇસિબખ્ત આકે તુમારી રક્ષા કરેંગે ? "

" હાં, જરૂર; જે નેકીકા ગુલામ હય; ખુદાકા સચ્ચા સેવક હય, ઇસકુ ખુદા બડે ભયંકર દુઃખસેભી બચાતા હય. મહારાજ ! હમકુ દુઃખી દેખકર ખુશ નહિ હોના ? સબ જગતમે જેસી તરહ ઉજાલા—અંધેરા, ધૂપ ઔર છાંય હોતી હય; ઇસ તરહ સુખ—દુઃખકા ચક્ર હરદમ ફિરતા રહતા હય. જે અગ્યાની હય વો દુઃખમેં ડૂબકર શોચતે હય—રોતે હય. અય દગાબાજ ! યાદ રખના કે તેરાભી દિન એક બખ્ત ફીર જાયગા. નરાધમ ? તેરા બહુત બુરા અંજામ આયગા. ઓ દૌલતકે કીડે ! સુન,

એકભી ક્ષણકે લીયે, ક્રમ કાલકા રૂકતા નહિ,
વહ કૌનસા શિર જો સમય કે સામને ઝુકતા નહિ.
દિન રાત્રિ વત્ અવિચલ, સમયકા ચક્ર ચલતા જાયગા,
સુખ દુઃખમેં યૌવન બુઢાપામેં બદલતા જાયગા.
દીન દુખીએભી સમય પાકર સુખી હો જાયંગે,
જો મત્ત હય ઐશ્વર્યમેં, વેભી પતનકો પાયંગે.
હય ઉદય જો ચંદ્રમા, વહ અસ્ત જબ હો જાયગા,
ડૂબા હુવા તબ ભાસ્કર, ફિર અભ્યુદયકો પાયગા.

આર્ય આદર્શ.

"અચ્છા, મય દેખતાહું કે તુમ કીસ તરાહસે સુખી હો શકતે હો ? મય તુઝે ઔર એ ચૈતન્યકું અભી જીન્દા છોડકર કોટડીમેં પૂરતા હું, ઔર તુમકે ભુખ-પ્યાસસે મૌતકે મુંહમે ડાલતા હું." આટલું કહી મલ્લરાજે દૂર ઉભેલા પેલા હબશી જેવા જણાતા માણસને બુલંદ અવાજે કહ્યું, "આ બદમાસોને અહિંથી લઇજા. તેમને કોટડીમાં પૂરી રાખ; અને તેમને કંઇપણ ખાવાનું નહિ આપતાં ભુખે-તરશે જહન્નમમાં મોકલી આપ."

દુષ્ટાત્માનો હુકમ સાંભળી બુલબુલખાને રક્તનેત્રે તેના સામે જોયું; પણ કંઇ બોલવાનું યોગ્ય ધાર્યું નહિ. તેણે ચૈતન્યને ચાલવાની ઇસારત કરી. બન્ને જણા એક ધિક્કારમય નજર ફેંકી આગળ ચાલ્યા. તેમની પાછળ ચાલતા કૃષ્ણવર્ણ પુરૂષે ઓરડા આગળ આવી બન્નેને અંદર પૂરી દીધા અને પછી ઓરડો બંધ કરી તે વિરૂપ પુરૂષ આમતેમ આંટા મારવા લાગ્યો. પોતાના પંજામાં ફસાએલા નિર્દોષ જનોને ઓરડામાં પૂરવાની આજ્ઞા આપી મલ્લરાજ કંઇક વિચારમાં પડયો. બાદ થોડી વારે કંઇક નિશ્ચય કરી પોતાની સમિપ બેઠેલા માણસો પ્રતિ કહ્યું, "તમે મજુરોનો વેશ ધારણ કરી અત્યારે સ્ટેશન પર જાવ અને સવારની ટ્રેઇનમાં રાજનગર તરફ વિદાય થાવ. ત્યાં પહોંચ્યા પછી આપણા પેલા...કામની બારીક દેખરેખ રાખો. હું પણ અત્યારે નીકળું છું અને મનીપૂર ગામમાં થઇને સાંજની ટ્રેઇનમાં ત્યાં આવું છું. તમારે મને મળવું હોય તો રાતના નવ વાગે ચુનીલાલની હોટેલમાં મળજો અને પેલા શાન્તિ-કાન્તિને પણ મળી તેમને તેજ સ્થળે મને મળવાનું કહેજો."

મલ્લરાજની આજ્ઞા થતાં ત્રણે જણા મજુરોના વેશ ધારણ કરી ત્યાંથી ચાલતા થયા. તે પછી લગભગ એક કલાકે મલ્લરાજ પણ

જવાને તૈયાર થયો. તેણે પોતાના મુખપર કૃત્રિમ રંગ લગાડી બનાવટી દાઢી મૂછ ધારણ કરી. માથાપર પંજાબી જેવો સાફો બાંધી દીધો. સગળો સ્વાંગ ધારણ કરી હાથમાં એક જાડો ડંડો પકડી તેણે ત્યાંથી પ્રયાણ કર્યું અને એક છૂપા રસ્તેથી બહાર નીકળી મનીપૂર નામક ગામ તરફ ગમન કર્યું.

અત્યારસૂધી શાન્તિથી સર્વ દેખાવનું અવલોકન કરી રહેલો યુવાન મલ્લરાજના ગયા પછી ઉભો થયો અને બંધ દ્વાર ઉઘાડી ઓરડામાં દાખલ થયો. તેણે આસપાસ બારીકાઇથી નજર કરી સર્વ વસ્તુઓનું નિરીક્ષણ કરી લીધું. વિવિધ વસ્તુઓ જોતો યુવાન એક નાની તીજોરી પાસે આવ્યો અને પોતાની પાસેના એક ઉપયોગી હથીઆરથી તીજોરી ખોલી નાખી. તીજોરીમાં ચારેક નોટોનાં બંડલ સાથે પેલો દસ્તાવેજ કે જેમાં મલ્લરાજ ચૈતન્યની સહિ કરાવવા ઇચ્છતો હતો તે અંદર પડેલો જોયો. તરત તે યુવાને નોટોનાં બંડલ ગજવામાં મૂકી, દસ્તાવેજ વાંચ્યો. દસ્તાવેજમાં ચૈતન્યનું સર્વસ્વ નાશ થાય અને બિચારા ચૈતન્યનું આખું જીવન ગુલામગીરી કરવા જેવું થાય એવું લખાણ લખેલું હતું. યુવકે ગુસ્સે થઇ દસ્તાવેજના ફાડીને ચૂરેચૂરા કરી નાખ્યા. આ પછી તેણે કેદીઓના ઓરડા તરફ જવું શરૂ કર્યું.

---

## ૪

### બહાદુર મદદગાર.

વીરનર હિંમત ધારીને, કરે અજાયબ કામ;
એવા બહાદૂર વીરને, મળે વિજય સૌ ઠામ.

રાત્રિનો છેલ્લો પ્રહર ચાલતો હતો. અંધકાર ધીમે ધીમે અદૃશ્ય થતો હતો. ઝાંખો પ્રકાશ પથરાયો હતો. આ સમયે આપણો હિંમ-

તવાન યુવક કેદખાનાના ઓરડાની પાછલી બાજુએ આવ્યો અને ઓવરકોટના ગજવામાંથી એક કાળા રંગનો રૂમાલ કાઢી મુખપર ઢાંકયો. મુખપર ઢાંકેલા રૂમાલમાં બે કાણાં પાડેલાં હતાં. યુવાનનો દેખાવ ભૂત જેવો જણાવા લાગ્યો. આ પછી તેણે દિવાલમાં આવેલા જાળીયામાંથી અંદર દૃષ્ટિ કરી તો જણાયું કે અંદર દીવાનું કોડીયું મંદમંદ પ્રકાશે પ્રકાશી રહ્યું છે. બન્ને કમનશીબ કેદીયો જાગૃતાવસ્થામાં બેઠેલા છે. તેમના ચહેરા ફિક્કા પડી ગયા છે. જાળીયામાંથી જોઈ રહેલા યુવકે દયાના આવિર્ભાવથી નિઃશ્વાસ નાંખ્યો. તેણે ગમે એ ભોગે તે બન્ને કેદીઓને મુક્ત કરવાનો નિશ્ચય કર્યો. એવામાં જ તે બન્ને કેદીયોમાંથી એકનો બોલવાનો અવાજ સંભળાયો. યુવક સાંભળવા લાગ્યો. ચૈતન્યે બુલબુલખાન પ્રતિ કહ્યું, "ભાઇ! હવે કોઇ પણ ઉપાયે આપણાથી મૂક્ત થઇ શકાશે નહિ. ભૂખ તરસથી આ ઓરડામાં જ આપણો અંત આવશે. અરેરે મારી દુઃખીયારી માતાનું શું થશે? માતા! પ્રિય જનેતા! તારો અને મારો મેળાપ હવે ક્યાં થશે? ભાઈ બુલબુલખાન! આપણ નશીબના આ શા લેખ? શું આપણે આવીજ રીતે મરણને શરણ થવાના? હા! અફસોસ મારૂં હૃદય ચિરાઇ જાય છે; જીવ ગભરાય છે; હું શું કરૂં?" ચૈતન્યની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. બુલબુલખાન તેને આશ્વાસન આપતાં મંદ સ્વરે બોલ્યો.

"ભાઇ! ભગવત પર ભરોંસો રાખો. મારી પૂર્ણ શ્રદ્ધા છે કે તે દયાળુ જરૂર આ નરકાગારમાંથી આપણો ઉદ્ધાર કરશે."

"અતીશય દુઃખ પડવાથી પ્રભુ પ્રત્યેની શ્રદ્ધા ઓછી થતી જાય છે. સત્ય માર્ગે ચાલનારની આવી દુઃખદ અવસ્થા થાય છે જાણી મન કંઇક જુદેજ રસ્તે દોરાય છે. પ્રભો! દયા કરો; દુઃખીને

બહુ ના રીબાવો." આમ બોલતા ચૈતન્યે શરીરને જમીનપર નાખી દીધું. બુલબુલખાનનું હૃદય પણ શોકથી સંતપ્ત થઇ રહ્યું હતું. બન્નેમાં મૌન પ્રવર્તાઇ રહ્યું, દીપકના કોડીયામાં તેલ થઇ રહેવાથી વાટ ચચરવા લાગી અને થોડીવારે વાટ બળી રહેતાં દીપક હોલવાઇ ગયો. ઓરડામાં અંધકાર વ્યાપી રહ્યો. જાળી વાટે અંદર જોઇ રહેલો યુવાન તરતજ નીચે ઉતર્યો અને કેદખાનાના ઓરડાના દ્વાર તરફ જવા ધીમે પગલે ચાલ્યો.

ભૂતના ઓળાની માફક ચાલ્યો જતો યુવક ઓરડાના દ્વારથી થોડેક દૂર આવી ઉભો રહ્યો અને જોયું તો જણાયું કે પેલો શ્યામ રંગનો ચોકીદાર બારણાંની પાસે બેઠો બેઠો ઝોકાં ખાયા કરે છે. આવું જોતાં જ તત્કાળ તે યુવાને ધીમા કદમે તેની તરફ જવા માંડયું. અને તેની છેક નજીક જતાં જેમ વાઘ બકરાપર ટૂટી પડે એ પ્રમાણે યુવકે ઝોકાં મારતા ચોકીદારપર આક્રમણ કરી તેને નીચે જમીન સાથે દબાવી દીધો. નીચે દબાએલો માણસ તેના હરીફના પંજામાંથી છટકવાને ઘણું બળ વાપરવા લાગ્યો, પણ આપણો યુવાન તેને જરાકે ઉચો નીચો થવા દે એમ નહોતું. છૂટવાને માટે બળ વાપરતા માણસે જ્યારે કંઇ ચાલ્યું નહિ ત્યારે છેવટે કંઇક અવાજ કરવાને મૂખ પહોળું કર્યું, કે તત્કાળ તેની છાતી પર ચઢી બેઠેલા યુવકે જોરથી તેના મુખ પર મૂક્કો લગાવ્યો. પહોળું થએલું મુખ બંધ થઇ ગયું. આ પછી યુવાને કોટના ગજવામાંથી એક લાંબુ ચળકતું ચાકું બહાર કાઢી નીચે પડેલા દુશ્મનને દેખાડતાં કહ્યું, " જો બૂમ પાડી તો યાદ રાખજે કે આ ઝેરી ચાકુ તારી છાતી ચીરી નાખશે. બદમાસ ! બોલ, તારે જીવવું છે કે મરવું છે ? "

યુવાન તેના પ્રત્યુત્તરની રાહ જોઇ રહ્યો, પણ તેને જવાબ

મળ્યો નહિ. પુનઃ યુવકે તેને એક હાથથી વધુ દબાવતાં પૂછ્યું, "કેમ શું વિચાર છે? મરવું છે કે મારૂં કહેવું કબુલ કરવું છે?"

યુવકના પ્રશ્નનો જવાબ નહિ આપતાં તે માણસે ફક્ત માથું હલાવ્યું." આ શું આશ્ચર્ય! શું આ માણસ મુગો તો નહિ હોય? લાવ ખાત્રી કરૂં" આમ વિચારી પુનઃ યુવકે પૂછ્યું, "કેમ બોલતો નથી? તારે જીભ છે કે નહિ?"

ચોકીદારે માથુ ધુણાવી ના પાડી. યુવાનની ખાત્રી થઇ કે આ મુંગોજ છે. તે મુંગો ચોકીદાર દીન વદને યુવકની તરફ જોઇ રહી દયા ઇચ્છવા લાગ્યો. યુવકે પૂછ્યું. "આ ઓરડાના તાળાની કુંચી કયાં છે?"

તરત તે માણસે પોતાનો નીચે દબાએલો હાથ ખેંચ્યો. યુવાને તેને હાથ ખેંચી લેવા દીધો અને પછી તેણે તે હાથ નજીકમાં આવેલા એક ગોખલા તરફ લંબાવ્યો. આ પછી આપણો બહાદુર યુવાન તે વાચાહિન શત્રુની છાતી પરથી ઉભો થયો. મુંગા ચોકીદારે ઉભા થઇ બે હાથ જોડી માથું નમાવ્યું, અને પોતાને પણ આ સ્થળેથી તેની સાથે લેતા જવાને ઇસારતથી સમજાવ્યું. યુવકે તેને સાથે લઇ જવાનું કહી ત્યાં ઉભો રહેવાનું સૂચવ્યું અને પછી ગોખલામાંથી ચાવી લઇ તાળું અલગ કરી ધીમેથી દ્વાર ઉઘાડયું. બુલબુલખાન બારણાં તરફ પીઠ કરીને બેઠો હતો. આ વખતે તે ઉંડા વિચારમાં પડયો હતો. જમીનપર પડેલો ચૈતન્ય પણ જીવન મરણના સંકલ્પ વિકલ્પથી શોક સમૂહમાં ડુબેલો હતો. બેમાંથી એકને પણ દ્વાર ખુલ્લાં થવાની ખબર પડી નહિ. મદદગાર યુવકે તેની પીઠ પાછળ આવી ઉભા રહી ધીમે અવાજે કહ્યું, "બુલબુલખાન?"

અવાજ કાનપર અથડાતાંજ બુલબુલખાન ચમકીને એકાએક

ઉભો થયો અને પીઠ પાછળ દૃષ્ટિ કરી તો ભૂત સમાન ભાસતી એક વ્યક્તિ ઉભેલી જણાઇ. બુલબુલખાન બહાદુર હતો, પણ આ વખતે તેના શરીરમાંથી ભયની કંપારી નીકળી ગઈ. તે અવાચક વદને યુવક તરફ દૃષ્ટિ કરી રહ્યો. આવું જોઇ યુવકે ફરીથી કહ્યું, " ખાંન સાહેબ! મારાથી ભય પામશો નહિ. તમે જે ખુદા પ્રત્યે વિશ્વાસ ધરાવો છે તે ખુદાએજ તમારો ઉદ્ધાર કરવા મને અત્રે મોકલી આપ્યો છે. ચાલો; ચૈતન્યને સાવધ કરી ગૂપ ચૂપ મારી પાછળ નીકળી આવો."

બુલબુલખાનના આનંદનો પાર રહ્યો નહિ. ખરેખર ખુદાએજ મદદ મોકલી આપી માની તે ત્વરીત ગતીએ ચૈતન્ય નજીક ગયો અને તેનો હાથ પકડી બેઠો કરતાં કહ્યું, " ભાઇ! ઉઠ, સાવધ થા. ખુદાએ આપણી દાદ સાંભળી મદદ મોકલી આપી છે."

મદદ શબ્દ શ્રવણ કરતાંજ ચૈતન્ય સાવધ થયો. અને તેણે વિસ્મયતાથી બુલબુલખાન સામે જોઈ પૂછ્યું. "શું તું સત્ય વદે છે?"

" હા, જો, આ તરફ નજર કર." બુલબુલખાને હાથ લંબાવી ઉભેલા યુવાનને બતાવ્યો. ચૈતન્યે સતૃષ્ણ નયને યુવક તરફ જોયું. વિરૂપ વ્યક્તિ નિહાળી તે સ્તબ્ધ બન્યો અને "આ શું? આતે સ્વપ્ન કે સત્ય? ચૈતન્ય વિચારમાં પડયો. તેના મનમાં હજી પણ નિરાશા હતી. તેણે આ સ્થળેથી મૂક્ત થવાની આશાને સદાને માટે ત્યાગી હતી. આવા ભયાનક અગોચર સ્થાનેથી મૂક્ત થવાશેજ નહિ એમ તે માનતો હતો. આ આવનાર કોઇ દુશ્મનનોજ માણસ છે અને તે અમારાં દુઃખની મશ્કરી કરવાને આવ્યો હશે! આમ વિચાર તરંગોમાં ઝુલતો ચૈતન્ય એકાગ્ર દષ્ટે ઉભેલા યુવાન તરફ જોઇ રહ્યો. યુવકે તેની સ્થિતિની કલ્પના કરી શાન્ત અવાજે કહ્યું, " ચૈતન્ય

શું વિચાર કરે છે ?" તેનું આ બોલવું ચૈતન્યે બરાબર સ્પષ્ટ સાંભળ્યું. અવાજ પરીચિત લાગ્યો. તેણે આ અવાજ ઘણી વખત સાંભળ્યો હતો; પણ તે ક્યાં અને ક્યારે તેની અત્યારે તેને સમજ પડી નહિ. શાન્ત શબ્દોથી ચૈતન્યની ખાત્રી થઇ કે આવનાર દુશ્મન નથી પણ મદદગાર મિત્ર છે. આ ખાત્રી થતાં ચૈતન્યને અત્યાનંદ થયો. ભુખ અને દુઃખથી તે જોકે શિથીલ બની ગયો હતો; તદપિ તે હર્ષાવેશથી યુવક તરફ દોડયો અને તેની છેક નજીક જઇ બોલી ઉઠયો, " શું આપ અમને મૂક્ત કરવાને આવ્યા છો ? "

" હા, તમે જલ્દીથી મારી સાથે બહાર ચાલો. વધુ વખત વિતશે તો કદાચ કોઈ બીજી વિપત્તિ આવી પડશે. " આટલું કહી યુવકે આગળ ચાલવા માંડયું. ચૈતન્ય અને બુલબુલખાં તેની પાછળ બહાર નીકળી આવ્યા. ઘણા દિવસ સુધી ઓરડામાં પૂરાઇ રહેલા બન્નેને બહાર નીકળતાં નવાઇ જેવું લાગ્યું. પ્રભાતના શીતળ પવનથી તેમને શાન્તિ પ્રાપ્ત થવા લાગી. પ્રકાશ પથરાયો હતો. તારાગણો આકાશમાં અદ્દશ્ય થયા હતા. અરૂણનો ઉદય થયો હતો. પૂર્વાકાશમાં ભાસ્કર ભગવાનના સત્કારને અર્થે છવાએલા કુસુંબી રંગથી પ્રભાતનો પ્રભાવ અવર્ણીય રમણીય લાગતો હતો. બહારના મેદાનમાં આવી યુવકે મુંગા માણસને પૂછયું, "તારા સિવાય અહિં બીજા કોઇ માણસો રહે છે કે ?" જવાબમાં તે માણસે ઇસારતથી જણાવ્યું કે આ ગુપ્ત સ્થાનની બહાર જમણી બાજુએ દશેક ઝુંપડાં આવેલાં છે. તેમાં અમારાં પચીસેક માણસો નિવાસ કરે છે; અને સૂર્ય ઉગ્યા પછી દરરોજ અહિં આવે છે. તેઓ ઘણા ઘાતકી છે. માટે આપણે અહિંથી જલ્દીથી નીકળી જવું જોઇએ. યુવાન વિચારમાં પડયો. આ ક્રૂર દેખાવના માણસને નરમ થએલો જાણી ચૈતન્ય આ બુલબુલખાન

આશ્ચર્ય પામ્યા. વિચારવશ યુવકે કંઇક નિર્ણય કરી પેલા મુંગા માણ-સને મળી આવે તે હથીઆર લઇ આવવાને સૂચવ્યું. તત્કાળ તે મૂંગો એક ઓરડા તરફ દોડી ગયો અને થોડીવારમાં ત્રણ લાંબા ચળકતા છૂરા લઇ પાછો હાજર થયો. યુવકે તેના હાથમાંથી છૂરા લઇ દરેકના હાથમાં અકેકો આપી ત્યાંથી ચાલવાને જણાવ્યું.

યુવક જાણે તે સ્થળથી ભોમીયો હોય તેવી રીતે નિર્ભયતાથી આગળ ચાલવા લાગ્યો. તેનું સાહસ નિહાળી તેની પાછળ ચાલતી ત્રિપુટી આશ્ચર્યના સાગરમાં ડૂબી હતી. મુંગો માણુસ તો તેને કોઇક દેવજ સમજવા લાગ્યો. તે બિચારો મલ્લરાજની સેવાથી કંટાળ્યો હતો. પોતાનો છૂટકો થવાથી તેના મનમાં અપાર આનંદ થયો હતો. મૌનતાથી ચાલતું સઘળું મંડળ અંતે એક ટેકરા પર આવીને ઉભું રહ્યું. યુવક આવ્યો હતો તે રસ્તે નહિ જતાં આ વખતે સઘળા સાથે બીજે સ્થળે આવ્યો. આ ગુપ્ત સ્થાનના દરેક રસ્તાની માહિતી મેળવીનેજ તે અંદર આવ્યો હતો. મુંગો માણુસ યુવકના મનનો ભાવાર્થ સમજી ગયો. તેણે આગળ વધી ટેકરા પરથી નીચે ઉતરવા માંડયું. તેની પાછળ બાકીના ચાલ્યા અને છેક નીચે આવી ઉભા. તે સ્થળે એક સરીતાનો પ્રબળ પ્રવાહ વહેતો હતો. સામેની બાજુએ ગગન ચુંબીત પર્વતની હારમાળા લંબાએલી હતી. આ પાણીનો પ્રવાહ નજીકના પ્હાડમાંથી શરૂ થતો હતો. પ્રચંડ ધોધનો અવાજ કાનપર અથ-ડાતો હતો. પાણી પૂષ્કળ હતું. પ્રવાહનો વેગ જબરો હતો. ફીણુના ગોટા વળતા હતા. યુવકે કિનારા પર ઉભા રહી મુંગાને ઇસારતથી કંઇક સમજાવ્યું. મુંગો એક દિશા તરફ દોડયો અને લગભગ અર્ધા કલાકે એક નાનકડા હોડીયામાં બેસી દૂરથી આવતો જણાયો. હવેજ ચૈતન્ય અને બુલબુલખાનને સમજ પડી કે તેમને પાણીમાં

મુસાફરી કરવાની છે. હજી સુધી યુવકે તે બન્નેની સાથે કંઇ પણ વાત ચીત કરી નહોતી. ચૈતન્ય તેની સાથે વાત કરી તેનો પરીચય મેળ-વવા ઘણો આતુર હતો, પણ તેની તે આતુરતાને પૂર્ણ કરવાનો સમય હજી તેને પ્રાપ્ત થયો નહોતો. હોડીયામાં બેઠા પછી સઘળું જાણી લેવાશે જાણી ચૈતન્ય આવતા હોડીયા તરફ જોઇ રહ્યો. અલ્પ સમ-યમાં હોડીયું તેમની નજીક આવી અટક્યું. ત્રણે જણા અંદર ચઢી બેઠા. હોડીયું વહેતા પ્રવાહ તરફ ચાલ્યું. થોડે દૂર જતાં સરિતાની બન્ને બાજુએ ઉંચા પ્હાડ આવી રહ્યા. હોડીયું તીર વેગે આગળ ચાલી જતું હતું. અંદર બેઠેલાઓમાં મૌન પ્રવર્તાયેલું હતું. હજી સુધી કોઇએ કોઇની સાથે એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યો નહોતો. ચૈતન્યને આ ઠીક લાગ્યું નહિ. અંતે તેણે મૌનતાનો ત્યાગ કરી મુખપર રૂમાલ ઢાંકી બેઠેલા તરૂણ પ્રતિ પૂછ્યું, " આપ અમને આવી રીતે ક્યાં લઇ જશો ? "

"તમને નિર્ભયસ્થાને પહોંચાડી હું ચાલ્યો જઇશ." જવાબ મળ્યો.

" આપ ક્યાં જશો ? " પુનઃ ચૈતન્યે પૂછ્યું.

" મારા નિવાસ સ્થાને ? "

" આપનું નિવાસ સ્થાન ક્યાં આવેલું છે ? "

" તે હું તમને હાલ બતાવી શકું એમ નથી. "

" શું આપ આપના પરીચયથી અમને અણજાણ રાખશો ? "

" હા, સમયનો પ્રભાવ હાલ એમજ સૂચવે છે. હાલ મારો પરીચય તમને અને મને હાની કર્તા થઇ પડે એમ છે. "

" ત્યારે અમને મદદ કરવાનું કારણ ? "

" ફક્ત પરોપકાર, મનુષ્ય માત્રની ફરજ. "

" તમારૂં બોલવું સાંભળી હું વિસ્મય થાઉં છું. ખરેખર તમે

કોઇ મહાન પુરૂષ છો. તમારી કૃપા વડેજ અમે જીવન પ્રાપ્ત કરી શક્યા છીએ."

"પ્રભુની આજ્ઞા મુજબ સૌ કાંઇ થએ જાય છે. મનુષ્ય કાંઇ પણ કરતો જ નથી. તમારો બચાવ થયો; તે પ્રભુની દયાથીજ. મેં એમાં કાંઇજ કર્યું નથી."

"સત્ય છે. દયાળુ પુરૂષ! આપનું નામતો જણાવવા કૃપા કરો?" ચૈતન્યે પૂછ્યું.

"હું મારૂં નામ પણ હાલ જાહેર કરી શકું એમ નથી."

"લાચાર. આપની ઇચ્છા મુજબ વર્તવાને આપ પૂર્ણ સ્વતંત્ર છો."

ચૈતન્યે મૌન ધારણ કર્યું. તેના અને બુલબુલખાનના હૃદયમાં અનેક પ્રકારના વિચારો તરવરવા લાગ્યા. આ માણસ કોણ હશે? અમને મુક્ત કરવામાં તેની શું મતલબ હશે? વગેરે અનેક તરંગો દોડાવ્યા પણ તેઓ કંઇ જાણી શકયા નહિ. બાદ આશરે દશેક વાગ્યાના સૂમારે હોડીયું એક કિનારા આગળ અટકાવવામાં આવ્યું. સઘળા નીચે ઉતરી પડયા અને પછી ત્યાંથી આગળ ચાલવા લાગ્યા. કેટલાક નાના ડુંગરા વટાવી તેઓ એક સપાટ મયદાનમાં આવી ઉભા. આ સ્થળે ઝાડી પુષ્કળ આવેલી હતી. આ સ્થળે ઉભા રહી પેલા અજાણ્યા યુવાને કહ્યું, "ચૈતન્ય! તમારે અને અમારે હવે અહિંથીજ છૂટું પડવાનું છે. મારે આ માણસ સાથે આ તરફ જવાનું છે અને તમારે આ માર્ગે ગમન કરવાનું છે. તમે બન્ને જણા આ રસ્તે સીધા ચાલ્યા જાવ. બે માઇલ જતાં એક નાનું ગામ આવશે. તે ગામમાં એક બ્રાહ્મણ રહે છે. તેનું નામ મોજીરામ છે. તમે તેને ત્યાં જજો અને આ હું આપું છું તે વસ્તુ તેને બતાવજો, કે જેથી તે તમારૂં સારી રીતે સ્વાગત કરશે અને પછી પ્રાતઃકાળે તમને સ્ટેશન પર પહોંચાડી દેશે."

આટલી સૂચના કરી તેણે પોતાની પાસેથી એક પાકીટ કાઢ્યું અને તેમાંથી એક નાનું લૉકીટ કાઢી ચૈતન્યના હાથમાં મૂક્યું. ચૈતન્યે લૉકીટ હાથમાં લઈ જોયું, તો તેમાં ફક્ત ઓમ્કાર શબ્દ લખેલો માલમ પડ્યો. ચૈતન્યે શીર નમાવી પ્રણામ કરતાં પૂછ્યું, "આપે અમારી પર અનહદ ઉપકાર કર્યો છે. અમે આપના સદાને માટે ઋણી છીએ. આપનાથી વિખુટા પડવાનો સમય નજદીક આવી પહોંચ્યો છે. કૃપા કરી એટલું તો જણાવો કે પુનઃ આપનાં દર્શન ક્યારે થશે ?"

"મારૂં મિલન ટુંકમાં જ થશે. તમે હવે જાવ અને જલ્દી ગામમાં પહોંચી જાવ. ચૈતન્ય ! કાલે પ્રાઃતકાળમાં તમે રવાના થઇ જજો, અને તમારા નિવાસ સ્થાને જઇ ખૂબ સંભાળથી રહેજો. મલ્લરાજ તમારો સબળ શત્રુ છે તે જ્યાં સૂધી હયાત છે ત્યાં સૂધી તમારૂં જીવન જોખમમાં છે. હું તેને પકડાવવાના પ્રયાસમાંજ છું. સારા કામમાં હમેશાં વિઘ્ન આવી નડે છે, નીતિવાન માણસોને દુષ્ટોથી દુઃખી થવું પડે છે, માટે પૂર્ણ સંભાળથી રહેજો અને તમે કેવી રીતે છૂટ્યા-કોણે પકડ્યા હતા વગેરે કંઇ પણ વાત કોઇને જાહેર કરશો નહિ. કદાચ કુસુમકાન્ત પૂછે તો તેને એકલાનેજ સત્ય હકીકત જણાવજો અને તેને પણ આ શયતાન શત્રુથી સાવધ રહેવાનું સૂચવજો. ચૈતન્ય હું જાઉંછું ને જતાં પહેલાં તને એક કષ્ટકારક બીના જણાવું છું કે આશ્રમમાં તારી માતા અંતકાળની નજીકમાં છે. તે તારૂં નામ સ્મરણ કરી રહી છે. માટે તું જલ્દીથી જજે. તમારૂં કલ્યાણ થાવ." આટલું કહી તે ભેદી મદદગાર પેલા મુંગા માણસને પોતાની સાથે લઇ ઉતાવળે પગલે પસાર થયો. ચૈતન્ય-બુલબુલખાન તેમની પાછળ જોઇ રહ્યા. અલ્પ સમયમાં તો તે બન્ને વિકટ ઝાડીમાં અદૃશ્ય થઇ ગયા. પોતાની માતા મરણના કિનારે છે જાણી ચૈતન્યના દુઃખનો પાર રહ્યો નહિ. માતાનાં

દર્શનને માટે તેનું મન અધીરૂં થઇ રહ્યું. જે માતાએ તેને અનેક સંકટો વેઠી મોટો કર્યો હતો, જેણે પુત્રના પોષણને માટે ભીખ માગી હતી; તે માતાને મૃત્યુની નીકટ જાણી ચૈતન્ય એક નાના બાળકની માફક રડી પડયો. તેને થોડીકવાર રડવા દઈ બુલબુલખાને અનેક પ્રકારની વાતો સંભળાવી શાન્ત કર્યો, અને પછી તેનો હાથ પકડી ત્યાંથી આગળ પ્રયાણ કર્યું. ચૈતન્ય વિચારવશ વદને તેની સાથે ચાલવા લાગ્યો. મલ્લરાજના કારણથી જ માતાનું મરણ થાય છે, અરેરે તે મારૂં જ નામ જપતી હશે. હા! પાપી દુષ્મન તારા લીધેજ મને મારી માતાથી વિયોગ થવાનો સમય આવ્યો. અમારી કંગાલ દશા કરનાર દુષ્મન સમય આવે તને તારાં પાપકર્મોનો બદલો પૂરેપૂરો મળશે. આમ મનમાં બોલતો ચૈતન્ય ! બુલબુલખાન સાથે મધ્યાન્હ કાળે એક નાના ગામડા સમિપ આવી પહોંચ્યો. આ ગામનું નામ લવણપુર હતું. ચૈતન્ય અને બુલબુલખાન મોજીરામ મહારાજનું નામ પૂછતા તેને ઘરે આવ્યા. મોજીરામ આ વખતે મધ્યાન્હ સંધ્યા કરતા હતા. ચૈતન્ય અને બુલબુલખાન ઘરમાં પ્રવેશી એક બાજુએ બેઠા. ઘર નાનું હતું. રાચ રચીલું આડું અવળું પડેલું હતું. આ નાનકડા ઘરમાં મહારાજ એકલાજ રહેતા હતા. બાદ મોજીરામે સંધ્યાની સમાપ્તિ કરી બન્ને ના સામે જોયું. ચૈતન્યે પોતાની પાસેનું લૉકીટ બતાવ્યું. લૉકીટનો જોતાંજ મોજીરામ મહારાજે બન્નેનો સત્કાર કરી એક ગોદડું બીછાવી આપી ઉપર બેસવાનું સૂચવ્યું અને પછી પાણીનું પાત્ર તેમની આગળ મૂકી રસોઇની તૈયારી કરવા માંડી. ચૈતન્ય અને બુલબુલખાન જળપાન કરી આડા થયા અને થોડીવારે નિંદ્રીત થયા. મોજીરામે ઝપાટાબંધ રસોઇ બનાવી બન્નેને જાગૃત કર્યા. બન્ને સ્નાન કરી જમવા બેઠા. મોજીરામે ખાવાનું પીરશી દીધું. બન્નેને ભૂખ કકડીને લાગી હતી.

ઘણા દિવસે મળેલું મિષ્ટ અન્ન બન્ને જણા અતી આનંદથી જમવા લાગ્યા.

ચૈતન્યે જમતી વખતે મદદગાર માણસ વિષે અનેક પ્રશ્નો મોજીરામને પૂછ્યા, પણ મોજીરામે તે ભેદી માણસના સંબંધમાં કંઈ પણ સંતોષકારક ખુલાસો કર્યો નહિ. તેણે ફક્ત એટલું જ જણાવ્યું કે તે એક પરોપકારી પુરૂષ છે. તેના પ્રતાપે હું હાલ સુખી છું અને તેની આજ્ઞાથી જનસેવા કરૂં છું."

ચૈતન્ય-બુલબુલખાનના આશ્ચર્યમાં વૃદ્ધિ થઇ. બન્નેએ રાત્રિ વ્યતિત કરી. પ્રાતઃકાળ થતાં મોજીરામ તેમને સ્ટેશન સૂધી મૂકી આવ્યો. ગામથી સ્ટેશન બહુ દૂર નહોતું. ટ્રેઇન આવતાં મોજીરામને પ્રણામ કરી બન્ને જણા ગાડીમાં બેઠા. સમય થતાં ટ્રેઇન ઉપડી. મોજીરામ મહારાજ પાછા ઘરે આવ્યા. થોડાક કલાકની મુસાફરી દર્મીયાન ટ્રેઇન રાજનગર આવી. ચૈતન્ય-બુલબુલખાન ટીકીટો આપી ઉતાવળે પગે આશ્રમ તરફ જવા લાગ્યા.

---

## ૫.

### માતાનું મૃત્યુ.

જગતના યંત્રની દોરી, રહે છે હાથ ભાવિને;
દોરે એ ત્યાંજ દોરાવું, બધું આધિન ભાવિને.
સમયને માન આપીને, થવું આધિન ભાવિને,
સુખી કરવા દુઃખી કરવા, બધું આધિન ભાવિને.

ચૈતન્યની માતા વિમળદેવી આશ્રમમાં રહેતી હતી. પોતાના એકના એક વ્હાલા પુત્રના ગૂમ થવાથી તેના દુઃખની સીમા રહી નહોતી. પુત્રને યાદ કરી તે વારંવાર અશ્રુ વિસર્જન કરતી. કુસુમકાન્ત તેને આશ્વાસન આપી ધૈર્ય ધરવાનું સૂચવતો; પણ તે સ્નેહાળ

માતાનું હૃદય શાન્ત થતું નહિ. વિમળાદેવી એક વખતે મહા સુખી હતી, પણ કર્મના અવળા સંસ્કારે કરી હાલ દુઃખના ડુંગરા તળે દટાએલી હતી. એક નરાધમ દુષ્મનના પ્રતાપે તેને ધનહીન અને પતિ વિહીન થવું પડયું હતું. નાના પુત્રને લઇ તેને અઘોર જંગલોમાં ભ્રમણ કરવું પડયું હતું. ગામડાઓમાં-શહેરોમાં તેને હલકી મજુરી કરી પોતાનું અને પુત્રનું પોષણ કરવું પડયું હતું. મહેનત મજુરી કરતાં માતા પુત્ર દુષ્મનના ભયે આ ગામથી બીજે ગામ જતાં હતાં અને અંતે રાજનગરમાં આવીને રહ્યાં હતાં. અનેક નોકરીઓને અંતે ચૈતન્યે વામનરાયની નોકરી સ્વીકારી અને તેનું પરિણામ શું આવ્યું તે આપણે પ્રથમ ભાગમાં વાંચી ગયા છીએ. વિમળાદેવીને કુસુમકાન્તના આશ્રમમાં સંપૂર્ણ સુખ હતું પણ પુત્રનો વિયોગ તેને અસહ્ય થઇ પડયો હતો. આશ્રમનાં તમામ માણસો તેને અપાર પ્રેમથી ચ્હાતાં. બાલીકા અન્નપૂર્ણા તો તેને એક સગી માતાની માફક ચાહતી અને રાત્રિદિવસ તેની પાસે જ રહેતી. કુસુમકાંતે ચૈતન્યની શોધને માટે ઘણાએ યત્ન કર્યા; પણ તેની કંઇ ખબર મળી નહિ. પોલીસ પણ ચૈતન્યની શોધ ખોળ ચલાવી રહી હતી. દિવસો વિતતાં પુત્રશોકથી પિડાતી વિમળાદેવીના શરીરમાં ઝેરી જ્વરે નિવાસ કર્યો. આશ્રમના ડોક્ટર સુધાકરે તેની સારવાર કરવા માંડી પણ વિમળાદેવીને આરામ થયો નહિ. તે આખો દિવસ અને રાત્રિ ચૈતન્યનું નામ રટતી. સુધાકરે તેને ઘણુંએ સમજાવી પણ તેના કહેવાની કંઇપણ અસર થઇ નહિ. પરીણામે તેને ચિત્તભ્રમ થયો. તે વારંવાર ચૈતન્યના નામની બૂમો પાડવા લાગી. તેની દુર્દશા નિહાળી સઘળાંને ઘણું લાગી આવતું. કુસુમકાન્ત, પોતાનો ઘણો સમય તેની પાસે ગાળતો. તે અને અન્નપૂર્ણા વિમળાદેવીની સેવા કરતાં. કુસુમાવતી ઇંદીરા પણ તેમને મદદ કરતાં. છેવટે

વિમળદેવીએ અન્નજળ ત્યાગ્યું. તેનું શરીર શિથીલ બની ગયું. કુસુમકાન્ત અને સુધાકરે ઘણાએ પ્રયત્ન કર્યા પણ વિમળદેવીને આરામ થયો નહિ. છેવટે સઘળાએ તેના જીવનની આશા મૂકી. જે વખતે ચૈતન્ય અને બુલબુલખાન આશ્રમ પ્રતિ આવતા હતા, તે વખતે વિમળદેવીનો છેલ્લો સમય હતો. આશ્રમના એક ઓરડામાં વિમળદેવીને જમીન પર કામળો પાથરી શયન કરાવ્યું હતું. તેનો અન્તીમ્ શ્વાસ ચાલતો હતો. તેના ધીમા શ્વાસમાં પણ ચૈતન્યના નામનો ઉચ્ચાર સ્પષ્ટ સંભળાતો હતો. આંખ્યો બંધ હતી. કુસુમકાન્ત–સુધાકર અન્નપૂર્ણા વગેરે વિમળદેવીની પથારીની આસપાસ બેઠેલાં હતાં. કુસુમકાંત સિવાય દરેકની આંખ્યોમાંથી અશ્રુધારા વહેતી હતી. ફક્ત કુસુમકાન્ત શાન્ત અને ગંભીર વદને વિમળદેવીના મુખ સામે દૃષ્ટિ રાખી કાળની લીલા અવલોકી રહ્યો હતો.

ધીનો દીપક પ્રકાશી રહ્યો હતો. શાન્તિ પથરાઇ રહી હતી. કરૂણ દેખાવ થઇ રહ્યો હતો. આ સમયે જ ચૈતન્ય અને બુલબુલખાને આશ્રમમાં પ્રવેશ કર્યો. આશ્રમના દ્વાર પાસે ઉભેલા એક સેવકના મુખેથી માતાનો અંતકાળ નજીક જાણી ચૈતન્ય ઓરડા તરફ દોડયો અને અંદર પ્રવેશતાં જ માતાની છેલ્લી દશા નજરે પડી. માત્રુવત્સલ હૃદય ભરાઇ આવ્યું. ચૈતન્ય માતાની નજીક બેસી મોટેથી રડી પડયો. તેના આગમનથી સઘળા વિસ્મય થયા. કુસુમકાંતે પ્રભુની અકળકળાને પ્રણામ કરી ચૈતન્યને કહ્યું, "ભાઈ! શાન્ત થા. માતાનો અંતકાળ પાસે છે. આવા વખતે એક સુપુત્રને રડવું ઉચિત નથી. ધિરજ ધર. જગતમાં જેનો જન્મ છે, તેને સમય પૂરો થતાં જરૂર જવાનું છે. ચૈતન્ય ! પ્રભુનો ઉપકાર માન કે તે દયાળુ તને આ છેવટની વખતે તારી માતાનો મેળાપ કરાવે છે. માતાનો

છેલ્લો શ્વાસ ચાલે છે. તેમાં તારા નામનો અવાજ સંભળાય છે. ભાઇ! હૃદયને દૃઢ કર. હું માતાને તારા આગમનની ખબર સંભળાવું છું." આટલું બોલતાં કુસુમકાન્તની આંખ્યોમાં પણ જળ ઉભરાઇ આવ્યું. તેણે વિમળદેવીની છેક નજીક જઇ તેના કાનમાં કહ્યું, "માતા! તમારો ચૈતન્ય આવ્યો."

કુસુમકાન્તનો કોમળ શાન્ત સ્વર ઉંડાણમાં ઉતરી પડેલા જીવને સંભળાયો હોય એમ જણાયું. તત્કાળ વિમળદેવીની મીંચાએલી ચક્ષુઓ ખુલ્લી થઇ પુત્રને શોધવા લાગી. ચૈતન્યે માતાના કપાળ પર હાથ મૂકી મોટા અવાજે કહ્યું, "મા! હું આવ્યો છું. મારી ફીકર કરીશ નહિ. હું..." ચૈતન્યથી વધારે બોલાયું નહિ. પુનઃ તે રડી પડયો. ગુલ થતો દીપક જેમ એકવાર વધુ તેજસ્વી બને છે; તેમ ચૈતન્યના શબ્દોથી વિમળદેવીના બન્ને હાથ ઉંચા થયા અને એક હાથ ચૈતન્યના માથા પર અને બીજો હાથ કુસુમકાન્તના માથા પર ગોઠવાયો. બન્નેએ માથાં નમાવી દેવીને પ્રણામ કર્યાં. આ સાથે જ વિમળદેવીનું મુખ પહોળું થયું. શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. કુસુમકાંતે અને ચૈતન્યે માતાના હાથ ધીરેથી નીચે મૂકયા. ચૈતન્યના આગમનથી વિમળદેવીને શાન્તિ મળી હોય એમ જણાયું. તેના શ્વાસમાં હવે ચૈતન્ય શબ્દ સંભળાતો નથી; પરંતુ કોણ જાણે કે કેમ તેની ખુલ્લી રહેલી આંખ્યો કુસુમકાન્તના મુખ તરફ સ્થિર થએલી હતી. આવું જોઇ કુસુમકાન્તે વિમળદેવીના કાન પાસે મુખ લઇ જઈ કહ્યું, "માતા! તમારા ચૈતન્યની કંઇ પણ ફિકર કરશો નહિ. તે મારો ભાઈ છે." કુસુમકાન્તના છેલ્લા શબ્દોની સાથેજ વિમળદેવીનાં નેત્રો બંધ થઇ ગયાં. દિવ્ય આત્મા અમરધામ તરફ જવાને રવાના થઇ ગયો. ચૈતન્ય બાળકની માફક રડી પડયો. અન્ય મંડળ પણ શોકમાં ગર-

ઢાવ થઈ ગયું. આ પછી સઘળાંને શાન્ત કરી કુસુમકાન્તે ચૈતન્યની પાસે તેની માતાની છેલ્લી ક્રિયા કરાવી. સાંજના ચાર વાગે શબને સરિતા કિનારે લઈ જઇ ભસ્મ કરવામાં આવ્યું. સઘળા સ્નાન કરી આશ્રમમાં આવ્યા. કુસુમકાન્ત અને અન્ય જનોએ ચૈતન્યને દિલાસો આપ્યો. બાદ જમવાનો સમય થતાં અન્ય જનો ચાલ્યા ગયા. કુસુમકાન્ત અને બુલબુલખાન ચૈતન્યની પાસે બેસી રહ્યા. બુલબુલખાને પોતા પર અને ચૈતન્ય પર પડેલી વિપત્તિનું વૃત્તાંત કુસુમકાન્તને અથઇતિ કહી સંભળાવ્યું અને મદદગાર યુવકે કરેલું સૂચન પણ જણાવ્યું.

મલ્લરાજ નામ ધારી મનુષ્યનું આવું ભયંકર પ્રાબલ્ય સાંભળી કુસુમકાન્ત સ્તબ્ધ બન્યો. આ પછી તે ચૈતન્યને અને બુલબુલખાનને લઇ જમવા ચાલ્યો.

રાત્રિ પડી ચૂકી. અંધકારે પોતાનો કાળો સાલ્લો સંસાર પર ઓઢાડી દીધો. પશુ–પંખી જન પ્રાણી શાન્તિદાયીની નિદ્રાના પાસામાં અભિભૂત થવા લાગ્યાં. શાન્ત રજનીદેવીએ જગતપર કૃપા કરીને શ્રમિત જીવોના પરિશ્રમના નિવારણાર્થે પોતાના શાન્ત સામ્રાજ્યની સ્થાપના કરી દીધી. દ્વિતીય પ્રહરનો આરંભ થઈ ચૂક્યો હતો. આશ્રમમાં શાન્તિ પ્રવર્તાઇ રહી હતી. માતાવિહીન્ થએલો ચૈતન્ય શોકથી સંતપ્ત થઈ તેની ઓરડીમાં કપાળે કર દઇ બેસી રહ્યો હતો. તેને ઉંઘ આવતી નથી, ક્યાંથી આવે? તેનું એકનું એક છેલ્લું માતાનું સુખ આજે સદાને માટે જતું રહ્યું છે. ચૈતન્ય દુઃખી હૃદયે નિઃશ્વાસ નાખ્યા કરે છે. ગોખલામાં મંદમંદ પ્રકાશે પ્રકાશી રહેલો દીપક તેના દુઃખમાં દિલાસો આપી રહ્યો છે. આવી અવસ્થામાં લગભગ એક કલાક વ્યતિત કરી ચૈતન્ય ઉભો થયો અને ધીમેથી કોટ-

ડીનું દ્વાર ઉઘાડી બહાર નીકળ્યો તેણે આસપાસ નજર ફેંકી ઝાંપા તરફ ચાલવા માંડયું. ઝાંપા આગળ ભૈયો ખાટલાપર નિદ્રીત અવસ્થામાં હતો. ચૈતન્યે સ્વહસ્તે ઝાંપો ઉઘાડી સરીતા તરફ ચાલવા માંડયું.

આશ્રમથી સરીતા બહુ દૂર નહોતી. અંધકારમાં ભૂતના ઓળાની માફક ભાસતો ચૈતન્ય સરીતા કિનારે જ્યાં તેની માતાને ભસ્મ કરવામાં આવી હતી ત્યાં આવીને ઉભો રહ્યો. તેણે આસપાસ દૃષ્ટિ કરી તો અંધકાર સિવાય કંઇ જણાયું નહિ. સર્વત્ર નિઃસ્તબ્ધતા છવાએલી હતી. નદીનું જળ કલકલ અવાજે વહન કરતું હતું. તારાઓનો ઝાંખો પ્રકાશ પથરાએલો હતો, પણ અંધકારના કારણે તે પ્રકાશ નહિ જેવોજ જણાતો. ચૈતન્યે થોડીકવાર શાન્ત ઉભા રહી આત્મગત્ બોલવા માંડયું, “મારી વ્હાલી માતા તેના આ નિર્ભાગી બાળકને ત્યજી સદાને માટે આ સંસારમાંથી ચાલી ગઇ છે. આ અંધકારે તેને અદ્રશ્ય કરી છે. તેના દેહની રાખોડી આ સ્થળે હજી પડી છે. એ અદ્રશ્ય થએલી મારી માતા શું હવે મને નહિ મળે? જે માતા તેના પુત્રને ઘડી નહિ જોતાં વ્યાકુળ બનતી તે મારી માવડી શું મને હવે નહિ મળે? હા! મારી વ્હાલી માતા! તું કયાં છે? મને તારા ભણકારા વાગી રહ્યા છે, મારી જીભ તારા નામનો જાપ જપી રહી છે. શું તને મારી દયા નથી આવતી? માતા! એકવાર તો તારા આ ચૈતન્યને પ્રેમથી બોલાવ?” આમ બોલતો ચૈતન્ય હૃદય ભરાઇ આવતાં ચોધાર અશ્રુએ રડી પડયો. તેણે ઘણીવાર રૂદન કરી હૃદય હલકું કરી પુનઃ બોલવા માંડયું. “માતા સદાને માટે ગઇ. આ આંખ્યો તેને હવે કદાપિ કાળે જોઈ શકવાની નથી. મનુષ્યને માથે જયારે દુઃખ આવી પડે છે ત્યારે ચારે તરફથી આવી પડે છે. જો તેમ ન હોત તો એક રાજ્ય વભવ સમાન સુખ ભોગ-

વનારાં માતા–પુત્રની આવી કંગાલ દશા શામાટે થાત. અરેરે મારી ગરીબ સ્નેહાળ માતાએ મારા માટે કેટલું કષ્ટ સહન કર્યું છે ? માતા પ્રિય જનેતા! તારા ઉપકારનો બદલો આ બાળક હવે ક્યાં અને કેવી રીતે વાળશે ? પ્રભુ તારા આત્માને અખંડ શાન્તિ આપો.” ચૈતન્યે આકાશપ્રતિ નજર કરી હાથ જોડયા. તેણે થોડીકવાર પ્રભુની પ્રાર્થના કરી ત્યાં પડેલી ભસ્મ લઇ લલાટે લગાવી. ચૈતન્ય શાન્ત વદને ત્યાં બેસી રહ્યો. ધીમે ધીમે તેના મનમાં પૂર્વ બનાવો તરવરવા લાગ્યા. પિતાનો વૈભવ, દુસ્મનની દગાબાજી, જીવ બચાવવા નાસવું. ભયંકર અરણ્ય. પિતાથી વિયોગ. દુસ્મનનું પાછળ પડવું, વેશ પાલટી આ શહેરથી બીજે શહેર મહેનત મજુરી કરતા રખડવું. નોકરીમાં દુઃખ, મલ્લરાજથી ત્રાસ વગેરે બનાવો એક પછી એક સ્મરણ કરતાં ચૈતન્ય વ્યાકુળ બની ગયો અને માતાનું મરણ અને તેનો સદાને માટે વિયોગનું કારણ મલ્લરાજને માનવા લાગ્યો. અંતે તેનું વ્યાકુળ મન વળી પાછું બોલી ઉઠયું, “પરમાત્મા! શું તમારા દરબારમા આવો જ ઇન્સાફ છે કે ધર્મીને ઘેર ધાડ અને કસાઇના ગૃહે કુશળ? ખરેખર એમજ સમજાય છે. મારાં માતા પિતા તરફથી મને નીતિનું શિક્ષણ મળ્યું છે. હું અદ્યાપિ પર્યંત સત્યના રસ્તે પ્રયાણ કરૂં છું. છતાં મને દુઃખના ઉંડા મહાસાગરમાં નાખવાનું શું કારણ છે ? શું આ કળીકાળનો ઇન્સાફ છે કે તમારા દરબારનો ન્યાય છે ? કહે છે કે દેવ ઘણા દયાળુ હોય છે. જે દેવ હોય છે તેના હૃદયમાં સદા દયાનો જ વાસ હોય છે. દયાવિહીન દૈત્ય કહેવાય છે. તો શું દેવ લોકોનું આ કળીકાળમાં દૈત્ય સ્વરૂપમાં પરીવર્તન થયું હશે ? અરેરે ! નીતિ–સત્યને સંભાળતાં મારે કેટલું બધું સહન કરવું પડયું છે ? સ્વાર્થાંધ લક્ષ્મી પૂત્રોની સેવા કરતાં કેટલું કષ્ટ ઉઠાવવું પડયું છે? હા ! જ્યારે

દેવ દયા ત્યાગે ત્યારે મનુષ્યોમાં તો દયાનો એક અંશ પણ ક્યાંથી જ રહે ?" ચૈતન્ય બોલતાં બોલતાં ઉશ્કેરાયો. શોકના બદલે ક્રોધે તેના કોમળ હૃદયમાં નિવાસ કર્યો. શાન્ત ચૈતન્ય ઉગ્ર જણાવા લાગ્યો. તેણે ક્રોધ મીશ્રીત સ્વરે પુનઃ બોલવા માંડ્યું, "બસ હવે એજ નિશ્ચય. નીતિ અને સત્યને હવે આ ગંગાના વહેતા પ્રવાહમાં પધરાવી દેવાં જોઇએ. જે નીતિ અને સત્યના કારણે સંકટના સાગરમાં ડૂબવું પડ્યું છે તેનું હવે મારે કંઇ કામ નથી. ઓ નીતિ અને સત્ય! તમે જાઓ, આ ચૈતન્ય તમારો ત્યાગ કરી સંસારના વિશાળ મયદાનમાં વિચરી કંઇક નવુંજ કાર્ય કરશે અને ગરીબોના પસીનાથી પૈસાપાત્ર બની ગરીબોની ગરદનપર છૂરીઓ ફેરવનારા શ્રીમાનોને તેના બળનો ચમત્કાર બતાવશે. અને ઓ દુષ્મન ! મારૂં સર્વસ્વ નાશ કરી મને ભીખારી બનાવનાર બદમાસ! તને તો હું છોડનાર જ નથી. હું તારી પાછળ ભૂતની માફક ભમીશ અને આખરે તારાં કર્મોનું પ્રાયશ્ચિત કરાવીશ." આમ બોલતા ચૈતન્યે આવેશયુક્ત થઇ સરિતાના પ્રવાહમાંથી પાણીની અંજલી ભરી ઉચ્ચ સ્વરે બોલવા માંડ્યું, "પૃથ્વી, આકાશ–તારા–અંધકાર–ઝાડ–પ્હાડ દેવ અને દાનવ ! તમને બધાંને સાક્ષી રાખી હું અત્યારે આ પવિત્ર સાભ્રમતિના કિનારે ઉભો રહી ભિષ્મ પ્રતિજ્ઞા કરૂં છું કે મ્હેં આજથી અરે આ પળથીજ સત્ય–નીતિનો સદાને માટે......" ચૈતન્ય આગળ બોલે એ પહેલાં જ કોઇ મોટા અવાજે એકાએક બોલી ઉઠ્યું કે, "ખબરદાર ! એક પણ શબ્દ આગળ બોલીશ નહિ." ચૈતન્યે સ્તબ્ધ બની અવાજ તરફ જોયું તો તેને અત્યંત અજાયબીની અંદર માલમ પડ્યું કે પોતાનાથી થોડેક દૂર એક મનુષ્યાકૃતિ ઉભેલી છે. ચૈતન્ય દિગ્મૂઢ બની તેની તરફ જવા લાગ્યો. તેને પોતાની પાસે આવતો જાણી તે વ્યક્તિએ કર્કશસ્વરે કહ્યું, "એટલે જ રહે, મારી નજીક આવીશ નહિ."

"કારણ ?" ચૈતન્યે હિંમતથી પૂછ્યું.

"સત્ય–નીતિને ત્યાગવાના સંકલ્પથી તું પતિત થએલો છે." તે વ્યક્તિએ કહ્યું.

"સત્ય–નીતિને સંભાળવાથીજ હું પતિત–અતીત બન્યો છું અરે એથી પણ વધારે દુઃખનો ભોક્તા થયો છું ?"

"ચૈતન્ય ! તારી મોટી ભૂલ થાય છે. તારૂં મન ક્રોધને આધિન થઇ અત્યારે ચકડોળે ચઢયું છે. તું પ્રથમ આ સરિતામાં સ્નાન કરી આવ પછી હું તને સમજ પાડું."

ચૈતન્યનું મન કંઇક સ્વસ્થ થયું. તેણે તરત સરિતામાં પ્રવેશી સ્નાન કર્યું. મન શાન્ત થયું. ઉશ્કેરાએલું વદન ગંભીર બન્યું. ભીનાં કપડે તે પ્રથમની જગાએ આવી ઉભો. તેનાથી થોડેક દૂર ઉભેલી વ્યક્તિએ પૂછ્યું, "તારા મનનું આજે આવું પરીવર્તન શાથી થયું ?"

"મારી માતાના મરણથી."

"વારૂં. તારે મરવાનું નથી ?"

"મનુષ્ય માત્રને મરવાનું છે; તો મારે પણ સમય થતાં મરણને શરણ થવું જ પડશે.

"કહે જોઇએ કે તારી માતા મરીને કયાં ગઇ ?"

"તેનો આત્મા ચાલ્યો ગયો અને દેહને આ સ્થળે બાળી ખાખ કર્યો."

"દેહને શું કામ બાળી નાખ્યો અને આત્માને શા માટે રોકી ન રાખ્યો ? વળી જો તારી માતાનો પણ તારીપર પૂર્ણ પ્રેમ હોત તો તે તને મૂકીને શા માટે ચાલી જાત ? ચૈતન્ય ! તું જ્ઞાની છે. તને સારો ઉપદેશ મળેલો છે. છતાં તું દુઃખના કારણથી દિવાનો બની અજ્ઞાનના ઘોર અંધકારમાં અથડાય છે. બોલ જવાબ આપ કે તું જેને માતા

માને છે, તે આત્માને કે ત્હેં બાળી મૂકેલા શબને ? જો તું આત્માને માનતો હોય તો તે આત્મા હાલ તારી પાસે જ હાજર છે; પણ તને સંપૂર્ણ જ્ઞાન નહિ હોવાથી તું તેને જોઈ શકતો નથી. તારી માતાનો આત્મા અમર છે. તે કદાપિ મરતો જ નથી. તે સદાકાળ તારૂં અને સર્વનું કલ્યાણ જ ઇચ્છે છે. અને જો તું દેહને માતા માનતો હોય તો તે દેહ ત્હેં તારા હાથે જ બાળી નાખ્યો છે; તો તારે આ બન્નેમાંથી શોક કોનો કરવો ઘટે છે ?"

ચૈતન્ય નિરૂત્તર રહ્યો. તેને સત્ય સમજાયું. તેણે હાથ જોડી નમ્ર અવાજે પૂછયું, "આપ કૃપાળુ કોણ છો ?"

"હું તારૂં કલ્યાણ ઇચ્છિનાર છું. ચૈતન્ય ! તારા જેવા સમજુ યુવકને શોકથી સંતપ્ત થવું ઉચિત નથી. સત્ય–નીતિથી દુઃખ પડે છે એવું કદાપિ માનીશ નહિ. પૂર્વના કારણે દેહને સુખ–દુઃખ આવી મળે છે. તું દેહાભિમાન રાખે છે તેથી જ દુઃખી થાય છે. જો તું આત્માભિમાન રાખીશ અને આત્માને ઓળખતાં શીખીશ તો ચીરકાળનું સુખ સંપાદન કરીશ. પણ એ સમયની હજી ઘણીવાર છે, તારે આ દુનિયામાં હજી ઘણાં દુઃખનાં વાવાઝોડાં અનુભવવાનાં છે. જ્યારે તું દેહના દુઃખની કસોટીમાંથી મૂક્ત થઇશ ત્યારે જ પરમ સુખમય બનીશ. સત્ય–નીતિની સંભાળ રાખીશ તો ભયાનક દુઃખમાં પણ શ્રી કૃષ્ણચંદ્ર તારૂં રક્ષણ કરશે. ચૈતન્ય ! હું જાઉં છું અને પુનઃ સૂચન કરૂં છું કે દુઃખથી ડરીશ નહિ. સત્ય ધર્મને વિસારીશ નહિ. નિરંતર ભગવદ્દગીતા વાંચજે. તારૂં કલ્યાણ થાવ."

ચૈતન્યે શિર નમાવ્યું અને પછી ઉંચું જોયું તો ત્યાં કોઇ ઉભેલું જણાયું નહિ. . . . . . . . .

"આ શું આશ્ચર્ય ? તે કોણ હશે ?" ચૈતન્ય મન સાથે બોલી વિચારમાં પડયો અને તે વ્યક્તિએ કહેલા શબ્દોનું મનન કરવા લાગ્યો. એ અરસ્સામાંજ વળી પાછું એક કૌતક થયું. દૂરથી એકાએક કોઇનું મધુર મંજુલ ગાન સંભળાયું. ચૈતન્યે ચમકીને એ તરફ જોયું તો તેને જણાયું કે કોઇક બે માણસો પોતાની તરફ ચાલ્યાં આવે છે. તેમાંના એકના હાથમાં ફાનસ પકડેલું છે; અને તે ફાનસવાળાની સાથેના મનુષ્યના મુખમાંથી ગાન ગવાતું હોય એમ માલમ પડયું. ચૈતન્ય ગાનને ધ્યાનપૂર્વક શ્રવણ કરી રહ્યો. સરિતાના એકાન્ત સ્થાનમાં રાત્રિના શાન્ત સમયે ગાનારના કોમળ કંઠમાંથી નીકળતું મંજુલ ગાન ચારે તરફ વ્યાપી શાન્તિમાં વિશેષ વૃદ્ધિ કરી રહ્યું હતું. સરિતાના વ્હેતા જળને પણ ઘડીભર સ્થંભાવે એવું મીઠું ગાન આ પ્રમાણે હતું.

જો મરણ એ જીંદગીની છે અરે છેલ્લી દશા,
તો પરમાર્થે અર્પવામાં આ જીવનના મોહશા.
ખીલી ખરી કરમાય છે પુષ્પો મૂકે પણ વાસના,
.અમર નર તો તે ખરા જે અમર કરતા વાસના.
મારા તમે પરમાત્મા હું છું તમારો આત્મા,
પરમાત્માને શરણે જતાં કૃત કૃત્ય થાતો આત્મા.

આવું અપૂર્વ સંગીત શ્રવણ કરતો ચૈતન્ય વિસ્મયતાથી તે આવનારાં પ્રતિ નજર કરી રહ્યો. ગાનારે ગાનની કડીયોને ઉલટાવી ઉલટાવી આલાપથી ગાવા માંડી. ગાનાર કોઈ બાળક હોય એમ તેના કોમળ સ્વર પરથી જણાતું હતું. થોડીવારે તે આવનાર નજીક આવ્યાં. ચૈતન્ય તેમને ઓળખી આશ્ચર્યનો ઉદ્દગાર કાઢી તેમની નજીક દોડી ગયો અને ગાનારને સસ્નેહે પોતાની નજીક ખેંચી

બોલ્યો, “ અન્નપૂર્ણા ! આ શું ? અત્યારે અહિં શા માટે આવવું પડયું ? ”

“ તમારા હૃદયની શાન્તિને અર્થે હું આ બુલબુલખાનને સાથે લઇ તમને ખોળતી અહિં આવી. ”

“ હું અહિં આવ્યો છું તેની તમને કેવી રીતે ખબર પડી ? ”

“ બુલબુલખાન તમારી પાસે સૂવાની ઇચ્છાથી તમારી કોટડીએ આવ્યા અને કોટડીમાં તમને નહિ જોવાથી મોટાભાઇ કુસુમકાન્તના ઓરડા તરફ જવા લાગ્યા. હું તે વખતે નવનીતભાઇએ આપેલું એક પુસ્તક વાંચતી હતી. મ્હેં બુલબુલખાનને જોઇ નજીક બોલાવ્યા. બુલબુલખાને જણાવ્યું કે તમે કોટડીમાં નથી. મેં તમારૂં હૃદય સમજી અનુમાનથી વિચાર્યું કે હૃદયનો ભાર હલકો કરવાને તમે સરિતા કિનારે ગયા હશો. આમ ધારી બુલબુલખાન સાથે અહિં આવી. ”

ચૈતન્યનું હૃદય ભરાઇ આવ્યું. તે ગળગળે સાદે બોલ્યો, “ બાલિકા ! હું અને મારી માતા તારાં અત્યંત ઉપકારી છીએ. પોતાની પુત્રી પણ જેવી સેવા ન કરે તેવી સેવા ત્હેં મારી માતાની કરી છે. બાળા ! ખરેખર તું દેવી સ્વરૂપ છે. આ ચૈતન્ય જો દુનિયાંમાં કંઇક સુખી હોય તો તે તારા અપૂર્વ સ્નેહથી જ. હા ! તારા આ અમૂલ્ય ઉપકારથી અને મારા પ્રતિના શુદ્ધ નિષ્કામ પ્રેમથી હું તારો સદાનો ઋણી છું. પરમાત્મા તને દીર્ઘાયુ કરી સદા–સર્વદા સુખી રાખે. ”

“ હવે લાંબુ લાંબુ બોલવાનું રહેવા દઇ જલ્દી આશ્રમમાં ચાલો, ઉજાગરાથી નાહકના હેરાન થશો. ” અન્નપૂર્ણાએ કહ્યું.

“ સુખમય નિદ્રા મારા ભાગ્યમાં લખાએલી હોય એમ જણાતું

નથી." ચૈતન્યે કંઇક વિચાર આવતાં ગમગીન વદને કહ્યું.

"આમ શા માટે બોલો છો? તમારા આવા દુઃખ પૂર્ણ શબ્દોથી મને અપાર દુઃખ ઉત્પન્ન થાય છે. શું તમે મને અને બુલબુલખાનને દુઃખ ઉપજાવવા ઇચ્છો છો?

"ના, હું તમને શા માટે દુઃખી કરૂં? તમે બન્ને તો મારા દુઃખના વિસામા છો. ભાઇ બુલબુલખાન! મારે લીધે તારે પણ ઘણું જ સહન કરવું પડયું છે. ભાઇ! કહે હું શું કરૂં?" ચૈતન્ય બુલબુલખાનના કંઠે વળગી અશ્રુપાત કરવા લાગ્યો. બુલબુલખાને તેને હૃદય સાથે દાબી દિલાસો આપતાં કહેવા લાગ્યો, "ભાઇ! તું સમજુ અને જ્ઞાનિ થઇ નિરર્થક શોક શા માટે કર્યા કરે છે? શું ત્હેં આ અન્નપૂર્ણા બ્હેને ગાએલું ગાન સાંભળ્યું નથી. જોને તેમાં કેવો ઉપદેશ સમજાવેલો છે?"

"તે ઉપદેશથી જ મારૂં હૃદય કંઇક સ્વસ્થ થયું છે. આ ગાન સાંભળ્યા પહેલાં પણ મને કોઇ એક પવિત્ર આત્માએ અમૂલ્ય ઉપદેશ આપી શાન્તિ જળનું સિંચન કર્યું હતું અને પછી થોડી જ વારે અન્નપૂર્ણાના અનુપમ ગાને અજબ અસર ઉપજાવી. અન્નપૂર્ણા આ ગાન તું કયાંથી શીખી?" ચૈતન્યે બુલબુલખાનના હૃદયથી દૂર ખસી પૂછ્યું.

"તે હું નહિ કહું?"

"કેમ?"

"તમે રડયા કરો છો તેથી."

"હું શું કરૂં? માતા મને બહુ યાદ આવે છે."

"પણ માતા તમને રડતા જોઇ રડે છે એ કાંઇ જાણો છો?"

"હા, પુત્રને રડતો જોઇ માતા જરૂર રડે."

"ત્યારે તમે કેમ રડો છો?"

"નહિ રડું, બસ હવે?" ચૈતન્યે સ્હેજ હાસ્યમય વદને કહ્યું.

"ત્યારે હું હવે ઘણી ખુશી થઇ."

"કહે કે એ ગાન તું ક્યાંથી શીખી?"

"નવનીતભાઇ મુંબાઇ ગયા હતા ત્યારે માંડલીક રાજાનો ખેલ જોવા ગયા હતા અને પછી તે નાટકની ચોપડી સાથે લેતા આવ્યા હતા. તે ચોપડીમાંથી મેં એ ગાયન ઠીક લાગવાથી કંઠસ્થ કર્યું અને તમને શાન્તિ આપવા અહિં ગાયું. લ્યો ચાલો હવે આશ્રમમાં." કહી અન્નપૂર્ણાએ ચૈતન્યનો હાથ પકડી ચાલવા માંડ્યું. ત્રિપુટી થોડીવારે નિવાસસ્થાને આવી. અન્નપૂર્ણા તેના શયનસ્થાન પ્રતિ પ્રયાણ કરી ગઇ. ચૈતન્ય અને બુલબુલખાન કોટડીમાં પ્રવેશી શૈય્યાશાયી થયા અને રાત્રિ વિતતાં શોક સંતાપ વિસારી સુખદ્ નિદ્રાદેવીના શરણમાં પડ્યા.

---

૬

## શાન્તિ અને કાન્તિ.

પરોપકાર સત્ કર્મમાં, સમય સુજ્ઞનો જાય;
વૃથા વાતને વ્યસનમાં, સમય મૂર્ખનો જાય.

"કાં ભાભી સાહેબ! મારા ભાઈ ઘરમાં છે કે?" શાન્તિલાલે કાન્તિલાલના ગૃહમાં પ્રવેશી ગુણવંતીને પૂછ્યું. સવારના પ્હોરમાં એ દુષ્ટ દારૂડીયાને આવેલો જોઇ ગુણવંતીએ તેની તરફ રોષમય નેત્રે નિહાળી કહ્યું, "હા, છે; ઉપર જાઓ."

શાન્તિ મેડા પર ગયો. કાન્તિલાલ ખુરશીપર બેસી સીગાર ફું-

કતો હતો અને ચા નહિ પીધેલી હોવાથી સુસ્ત જેવો જણાતો હતો.

આજકાલ ચા એ એવી અમૂલ્ય વસ્તુ થઈ પડી છે કે તેના સિવાય ચાલી શકતું નથી. ગરીબ તવંગર પણ તેને વશ થઇ ગયા છે. પૂર્વે કાળમાં મ્હેમાનો–મિત્રો ગૃહે આવતાં શુભ ખાનપાનથી તેમનો સત્કાર થતો અને વર્તમાનમાં ચાના ઉકાળેલાં પાણી પાઈ મ્હેમાનોની સરભરા થાય છે. પ્રાતઃકાળ થતાં ગરીબ–ભીખારી–જેન્ટલમેન વગેરે ચા પીવાને હોટેલ તરફ દોડે છે. પૈસા વિહીન્ અને ખાલી પોઝીશનનો ફાંકો રાખનારા યુવકો હોટેલોમાં બેસી કોઇ ચા પીવરાવનારા મિત્ર સ્નેહીની કાગના ડોળે રાહ જોઈ બગાસાં મારે છે. ચા દેવીની સત્તા સબળ થવાથી આજકાલ હોટેલનો ધંધો પણ ધીકતો થઇ પડ્યો રહે છે. ચાને માટે એક કવી લખે છે કે,

ચાહ તારી ચાહના જ્યાં ત્યાં વિશેષ વધી પડી,
મ્હો ફાટતાં મ્હોં ફાટતું તુજ માટ તલસે જીભડી.
દાતણ કર્યું કે ના કર્યું પણ રાંડ તું તો ત્યાં ખડી,
તારા વિનાની જગા એકે ખોળી જોતાં ના જડી.
સૂતાં સૂતાં પણ સ્મરણ તારૂં સ્વપ્નમાં પણ આવતી,
વિશ્રાંતિ ગૃહને વીશીઓમાં ભકતને ભટકાવતી.
આચાર ભ્રષ્ટ કર્યા વળી, આરોગ્યતા ઝડપી લીધી,
કરી મંદ જઠરાગ્નિ જ દુર્બળ, ધાતુઓ બાળી દીધી.
ચૂડેલ ચૂસે રકત નિશદિન રોજના રોગી કર્યા;
આશ્ચર્ય વૈદ્ય હકીમ ડોકટર સર્વકો તુજને વર્યા.
ફરિયાદ તારી કયાં કરૂં આધીન થઇ સહુએ બળ્યા,
જે ન્યાયના દેનાર ન્યાયાધીશ પણ તુજથી હળ્યા.

ભૂલ્યો હું તુજને દોષ દેતાં તું બીચારી શું કરે ?
આંખ્યો છતાં જન અંધ બનીને, દીપ લઇ કુવે પડે.

આવી સત્તાધીશ ચા દેવીનો સાચો સેવક કાન્તિલાલ પણ તેનું સેવન નહિ કરવાથી બગાસાં પર બગાસાં ખાતો હતો. ગુણવંતી તેને માટે ચા તૈયાર કરતી હતી. આ સમયે મી. શાન્તિલાલે ઉપર આવી પૂછ્યું, "કેમ મી. કાન્તિલાલ ! શું થાય છે ?"

"ચા દેવીના જાપ જપાય છે." કહી કાન્તિએ બૂમ મારી એક વધુ કપ ઉમેરવાની ગુણવંતીને સૂચના કરી. શાન્તિલાલે દૂર પડેલી એક ટૂટેલી ખુરશી નજીક ઘસડી લાવી તેના પર સ્થાન લઇ પૂછ્યું, "આજે ઘેર ચા કેમ થાય છે ? તું તો રોજ હૉટેલમાં પીએ છેને ?"

"હા, પણ આજકાલ મારાથી હોટેલનો લાભ લઇ શકાય એમ નથી. કારણકે ચાની હોટેલોનાં બીલ ઘણાં વધી ગયાં છે. ઉધરાણી પર ઉધરાણી થયા કરે છે. મારાથી બહાર પણ નીકળી શકાતું નથી. સોગજોગે બહાર નીકળવું પડે છે તો માગનારાઓના પાપે ગલી કુંચીઓમાં છૂપાતા—સંતાતા જવું પડે છે. શાન્તિ ! પૈસા વિનાની જીંદગી નકામી છે. પૈસા વિના પોઝીશનની પણ પાયમાલી છે. જોને આ મારા સ્ટોકીંગ આજે કેટલાએ દિવસથી ફાટી ગયા છે; બૂટનાં તળીયાં પણ નીચેથી જતાં રહ્યાં છે; અને આ ટાઇ તથા એંગલોર કૅપને ગઇ કાલે જ સાલ્લા ઉંદરે કાપી ખાધેલ છે. કહે હવે મારે મારૂં પોઝીશન કેવી રીતે સંભળાવું ? જો એવું ટૂટેલું ફાટેલું પહેરી બહાર નીકળું તો લોકો કહેશે કે સાલ્લો કડકો થઇ ગયો. ભાઇ ! હું તો હવે બહુ અકળાઇ ગયો છું. મનીના મેનીયાથી હું ચકરમ બની ગયો

છું. તેમાં રાંડની બૈરી પણ નીરતંર ટીક ટીકારો કર્યા કરે છે. આ આઠ દિવસથી બહાર ગામ ગયો હતો; ત્યાં પરમ શાન્તિ હતી, પણ ઘેર પાછા મુઆ કે તરતજ કમનશીબીની શરૂઆત થઇ ચૂકી." આટલું કહી મી. કાન્તિલાલ મૌન રહ્યા.

શાન્તિ બોલ્યો, "તારા જેવા બાહોશ માણસે અકળાઇ જવું એ યોગ્ય નહિ. ભલેને દુઃખના ડુંગરા ટૂટી પડે, લેણદારોનો કોપ થાય અને કદાચ જેલમાં પણ જવું પડે તો પણ આપણે આપણું પોઝીશન હરદમ સંભાળવું. કાન્તિ! તું હવે જલ્દીથી ગુણવંતીને મુંબાઇમાં મૂકી આવ અને પછી તેના મળેલા પૈસામાંથી કોઇ સારી દુકાન જમાવ. હું પણ મારી કર્કશાથી પૂરેપૂરો કંટાળ્યો છું. તે રાંડનો આજકાલ ઘણો રોફ વધી ગયો છે. હું વાસુદેવની ખુસામત કરી મહિને દહાડે લગભગ સો રૂપીઆ મેળવું છું; પણ તેનાથી ત્રણ ગણું દેવું મહિનો થતાં તો તૈયાર થઇ રહે છે. રાંડની ખર્ચ પર ખર્ચ કર્યા કરે છે. આજનું કપડું કાલે નહિ અને કાલનું પરમે નહિ. તેલ અત્તર, સાબુ પાવડર તો દિવસમાં દસવાર જોઇએ. વળી નવ નવાં માણસોના આગમનથી મારૂં મકાન તો આજકાલ એક મુલાકાતગૃહ જેવું થઇ પડયું છે. હું કદાચ તેને બે શબ્દો શીખામણના કહેવા જાઉં કે તરત છેડાએલી વાઘણની માફક મારી સામે થાય છે. હાલમાં વળી એક નાટકનો એકટર તેને હારમોનીયમ શીખાડવા આવે છે. બન્ને એકાન્ત રૂમમાં ઘણીવાર બેસે છે. ત્યાં મારે જવાની સખ્ત મનાઇ છે. કાન્તિ! હું આ છટકેલ રાંડથી હવે તો પૂરેપૂરો કંટાળ્યો છું. હવે તો કોઇ તેને ઉપાડી જાય અગર તો તે રાંડ કોઇની સાથે નીકળી જાય તોજ હું પૂરો સુખથી રહી શકું." શાન્તિએ પોતાની હાલતનું દિગ્દર્શન કરાવ્યું. બન્નેમાં મૌન પ્રવર્તાયું. ચા તૈયાર થતાં ગુણવંતી બે

પ્યાલા તૈયાર કરી ઉપર આવી અને બન્ને પ્યાલા ટેબલ પર મૂકી નીચે જઇ પાન બનાવવા લાગી. બન્ને મિત્રોએ જોત જોતામાં ચા પી લીધી. ગુણવંત પાન આપી ખાલી કપ લઇ નીચે ચાલી ગઇ. કાન્તિએ મિત્રને સીગાર આપી કહ્યું, " હું હવે થોડા દિવસમાં જ ગુણવંતીને લઇ મુંબાઈ જવાનો છું. હું આ વખતે જે મુંબાઇ જઇ આવ્યો તે તેને માટે જ. મલ્લરાજે આપેલી ચિઠ્ઠી લઇ હું ચિઠ્ઠીમાં લખેલા નામવાળા માણસને મળ્યો. તે ગીરગામમાં રહે છે. તેણે મને એક મહિનાની અંદર ગુણવંતી સાથે મુંબાઈ આવવાને કહ્યું છે. માણસ લાયક છે. તે ગુણવંતીને કોઈ લાયક સ્થળે નાખશે અને બદલામાં મને બે હજાર રૂપીઆ અપાવશે. બાદ તે રૂપીઆથી તમામ દેવું ચુકાવી કોઇ સારી સ્ટેશનરીની શોપ ખોલી સદાને માટે પોઝીશન સંભાળી દુષ્મનોની આંખ્યોમાં ધૂળ નાખશું. શાન્તિ! તું પણ હવે જેમ બને એમ જલ્દીથી તારી વાઇફથી છૂટો થઇ જા. આપણે બન્ને મળી નવનવા રંગ જમાવશું અને ખાલી ભપકાથી અનેકને આપણી જાળમાં ફસાવી નાણાં મેળવશું."

" હું પણ એજ વિચારમાં છું. વાસુદેવ તરફથી જો કે મને સો રૂપીઆ મળે છે; પણ તેના મિથ્યાભિમાનથી હું કંટાળ્યો છું. વળી તેની પત્ની ઇન્દુ મારી પ્રત્યે તિરસ્કાર દર્શાવે છે, આથી હું પણ છૂટો થઇ સ્વતંત્ર થવા ઇચ્છા ધરાવું છું." શાન્તિએ કહ્યું.

" હાલમાં વાસુદેવ અને ઇન્દુને કેમ બને છે ?" કાન્તિએ પૂછ્યું.

" નિરંતર આમોદ–પ્રમોદમાં મસ્તાન રહેનાર પતિત પતિને પવિત્ર પત્ની સાથે કોઇ દિવસ બને જ નહિ. વાસુદેવ તેની પત્નીને નિરંતર ત્રાસ આપ્યા કરે છે. તેના મકાનમાં ક્લેશ ત્રાસનું સામ્રાજ્ય શરૂ થએલું છે." શાન્તિએ જણાવ્યું.

" અલ્યા શાન્તિ ! તેં વળી બીજું કંઇ સાંભળ્યું છે કે ? "

" શું ? " શાન્તિએ ચમકીને પ્રશ્ન કર્યો.

" વાસુદેવ જેને જીગરથી ચાહે છે, તે કુસુમાવતીનું થોડા દિવસમાં કુસુમકાન્ત સાથે લગ્ન થનાર છે. "

" હા, તે વાત મેં પણ સાંભળી છે. વાસુદેવની દિલગીરીનો પાર રહ્યો નથી. કુસુમાવતીને મેળવવા તે પોતાનું સર્વસ્વ આપી દેવા તૈયાર થયો છે અને તેને માટે આજેજ મહારાજની પધરામણી આ શહેરમાં થનાર છે. " શાન્તિએ કહ્યું.

" શું મહારાજ આજે અહિં આવનાર છે ? " કાન્તિએ પૂછ્યું.

" હા, તે જણાવવાના ઇરાદાથી જ હું અત્યારે તારી પાસે આવ્યો છું. આપણે આજે રાત્રિના નવ વાગે ચુનીલાલની હોટલમાં તેને મળવા જવાનું છે. "

" ઘણાજ આનંદની વાત. આપણે જરૂર ત્યાં જઇશું. " કાન્તિ આનંદથી સીગારના ધૂમાડા કાઢવા લાગ્યો. થોડીવારે શાન્તિને કંઇક યાદ આવતાં પૂછ્યું, " કાન્તિ ! તું મુંબાઇમાં કેટલા દિવસ રહ્યો ? "

" એક અડવાડીયું. "

" ક્યાં ઉતર્યો હતો ? "

" લોજમાં. "

" એટલા પૈસા ક્યાંથી મેળવ્યા ? "

" મુંબઈ જેવા શહેરમાં પૈસાની ખોટજ નથી. આપણા જેવા પોઝીશનવાળા લાલાઓને તો પૈસા પેદા કરી આનંદ કરવાનું વિશાળ ધામ મુંબાઇજ છે. સાંજના સમયે ફેશનેબંધ ડ્રેસથી સજ્જ થઇ ચોપાટીપર જવું. ત્યાં અનેક જેન્ટલમેનો ફેશનેબલ સુંદરીઓના હાથની

સાથે હાથ મીલાવી ફરવાને આવે છે. ત્યા આપણા જેવા કડક સડક લાલાઓ પણ આમતેમ ફરી બારીક નજરે નીરીક્ષણ કરે છે અને લાગ મળતાં કોઇનું ખીસ્સું કાતરી અથવા તો નવી ફ્રેન્ડશીપ બાંધી મેનીમની પેદા કરે છે. મ્હેં પણ એક જેન્ટલમેન સાથે પૈસા પેદા કરવાના ઉદ્દેશથી દિલોજાન દોસ્તી બાંધી છે. તે એક પૈસાપાત્ર યુવક છે. આપણા મહારાજનું ત્યાં જે સ્થળે મકાન આવેલું છે; તે સ્થળ આગળથી તેનો અને મારો મેળાપ થયો છે. તેણે પૈસાને કાંકરાની માફક ખર્ચી મને ખૂબ આનંદ કરાવ્યો.”

“તેમનું નામ શું છે?” શાન્તિએ વિચારવશ વદને પૂછ્યું.

“સુરેશચંદ્ર.” કાન્તિએ નામ જણાવ્યું.

“મુંબાઇમાં તે કયા સ્થળે રહે છે?” શાન્તિએ પૂછ્યું.

“કાલબાદેવીરોડ પર.”

“તું તેના મકાને ગયો હતો?”

“ના, કારણકે તે જાતેજ મારી પાસે લોજમાં આવતો. હું તેના કહ્યા સિવાય તેને ત્યાં કેવી રીતે જાઉં? તેને ત્યાં જવા આવવાનું ધીમે ધીમે થઇ પડશે. તે મારા પંજામાં ફસાયો છે એટલે હવે ક્યાં જવાનો છે? આ કાન્તિલાલ ગુણવંતીને મૂકી આવ્યા પછી નવરો થતાંજ પોતાની કળા અજમાવશે અને નવા મિત્રના પ્રતાપે જીવતાં જ સ્વર્ગસુખ ભોગવશે. શાન્તિ! હું તારી માફક વાસુદેવની ખુશામદ કરવાનું પસંદ કરતો નથી. ખુશામદ નહિ કરવાથી જ હું વાસુદેવને અપ્રીતિપાત્ર થઇ પડયો છું. મારા આ નવા ફ્રેન્ડના મિલનથી વાસુદેવને પણ ટુંક સમયમાં દેખાડી આપીશ કે શોખ તો આમ કરાય છે. પણ મી. શાન્તિ! હું તને જણાવતાં ભૂલી ગયો કે તે મારો પ્રિય ફ્રેન્ડ મારી સાથે જ અહિં આવ્યો છે.”

"શું તે રાજનગરમાં આવ્યો છે?"

"હા, તેણે આજ સાંજના આપણા ગૃહે આવવાનું મને પ્રોમીસ–વચન આપ્યું છે. તે લગભગ ચાર–પાંચ વાગ્યાના સૂમારે આવશે. તે વખતે તું પણ આવજે. હું તેની સાથે તારૂં ઓળખાણ કરાવીશ. બિચારો ઘણો જ ભોળો અને ઉદાર છે."

"તેથી જ તે તારા જેવા ભયંકર કડકાની જાળમાં જકડાયો છે. કાન્તિ! તું ઉંદરની માફક તેને વળગી રહેજે. ઉતાવળ કરીશ તો તમામ કામ બગાડીશ."

"હું તારા કરતાં ઘણો જ અક્કલવાન છું. મને કંઇ પણ શીખવાડવું પડે એમ નથી."

"એ તો હું જાણું છું કે તું જમાનાનો ખાધેલ માણસ છે. વારૂં પણ એ તો જણાવ કે મુંબાઇમાં વાસુદેવની સાથે તારો મેળાપ થયો હતો કે નહિ?" શાન્તિએ પૂછ્યું.

"વાસુદેવ નાટકશાળામાં મને મળ્યો હતો?" કાન્તિએ મર્મમાં હશીને જવાબ આપ્યો.

"નાટકવાળાએ વાસુદેવનું કેટલું પાણી કર્યું?"

"એ તો તું તેનો પ્રાઇવેટ સેક્રેટરી છે એટલે જાણે, બાકી હું શું જાણું?" કાન્તિએ કહ્યું.

"ભાઇ! જે મિથ્યાભિમાની હોય તે પોતાની વાત કોઇને જણાવે જ નહિ. તે મુંબાઇથી આવ્યો ત્યારે ઘણો ઉદાશ હતો. મેં કારણ પૂછ્યું ત્યારે શરીરને ઠીક નથી એમ કહ્યું. પણ ગઇ કાલે પેલો ચૂનીયોચાવાળો તેને મળવા આવ્યો ત્યારે મુંબાઇની વાત કરતાં જણાવ્યું કે આ વખતે મારે ઘણુંજ સહન કરવું પડયું છે. નાટકના લુચ્ચા મેનેજરે મારી પર સીતમ ગુજાર્યો છે. તેની આટલી વાત

પરથી મ્હેં જાણી લીધું કે નક્કી કંઇ નવાજુની થઇ છે."

"અરે નવાજુની શું? તે દંભીનું રૂપીઆ પચીસ હજારનું પાણી થઇ ગયું છે." કાન્તિએ મૂછોમાં હશીને જણાવી દીધું. શાન્તિએ વિસ્મીત્ વદને પૂછ્યું, "તું ત્યાં હાજર હતો છતાં તેં એવું શા માટે થવા દીધું? તારી ફરજ હતી કે તેને બચાવવો?"

"મારી હાજરીથી તો તે આબરૂભેર ઘેર આવ્યો છે. નહિ તો ક્યારનોએ જેલખાનામાં પૂરાયો હોત. સાલા મિથ્યાભિમાનીને તો એવી સજા થવીજ જોઇએ. તે બદમાસે મારી ગુણવંતીને સતાવવામાં પાછું વાળીને જોયુંજ નહોતું. બસ તેનીજ સજા તેને મળી. મારો જીવ પણ કંઇક શાન્ત થયો." કાન્તિલાલે આનંદ પામી કહ્યું.

"કાન્તિ! તું મારો ખાસ ફ્રેન્ડ છે. તું મને નહિ કહે તો કોને કહીશ? મને જણાવ તો ખરો કે તે ભાઇના પોઝીશનની પાયમાલી ત્યાં કેવી રીતે થઇ? નાટકવાળો રૂપીઆ પચીસ હજાર મેળવવામાં કેવી રીતે ફાવ્યો?"

કાન્તિએ શાન્ત વદને કહેવા માંડ્યું, "આજથી બે વરસ પર જે નવલ નાટક કંપની આપણા શહેરમાં આવી હતી, તે કંપની હાલ મુંબાઇમાં તેના ખેલો ભજવે છે. તેના માલીક મી. ગુમાનરાય સાથે મારે સ્નેહ હોવાથી હું દરરોજ નાટક જોવા જતો હતો. મી. ગુમાનરાયે એકટરો અને એકટ્રેસોનો સારો સ્ટાફ એકત્ર કરેલો હોવાથી ખેલ જોવાને માટે મુંબાઇની પ્રજા દિવાનાની માફક દરોરો પાડતી એકટ્રેસોના સ્ટાફમાં એક મીસ હિરામણી કરી ચીફ પાર્ટ ભજવનારી સુંદર એકટ્રેસ હતી. તેના કામથી અને નાચ નખરાંથી પ્રેક્ષકવર્ગ ફીદા–ફીદા થઇ જતો અને તેના પ્રવેશની સાથે જ તેને તાળીઓના ગગટાટથી વધાવી લેતો. આ એકટ્રેસ જેવી નાટયના કાર્યમાં કુશળ

હતી, તેવી અરે તેનાથી વધારે પ્રવિણ પૈસા પ્રાપ્ત કરવામાં હતી. તેણે અનેક શ્રીમાન યુવકોને તેની આંખ્યોના પલકારાથી પાણી પાણી કરી નાખી પોતાની પાછળ ગુલામોની માફક ફેરવી તેમના પૈસાનું પાણી કર્યું હતું. અનેક યુવકો તેના પર મરી ફીટતા. અનેક યુવકો તેના દેદારનાં દર્શન કરવાને દિવાના થઇ દોડયા આવતા. લુખા લાલ લોકો પણ તે લલીતાંગી લલનાને નિહાળવા કોઇને ચાર ઘણા નાણાં લખી આપી પૈસા ઉછીના મેળવી ખેલ જોવા આવતા. ઓડીઅન્સ ચિકાર ભરાતું. ચાલતા ખેલે મીસ હીરામણીને પ્રાઇઝ મળતાં. તેનીપર પુષ્પોનો વરસાદ વરસે એ તો જુદો.

આવી ફાંકડી અને ફેશનેબલ હીરામણીની આખા મુંબાઇ શહેરમાં બોલબોલા બોલાઇ રહી હતી. નાટકના મેનેજર મી. ગુમાનરાય પણ મીસ હીરામણીના પ્રતાપેજ સારા પૈસા પેદા કરી રહ્યા હતા. બાકી આ પહેલાં તેમણે બે વાર કંપનીઓ કાઢી હતી, પણ પેદાશ વિના અંતે કંપનીઓ પહેરવી પડી હતી. ગુમાનરાય જેવો તાલીમબાજ માણસ કોઇ નહોતો. તેણે અનેકને પાયમાલ કર્યા હતા. પૈસાદારના છોકરાઓના પૈસાનું પાણી કરાવવામાં હું તેને એક બે વખતે સ્હાયરૂપ થએલો હોવાથી તેને અને મારે ફ્રેન્ડશીપ બંધાએલી હતી. હીરામણી પણ મને સારી રીતે ઓળખતી હતી. એ નાટક કંપનીનો નવો ખેલ પુષ્પાયુધ જે રાત્રે હતો, તે રાત્રેજ ભાઇશ્રી વાસુદેવની સ્વારી ખેલ જોવાને પધારી હતી. હું એકસ્ટ્રા કલાસમાં બેઠેલો હતો. ભાઇનો દ્વારમાં પ્રવેશ થતાંજ મારે દર્શન થયાં. આ વખતે ભાઇનો દેખાવ મનમોહક હતો. એક હાથે કાંડાપર સુવર્ણનું ઘડીયાળ અને બીજા હાથે હીરાની પહોંચી પહેરેલી હતી. મહેરબાને કોટપાટલુન પહેરેલાં હતાં. માથાના બાલ છેલ્લામાં છેલ્લી ફેશન મુજબ ઓળેલા હતા.

સૂરાના સેવનથી આંખ્યો લાલચોળ જણાતી હતી. એવી રીતે પોઝીશ-નમાં પહેલે નંબરે પાસ થએલા આપણા દિલોજાન દોસ્ત અંદર પધાર્યા. આગળ બેઠેલા પ્રેક્ષકો એકજ નજરે આ ખાનદાની નબી-રાને અવલોકી રહ્યા. ભાઈએ સીટ અગાઉથી મેળવેલી હોવાથી તેમની સીટ ખાલી પડેલી હતી. નશીબયોગે તેમની એ સીટ મારી જોડેજ હતી. તેઓએ સીટ લેતાં મારા સામે જોયું. મેં સાહેબજી કહી હશી દીધું. તેમને આનંદ થયો. તેમણે હસ્તાવદને મને પૂછ્યું, "કાન્તિ! તું અહિં ક્યાંથી?"

"હું પણ પાંચ દિવસથી અહિં આવેલો છું. આપશ્રી ક્યા-રના આવેલા છો?" મ્હેં પૂછ્યું. તેણે જણાવ્યું કે; "હું પંદર દિવસ થયા મુંબાઇ આવેલો છું અને દરબારગૃહ હોટેલમાં રહું છું." આટલું કહી તેણે બીજાં અનેક પ્રકારનાં ગપ્પાં હાંકવા માંડયાં. વાતોમાં થોડોક સમય પસાર થયો. નાટક શરૂ થવાની તૈયારી થઇ. ત્રીજી ઘંટડી વાગતાંની સાથે જ મોટા અવાજની સાથે ડ્રોપ ઉપડયો. અમે નાટક જોવામાં ધ્યાન આપવા લાગ્યા. પ્રથમ પ્રવેશ પૂર્ણ થતાં બીજો પ્રવેશ શરૂ થયો. આ પ્રવેશમાં મીસ હીરામણી આવનાર હોવાથી પ્રેક્ષક વર્ગ તેને નિહાળવા ઉંચો નીચો થઈ રહ્યો. આ અરસ્સામાંજ અલબેલી હિરામણી લટકાળી ચાલે ચાલતી, મદીલાં નયનોનાં નખરાં કરતી સ્ટેજ પર આવી યુવાનોનાં કલેજાં ઉથલાવવા લાગી. એ ઉર્વશી સમાન સુંદર સુંદરીને જોતાંજ વાસુદેવભાઇ પાણી પાણી થઇ ગયા. તે એકજ નજરે દિવાનાની માફક તે દિવ્ય સુંદરીના હાવભાવ અને તેના કોકીલ કંઠમાંથી નીકળતું મધુરૂં ગાન સાંભળી રહ્યા. હું એ વખતે વાસુદેવના મુખ સામે જોઇ રહી તેના મુખપર પ્રકટ થતા ભાવથી તેના મનમાંની વાત સમજી ગયો. અંતે પ્રથમ અંક સમાપ્ત

થયો. વાસુદેવ નિદ્રામાંથી ઝબકી જાગ્યો હોય એમ જાગૃત થઇ એક ઉંડો નિઃશ્વાસ નાખી બોલ્યો, "કાન્તિ?"

"શો હુકમ છે મારા સરકાર?" મ્હેં તેના સામે જોઇ ઝપાટાબંધ જવાબ આપ્યો.

"તું મારો મિત્ર ખરો કે નહિ?" વાસુદેવે પૂછ્યું.

"મ્હેં આશ્ચર્ય પામી કહ્યું, "અરે! આજે આમ કેમ બોલો છો? હું તો તમારો જીગર જાન દોસ્ત છું. ભાઇ! તમને શું થાય છે?"

"મન ચકડોળે ચઢ્યું છે."

"શાથી?"

"ચતુરાની ચાલથી. આહ! તે ચતુરા મારૂં ચિત્ત ચોરી ગઈ;

આ હૃદય ઘાયલ કરી ગોરી ગમન કરી ગઇ." વાસુદેવ ફાવે એમ બકવા લાગ્યો. હું તેના મનની વાત સમજી ગયો અને મારી ગુણવંતી પ્રત્યે ચલાવેલા વર્તનનો બદલો વાળવાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનો આ અચ્છો સમય છે ધારી મ્હેં તે અક્કલના ઇસ્કોતરાને કહ્યું, "ભાઇ! આમાં આટલા બધા મુંઝાઓ છો શાને? બોલો, તમારી શું ઇચ્છા છે?"

"તે સુંદરીની સાથે સ્નેહ બાંધવાની મારી પ્રબળ ઇચ્છા છે. કાન્તિ! તેને માટે જેટલું ખર્ચ થાય તેટલા પૈસા હું ખર્ચવાને તૈયાર છું. તને પણ હું ખુશી કરીશ."

"અરે મારે તો કાંઇએ જોઇતું નથી. હું તો ફક્ત તમારા સુખેજ સુખી છું. ભાઇ! તમે એક પ્રેમ પત્રિકા મને લખી આપો. હું તેને પહોંચાડીશ. કારણ કે તેની સાથે મારે સારો સંબંધ છે. તે બિચારી પણ આ નાટકની નોકરીથી કંટાળેલી છે અને તમારા જેવા

કોઈ લાયક પૈસા પાત્રની સાથે સ્નેહ ગાંઠ બાંધી જીંદગી આનંદમાં ગુજારવા આતુર છે." મારી વાત સાંભળતાંજ તે મોભાગ્ર બુદ્ધિનો એકાએક બોલી ઉઠયો, "હું તૈયાર છું. હું જીવન પર્યંત તેનું પાલન કરીશ. લે, આ પળેજ હું તેને એક પ્રેમ પત્રિકા લખું છું." કહી તે મૂર્ખના શીરોમણીએ ખીસ્સામાંથી કાગળ અને પેન્શીલ કાઢી મીસ હીરામણી પ્રત્યે એક પ્રેમ પત્રિકા લખી મને આપી. હું ત્યાંથી ઉઠી બહાર ચાલ્યો. બીજો અંક શરૂ થયો. મેં બહાર નીકળી તેણે લખી આપેલી ચિઠ્ઠી વાંચી. હું તેની મૂર્ખાઇ પર પુશ્કળ હસ્યો અને પછી તરતજ મી. ગુમાનરાયને મળી જણાવ્યું કે એક અચ્છો શીકાર આપણા હાથમાં આવ્યો છે કહી મેં વાસુદેવની ચિઠ્ઠી તેના હાથમાં મૂકી.

ગુમાનરાય રાજનગરનો વતની હોવાથી વાસુદેવને સારી રીતે ઓળખતો હતો. વાસુદેવ જેવો માલદાર શીકાર હાથમાંથી જવા દેવો જોઇએ નહિ ધારીને તે ઉભો થયો અને મને સાથે લઇ અંદરના ભાગમાં મીસ હિરામણી પાસે આવ્યો. હીરામણીએ શેઠને જોઇ હશી દીધું. ગુમાનરાયે કહ્યું, "હીરામણી ! આજે એક અક્કલનો નમુનો અને ભેજાનો ખશેલો ગૃહસ્થ નાટક જોવા આવ્યો છે. તે શ્રીમાન તારી પર આશક પડયો છે. જો આ ચિઠ્ઠી તેઓશ્રીએ સ્વહસ્તેજ લખી તારી પર મોકલાવી છે." ગુમાનરાયે પ્રેમ પત્રિકા હીરામણીના હાથમાં મૂકી. હીરામણીએ આશ્ચર્ય અને આનંદ સાથે ચિઠ્ઠી વાંચી શેઠને પાછી આપતાં કહ્યું, "ખરેખર કોઇ દિવાનો જણાય છે."

"તે દિવાનાને આપણે થોડીવારમાંજ ડાહ્યો બનાવીશું. તું પણ આ પળે બે ચાર સારા શબ્દો લખી તેને જણાવ કે, જેવા તમે મારી પર દિવાના થયા છો, એવી હું પણ તમને જોઇ ગાંડી

ઘેલી બની ગઇ છું. તમે એકસ્ટ્રા કલાસમાં પાંચ નંબરની સીટમાં બિરાજ્યા છો તે હું સાફ જોઇ શકી છું. તમારૂં કામદેવ જેવું સ્વરૂપ નિહાળી હું ભાન ભૂલી છું. મારૂં કામ પણ બરાબર કરી શકતી નથી. વિશેષ લખવાનો ટાઇમ નથી. આવતી કાલે સવારના મેલમાં મારા શેઠ રાજનગર જવાના છે; તો તમે સ્ટાન્ડર્ડ ટાઇમ સવાનવે સવારમાં અત્રે પધારી મારી રૂમમાં આવી આપના મુખ ચંદ્રનું દર્શન આ આતુર ચકોરીને કરાવવા કૃપા કરશો. વિશેષ રૂબરૂમાં. ”

મીસ હીરામણીએ ગુમાનરાયના લખાવ્યા પ્રમાણે તરતજ ચિઠ્ઠી લખી મને આપી અને પછી તેનો પાર્ટ હોવાથી સ્ટેજપર ચાલી ગઇ. પ્રપંચ જાળ કેમ ગોઠવવી, તેનો નિશ્ચય કરી હું ગુમાનરાય સાથે બહાર નીકળી વાસુદેવ પાસે આવ્યો અને મીસ હીરામણીની પ્રેમપત્રિકા તેના હાથમાં મૂકી. પત્રિકા વાંચતાંજ વાસુદેવ આનંદ સાગરમાં ન્હાવા લાગ્યો. તેણે મીઠી નજરે પાર્ટ ભજવતી હીરામણી સામે જોયું. હીરામણીને કંઇ કહેવું અગર શીખવાડવું પડે એમ નહિ હોવાથી તેણે પણ તેની કામણગારી આંખ્યોનાં કાતિલ કટાક્ષ વાસુદેવ તરફ વારંવાર ફેંકવા માંડયાં. વાસુદેવ આકુળ–વ્યાકુળ બની ગયો અને પોતાનો અપ્રતિમ પ્રેમ દર્શાવવા તેણે એજ પળે ખીસ્સામાંથી રૂપીઆ અને ગીનીઓની મૂઠી ભરી સ્ટેજ પર ફેંકી. રૂપીઆનો ખણખણાટ સ્ટેજપર થતાંજ પ્રેક્ષક વર્ગે પણ કરતલ ધ્વનીથી થીએટર ગજાવી મૂકયું. જોત જોતામાં તો અન્ય ઇશ્કીલાલાઓ તરફથી પણ પુષ્પોનો વરસાદ સ્ટેજપર વરસ્યો. મીસ હીરામણી કામ ખતમ થતાં અંદર ચાલી ગઇ. આવી રીતે આનંદમાં અંતે ત્રીજા અંકની પૂર્ણાહુતી થઇ. બાદ હું વાસુદેવને ગુમાનરાય પાસે લઇ ગયો. ગુમાનરાયે તેની સાથે સેકહેન્ડ કરી નોકર પાસે ચા મંગાવી વાસુદેવપ્રસાદનું સારૂં સન્માન

કર્યું. નાટકના મેનેજરે સન્માન કરવાથી વાસુદેવ પોતાને મહા ભાગ્યવાન માનવા લાગ્યો અને પછી મી. ગુમાનરાય સાથે હાથ મેળવી હું અને વાસુદેવ ગાડીમાં બેસી લોજમાં આવી પલંગમાં પડ્યા. તેને હિરામણીના વિચારથી આખી રાત ઉંઘ આવી નહિં. પછી સવાર થતાં અમે ચા પી બરાબર સાડા આઠે થીએટર તરફ જવાં બહાર નીકળી એક મોટર ભાડે કરી અંદર બેઠા.

મોટર વિજળી વેગે ચાલી અમને ટાઇમસર થીએટર આગળ લઇ આવી. વાસુદેવે બીલ ચૂકાવી મારો હાથ પકડી થીએટરમાં પ્રવેશ કર્યો. અમને અંદર જતાંજ શેઠના બહાર ગામ જવાના સમાચાર મળ્યા. મીસ હીરામણી વાસુદેવની રાહ જોતી તેના રૂમની બારીએ ઉભેલી હતી. વાસુદેવે તેને જોતાંજ હશી દીધું. હીરામણીએ પણ પુલકીત વદને હાથમાં પકડેલા રેશમી રૂમાલથી અમને તેની રૂમમાં આવવાનું સૂચન કર્યું. અમે તેની રૂમમાં ગયા. હીરામણીએ મુખ મલકાવી વાસુદેવ સાથે સેકહેન્ડ કરી તેને અતીશય માન ભરેલા શબ્દોથી વધાવી ગાદી પર બેસાર્યો. રમણીની સાથે હાથ મેળવવાથી અને પૈસાની ભૂખી ભામિનીનાં મોહક શબ્દોથી વાસુદેવ જીવતાંજ સ્વર્ગમાં આવ્યો હોય એમ અનુભવવા લાગ્યો. મીસ હિરામણી અમારી સામે બેસી ચાંદીની પેટીમાંથી પાન કાઢી તેના નાજુક હાથે અમારા માટે પાન બનાવવા લાગી. પાન બનાવતાં પણ તે પ્રતિપળે વાસુદેવના મુખ સામે નિહાળી તેની આંખ્યો થનક-થનક નચાવી વાસુદેવના કલેજાના ટુકડા કરતી હતી. પાન તૈયાર થતાં તેણે મીઠું હશીને એક પાન મને આપ્યું અને બીજું વાસુદેવને સ્વહસ્તે ખવરાવ્યું. આથી તો વાસુદેવભાઇ ખુશ-ખુશ થઇ ગયા; અને કંઇક પ્રેમ શબ્દો ઉચ્ચારવાને તત્પર થયા કે તરત નીચેથી અવાજ સંભળાયો કે, " મેલ ઉપડી ગયો. શેઠ પાછા આવે છે "

આ શબ્દો વાસુદેવના કાને અથડાતાંજ તે દિગ્મૂઢ બની ગયો. હીરામણી પણ અતીશય ગભરાતી હોય એવી જણાવા લાગી. મ્હેં પણ ગભરાટ–અકળાટનો ઢોંગ શરૂ કર્યો. અમે ત્રણે એક બીજાના મુખ સામે જોવા લાગ્યાં. આ અરસ્સામાંજ ગૂમાનરાય ભૈરવ સ્વરૂપ ધારણ કરી ત્યાં ઉપસ્થિત થયા અને કાનને ફાડી નાખે એવા મોટા અવાજે ડોળા ઘુરકાવતા બોલ્યા, “રાંડ કમજાત! આવુંજ કરતાં શીખી છે કે? હું સારી રીતે જાણું છું કે તું નાશી જવાને ઇચ્છે છે. પણ યાદ રાખજે કે મ્હેં તને દોલતના ઢગલાથી ખરીદેલી છે. સારૂં થયું કે ગાડી ઉપડી ગઇ અને હું પાછો આવ્યો. બોલ, આ તારા માંટીને ત્હેં અહિં કેમ બોલાવ્યો છે?” કહી ગુમાનરાયે અત્યંત આવેશથી હીરામણી તરફ ધશી જઇ એક પોલો પણ મોટો અવાજ સંભળાય એવો મૂક્કો તેને લગાવ્યો.

હિરામણીએ કૃત્રિમ કલ્પાંત કરતાં કહ્યું, “શેઠ! મને માફ કરો. આ ગૃહસ્થને મ્હેં બોલાવ્યા નથી. તેઓએ ગઇ રાત્રેજ મને ચિઠ્ઠી લખી હતી. લ્યો જુઓ આ તેમની ચિઠ્ઠી અને ખાત્રી કરો કે હું નિર્દોષ છું કે નહિ?” હિરામણીએ ચિઠ્ઠી શેઠને આપી. વાસુદેવના હાંજા ગગડી ગયાં. તેનું સમસ્ત શરીર પીંપળાના પાંદડાની માફક ધ્રુજવા લાગ્યું. હું પણ વ્યાકુળ દેખાવે આડી નજરે સર્વ પ્રસંગ અવલોકી રહ્યો હતો. ગુમાનરાયે ચિઠ્ઠી વાંચી ભયંકર ત્રાડ મારી વાસુદેવપર ધસી જઈ તેને બે તમાચા ખેંચી કાઢતાં કહ્યું, “સાલા, હરામખોર! ઉજળાં કપડાં પહેરી આવાં બદમાશીનાં કામ કરે છે? સાલા સફેત શાહુકાર! આ તારી માને ઉપાડી જવા આવ્યો હતો કે? ઠીક છે બચ્ચા, જોયા કર કે હવે તારી શું વલે થાય છે. હું હમણાંજ તને પોલીસને સ્વાધિન કરી તારીપર મનુષ્ય હરણનો આરોપ મૂકી

તારી ફજેતીનો ફાળકો ફરવા કાઢું છું. સાલા દારૂડીયા." કહી ગુમાનરાયે વળી પાછો એક તમાચો ખેંચી કાઢી ખૂમ મારી નીચેથી ભૈયાને ઉપર બોલાવ્યો અને તેને કહ્યું કે જલ્દીથી પોલીસ ચોકી પર જા અને પોલીસ ઇન્સ્પેક્ટરને બે પોલીસો સાથે અહિં બોલાવી લાવ. સાથે હાથકડીયો પણ લેતા આવવાનું કહેજે. ભૈયાએ જવાની તૈયારી કરી કે તરતજ વાસુદેવે ગુમાનરાયના પગ પકડી તેના બાપના નામની મોટી પોક મૂકી. આથી તો ગૂમાનરાય વધારે ખીલ્યા. તેણે વાસુદેવની પર ગાળોનો વરસાદ વરસાવી બે ત્રણ લાતો પણ લગાવી. આ વખતે વાસુદેવનો દેખાવ ઘણોજ દયાજનક થઇ પડયો. તેણે સજળ નયને મારા સામે જોયું. મને દયા આવી. મ્હેં ગુમાનરાયને તેની પર દયા દર્શાવવાની વિનંતી કરી. ગુમાનરાયે મને પણ બે ચાર સ્વસ્તી સંભળાવી. છેવટે હું તેને પગે પડયો. આથી ગુમાનરાયે કંઇક દયાનો દેખાવ ધારણ કરી કહ્યું, "હું તારા કાલાવાલાથીજ આ બદમાસને આબરૂભર જવા દઉ છું. બાકી જો કોઈ બીજો હોત તો તેને જેલમાંજ પૂરાવત. બદમાસ ! સારા માણસનો દીકરો થઇ આવોજ ધંધો કરતાં શીખ્યો છે કે ? ચાલ હવે માનભેર અહિંથી જવું હોય તો તારા શરીર પર પહેરેલા તમામ દાગીના ઉતારી મારા પગ આગળ મૂકી દે અને રૂપીઆ પચીસ હજારનો ચેક લખી આપ."

વાસુદેવે મારા સામે જોયું. મારે હા કે ના કહેવી પડે તેને માટે મ્હેં તેના તરફ જોયુંજ નહિ. છેવટે એ પિશાચના પંજામાંથી છૂટવાને તેણે પોતાના બદનપર પહેરેલા તમામ દાગીના ઉતારી નીચે મૂકયા અને ખીસ્સામાંથી ચેક બુક કાઢી પચીસ હજાર રૂપીઆનો ચેક લખી આપ્યો. આ પછી જેમ બીલાડીના મુખમાંથી ઉંદર ખસે એ પ્રમાણે ભાઇશ્રી બહાર નીકળી ગયા. હું પણ તેની પાછળ ગયો.

તેણે બનેલી વાત કોઇને ન જણાવવાના મને સોગન આપ્યા. બાદ તે રાત્રે તે અહિં આવ્યો. હું ત્યાં રહી બીજે દિવસે ગૂમાનરાયને મલ્યો. તેમણે મારી મહેનતના બદલામાં રૂપીઆ ત્રણસો મને બક્ષીસ આપ્યા અને મીસ હિરામણીને બે હજાર રૂપીઆની એક મોતીમાળા બનાવી આપી. આ પછી હું ત્રણસો રૂપીઆ ખલાસ થતાં સુધી મુંબાઇમાં રહ્યો અને પછી મારા નવા ફ્રેન્ડ મી. સુરેશચંદ્ર સાથે અહિં આવ્યો. મી. શાન્તિ ! મુંબાઇમાં આવી બીના બની. મહેરબાન વાસુદેવની પૂરેપૂરી ફજેતી થઇ."

કાન્તિ વાત પૂર્ણ કરી હસવા લાગ્યો. શાન્તિ વિચારમાં પડયો-બન્નેની વાતોમાં ઘણો સમય વ્યતિત થયો. ગુણવંતીએ નીચેથી ઉપર આવી કાન્તિને ભોજન તૈયાર થવાનું સૂચન કર્યું. શાન્તીએ પાંચ વાગે આવવાનું કહી ત્યાંથી પ્રયાણ કર્યું. કાન્તિલાલ જમવાને માટે નીચે ગયા.

---

૭

## ગુણીયલ ગુણવંતી.

ચંદન પડો ચમાર ઘર, નીત ઉઠ કુટે ચામ,
ચંદન બીચારા ક્યા કરે, પડો નીચસે કામ.

"ડીયર ગુણવંત ! આજે મારો એક ફ્રેન્ડ આપણા ગૃહે ગેસ્ટ તરીકે આવનાર છે." કાન્તિલાલે પત્નિ પ્રત્યે કહ્યું.

"ક્યારે આવનાર છે ?" ગુણવંતીએ પૂછ્યું.

"લગભગ ચાર પાંચ વાગ્યાના ટાઇમે આવશે. તે મુંબાઇના નિવાસી છે. વિચિક્ષણ છે. તેથી આપણે તેમની સાથે ઘણીજ સભ્યતાથી વર્તવાનું છે."

ગુણવંતી કંઇ બોલી નહિ. કારણ કે તે સારી રીતે સમજતી હતી કે જેવો તેનો સ્વામી છે તેવોજ તેનો મિત્ર પણ હશે. ગુણવંતને મૌન રહેલી જાણી પુનઃ કાન્તિલાલ બોલ્યો,

"ઘરમાં ચા-ખાંડ છે કે નહિ?"

"ના."

"ત્યારે તેના આવતાં પહેલાં સઘળું લાવી તૈયાર રાખજે."

"ક્યાંથી લાવું?"

"ચકલામાંથી."

"મારાથી હવે ચકલામાં જઇ શકાય એમ નથી. તમારા લેણદારો મને ઓળખતા હોવાથી ફાવે એમ બોલે છે. મારાથી તેમના શબ્દો સાંભળી શકાતા નથી. સ્વામીનાથ! હવે હદ થઇ. આવી સ્થિતિ કોઇની પણ હશે નહિ. પ્રભુને ખાતર, અરે તમારા પાને પડેલી આ તમારી કિંકરીને ખાતર હવે કોઈ નોકરી ધંધે વળગી જાવ. સદાકાળ શરીર સારૂં રહેશે નહિ. ભોગ જોગે જો કદાચ મંદવાડ આવ્યો તો રીબાઈ રીબાઇને મરવું પડશે. ઘરમાં એક પૈસાનું પણ ઠેકાણું નથી. પૈસા વિના કોઇ દવા અને સેવા કરનાર નથી. પ્રભુ! હજી સમય છે. શરીર સારૂં છે ત્યાં સુધી સૌ કાંઇ થઇ શકશે. તમે આળસ-પ્રમાદ ત્યાગી ફક્ત ત્રણ ચાર વર્ષ પરીશ્રમ ઉઠાવી દ્રવ્ય એકત્ર કરો કે જેથી આપણને ભવિષ્યની કંઇ પણ ચિંતા રહે નહિ. હું આપને વધુ..."

"બસ, હવે વધુ કહેવાની કંઇ પણ જરૂર નથી. હું સઘળું સમજાું છું. હું હાલ જે બેસી રહ્યો છું તે ફક્ત મારા પોઇન્ટમાંજ. તું કહે છે કે નોકરી કરો; પણ મ્હેં તને ઘણી વખત સાફ જણાવી દીધું છે કે આઇ ડીસલાઇક સર્વીસ. સાલ્લી નોકરીજ બહાદુરોને બનાવે

છે છોકરી કેમ નોકરી. તું જોયા કર કે હું હવે શું કરૂં છું. આ થોડા દિવસમાંજ મારો સપાટો જોજે. જો હું આ થોડા દિવસમાં મારા પ્રયત્નમાં ફેઇલ નીવડીશ તો તરત તને લઈ હું બોમ્બે ઉપડી જઇશ. બાદ તે મારા નવા મિત્રની મદદથી કોઇ ધીકતા ધંધામાં જોડાઇ આનંદ કરીશું. માટે તું દરેક બાબતથી બેફીકર રહે અને ઉપરથી ટાપટીપ રાખી દુનિયાંને દેખાડી આપ કે વગર દોઢીએ પોઝીશન સાચવનારા પરાક્રમી જુવાનો હજી પણ દુનિયાંમાં હયાત છે. અન્ડરસ્ટેન્ડ માય ડીયર?" કાન્તિ પત્નિના સામે જોઇ હસવા લાગ્યો. જે હમેશાં અસત્ય બોલનાર છે, તે કદી સાચું બોલે તો પણ તેનું બોલવું અસત્ય જ સમજાય. કાન્તિએ મોટી મોટી વાતો કરી અનેક વાર ગુણવંતીને આશ્વાસન આપ્યું હતું. કાન્તિ જે કાંઇ કહેતો અગર બોલતો તેને ગુણવવંતી અસત્યજ માનતી. પોઝીશનનો ફાંકો રાખનાર કાન્તિલાલનું બોલવું પૂર્ણ થતાં ગુણવંતીએ કહ્યું, " આપને યોગ્ય લાગે તેમ કરો. હું હવે વધારે કંઇ પણ કહી શકતી નથી. હું તો જીવન છે ત્યાં સુધી આપની સેવા કરી પડયું પાનું સુધારીશ. પ્રભુ! મારા સંસારની આ શી અધોગતી?" ગુણવંતીએ નિઃશ્વાસ નાખ્યો.

કાન્તિ ચિડાઇને બોલ્યો, " એ બેવકુફ! શું કરે છે? શું દુઃખમાં દટાઇ ગઇ છે કે નિઃશ્વાસ નાખે છે. મ્હેં તને અનેક વખતે કહ્યું છે કે મારા જમવાના ટાઇમે તારે કંઈ પણ નિરાશાજનક ઉદ્દગાર કાઢવા નહિ. છતાં તું માનતી જ નથી. આથી મારે તારી પ્રત્યે કંઇક સખત થવું પડશે. તારો ગોડ ગયો જહન્નમની ખાડીમાં. આ તને છેલ્લી ચેતવણી આપવામાં આવે છે કે તારે મારી હાજરીમાં એક પણ દુઃખી શબ્દનો ઉચ્ચાર કરવો નહિ. સમજી?"

"હું તો સઘળું સમજી ચૂકેલી છું, પણ આજે આવનાર મ્હેમાન સાંજે જમશે શું?" ગુણવંતીએ ગમગીન વદને જણાવ્યું.

"આજે કોણ મહેમાન અહિં મરવાનો છે. મને તો કંઈ પણ ખબર નથી?" કાન્તિએ કંઇક ગભરાટ મિશ્રીત અવાજે પૂછ્યું.

"મારા પિએરથી આજે સવારમાં પત્ર આવ્યો છે. તેમાં મારા કાકાના દિકરાએ તેના આવવાના સમાચાર લખ્યા છે."

"તને મારી સાથે પરણે વર્ષોનાં વર્ષો વિત્યાં અને તેટલા સમયમાં તારા એ બંધુનાં દર્શન પણ ન થયાં; ત્યારે એ ભાઇનું મન એકાએક અહિં આવવાને ક્યાંથી થયું? મને તો આમાં કંઇક ભેદ લાગે છે. તે ગામડીયા ઢોરને ઘણાં વરસે અહિં આવવાનું કારણ શું!" કાન્તિલાલે કહ્યું.

"કારણ ગમે તે હોય, પણ આપણે મહેમાનની સરભરા કરવી તે આપણી ફરજ છે. દ્વારે આવેલા દુષ્મનનો પણ સત્કાર કરવો એ દરેક સંસારી મનુષ્યોનો ધર્મ છે."

"છટ! આઇ ડીસલાઇક ધર્મ એન્ડ ફરજ. આપણા ઘરે એવો ગામડીયો ગમાર શોભેજ નહિ. સાલો મોટો પાઘ, ઝુલતું અંગરખું અને દસશેર વજનનાં ખાસડાં પગમાં પહેરી અહિં આવશે અને તે વખતે મારા મુંબાઇના જેન્ટલમેન ફ્રેન્ડ કદાચ બેઠા હશે તો તે વિચિત્ર પુતળાને જોઇ ખરેખાત હસશે અને મારા જેવા એટીકેટવાળા ગૃહસ્થની મનમાં ટીકા કરશે. માટે ડીયર! તું તે બંધુચકને ગમે એ પ્રકારે સમજાવી વિદાય કરી દેજે અને જો તે અહિં રહેવાની જીદ કરે તો ચોકખું જણાવી દેજે કે અમારે આજે મુંબાઇ જવાનું છે, માટે કોઇ ધર્મશાળા અગર વીશી ખોળી લ્યો." કાન્તિએ સમજ આપી. ગુણવંતીનું હૃદય ચિરાવા લાગ્યું. પિયર પક્ષ-

માંનો એકજ ભાઇ ઘણે દિવસે બહેનને મળવા આવે અને બહેન તેને વિદાય કરી દે એ ગુણવંતી જેવી સુશીલ સન્નારીથી કેમ બને? તેણે નમ્ર સ્વરે પતિ પ્રત્યે કહ્યું, "મારાથી તેને એવી રીતે કહી શકાશે નહિ. તે ગામડીયો હોય અજ્ઞાન હોય અને ગમે તેવા વિચિત્ર વેશવાળો હોય, પણ તે મારો ભાઇ છે. મારાં માતા પિતાના મરણ પછી મારી સંભાળ રાખનાર તેજ છે. તે મને તેની સગી બ્હેન પ્રમાણે ચાહે છે, તે ભલે આપણા ગૃહે આવે. હું તેને જે હાજર હશે તે જમાડીશ."

"શું જમાડીશ? દાળ ચોખાના અભાવે તો તેં આજે ભાખરીઓ બનાવી છે તેનો કંઇ ખ્યાલ છે ને?"

"સ્વામી! આપ બજારમાં પધારો અને દાળચોખા લઇ આવો. આપણા આંગણે આવેલાને ભૂખ્યો કાઢવાથી આપણી હાંસી થશે–ખોટું દેખાશે. પ્રભુ! જાઓ; વધારે નહિ તો તેને થાય એટલું શેર–શેર અનાજ પણ લઇ આવો." આટલું બોલતાં ગુણવંતીની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. કાન્તિલાલ ભ્રકુટીવક્ર કરી બોલ્યો, "તે આમ પલકવારમાં પાણી શાને લાવે છે? આ કાન્તિ૰ લાલ તારા રડવાથી કંઇ પીગળે એવો નથી. સ્ત્રીયો રડીને તેના ધણીની પાસે પોતાનું ધાર્યું કરાવે છે; પણ હું તો એવી સ્ત્રીયોને પણ ગજવામાં રાખીને ફરૂં છું. તું ગમે એટલી પોક પાડી શોક કર્યાજ કર; પણ આપણને કંઇ અસર થનાર નથી. વળી મારી પાસે સીંગલ પાઇ પણ નથી કે જેથી હું અનાજ ખરીદી લાવું. જ્યારે હાથમાં મની આવશે ત્યારે અનાજ લવાશે. ત્યાંસુધી ચા–બીસ્કીટ–ચણા–દાળીયા વગેરે પરચુરણ ચીજોથી ચલાવી લેવું પડશે. વળી એ બધું ખરીદવાને માટે પણ પૈસા ક્યાંથી મેળવવા તેના વિચારમાં મારે

અત્યારથી તે આખી રાત સુધીમાં વિચાર કરવા બ્હેનને બગાડવું પડશે. માટે જો તું મારા વિચારને મળતી થતી હોય તો તે પાઘડીદાસને ઘરના ઉંબરમાંજ અટકાવી વિદાય કરી દેજે." કહી કડકો કાન્તિ ઉતાવળે પગે નીચેથી મેડાપર ચઢી ગયો. ગુણવંતીના શોકનો પાર રહ્યો નહિ. ગરીબ ગાય જેવી બાળાનું હૃદય વ્યાકુળ થવા લાગ્યું. તે ઓરડામાં પ્રવેશી હૃદય હલકું કરવા લાગી. ઘરમાં અનાજનો એક દાણો પણ નહોતો. થોડોક આટો હતો તેની આજે ભાખરીયો બનાવી દીધી હતી. કાન્તિને આવતી કાલનો ખ્યાલ નહોતો એતો 'કલકી બાત કલ હય' એ સીદ્ધાંતને વળગી રહેનારો હતો; પણ ગુણવંતી ઘણી ગભરાતી હતી. આવી સ્થિતિ છતાં પણ તે પવિત્ર બાળા કાન્તિને પૂર્ણ પ્રેમથી ચાહતી હતી. બાકી જો કાન્તિને તેના જેવીજ પત્ની મળી હોત, તો ક્યારનુંએ ભાઇને દુનિયાં ત્યાગી ભાગી જવું પડત અગર તો આપઘાત કરીને મરી જવું પડત. બિચારી ગુણવંતીએ પોતાનું ઘર નીભાવવા પોતાનું સર્વસ્વ ગુમાવ્યું હતું. વાસણ પણ નહિ જેવાંજ હતાં. આજે આઠ દિવસ થયાં અનાજ થઇ રહ્યું હતું. ગુણવંતીએ પડોશમાંથી દાળ–ચોખા–લોટ વગેરેની વાડકીઓ ભરી લાવી આઠ દિવસ સૂધી તો ચલાવ્યું, પણ હવે તે શું કરે? પડોશીઓને પ્રથમનું માગી આણેલું આપ્યા વિના બીજું મંગાય પણ કેમ? ગુણવંતીનું હૃદય ચૂરેચૂરા થતું હતું. તે મનમાં રડતા હૃદયે પ્રભુને પોકાર પાડી મ્હોત માગતી હતી. પણ દુઃખીયાંથી મ્હોત પણ દૂર ભાગે છે એ જાણી ગુણવંતી શોકથી સંતપ્ત થઇ દિવસો નિર્ગમન કરતી હતી. અંતે સાંજ પડી. પાંચ વાગવાનો સુમાર થયો. કાન્તિલાલ મેડા પરની બારી આગળ ઉભો રહી નવીન મિત્રની રાહ જોઇ રહ્યો હતો. 'ઘરમાં હાંડલાં કુસ્તી ખેલે અને

બેટા બહાર નવાબજાદા થઇને ફરે' એ મુજબ કડકો કાન્તિ આવ-નાર મિત્રને અંજાવવા પૅાલીશ ખમીશ કોલર–ટાઈ વગેરે વસ્ત્રોથી સજ્જ થઇ, બાળને છેલ્લી ફેશન મુજબ ઓળી માર્ગ તરફ નજર ફેંકી રહ્યો હતો. એ અરસામાંજ સામેથી એક વિક્ટોરીયા ગાડી આવતી જણાઇ. તેમાં અપટુડેટ પોશાક પહેરેલો એક નવજુવાન બેઠેલો હતો. તેનું મુખ ગૌર હતું. મૂછોના આંકડા વાળેલા હતા. આવો ફાંકડો ફેસનેબલ યુવાન વિક્ટોરીયામાં બેસી કાન્તિલાલના ઘર આગળ આવ્યો. કાન્તિ તેને દૂરથી જોતાંજ ધબડ–ધબડ નીચે ઉતરી બારણાં આગળ ઉભો. વિક્ટોરીયા ઘર આગળ આવતાંજ કાન્તિએ દોડીને ગાડીનું બારણું ખોલી નાખ્યું અને મિત્રનો હાથ પકડી નીચે ઉતરવામાં મદદ આપી. વિક્ટોરીયાવાળાને અગાઉથી ભાડું મળેલું હોવાથી સલામ કરી ચાલતો થયો. કાન્તિએ મિત્રની સાથે ઘરમાં પ્રવેશ કર્યો; અને મિત્રને મેડાપર લઇ જઈ એક નરમ ગાદી પર બેસાડ્યો. કાન્તિએ પાસે બેસી પોતાના મકાને આવવાની તકલીફ લીધાને માટે ઘણાજ નમ્ર શબ્દોમાં તેનો ઉપકાર માની ગુણવંતીને બૂમ મારી ચા મૂકવાનો ઓર્ડર કર્યો. પણ ઘરમાં ચા–ખાંડ નથી એ જાણતાંજ તે અકળાયો, અને કંઇક વિચાર કરી નીચે જવા ઉભો થયો, કે તર્તજ તેના નવા મિત્ર કે જેનું નામ સુરેશચંદ્ર હતું તે બોલ્યો, “ભાઇ! ક્યાં પધારો છો?”

“આપને માટે ચાની વ્યવસ્થા કરાવું.”

“હું ચા બીલ્કુલ પીતોજ નથી.”

“હેં! શું તમે ચા નથી પીતા? ખરેખર તમે પણ મારા મતને મળતાજ નીકળ્યા. મારે પણ ચા પીવાની પ્રતિજ્ઞા છે. આ સુધરેલા જમાનામાં ચા નહિ પીનારા વીરલાજ છે.”

કાન્તિએ પોતે પણ ચા નથી પીતો એમ ગપ ઠોકી. સુરેશચંદ્ર મૂછોમાં હસી કાન્તિના મેડાનું અવલોકન કરવા લાગ્યો. પુનઃ કાન્તિએ પૂછયું." સીગાર પીઓ છો કે નહિ ?"

"ના, તમે પીઓ છો ?" સુરેશચંદ્રે પૂછયું.

"બિલકુલ નહિ, હું સીગાર પીનારને ધિક્કારૂં છું. સીગાર પીનારને ક્ષય-નાસુર વગેરે દર્દ થાય છે એવો ડોકટરોનો અભિપ્રાય છે. પ્રભુએ મને ચા-સીગાર જેવાં ભયંકર વ્યસનોથી દૂર રાખ્યો છે તેને માટે હું ખરા અંતઃકરણથી તે પવિત્ર પ્રભુનો ઉપકાર માનું છું. મારા વ્હાલા મિત્ર ! આપનો સ્વભાવ-વર્તન મારી માફકજ છે. સમાન હૃદય હોય ત્યારેજ પૂરેપૂરી મિત્રતા બંધાય છે. જુદા સ્વભાવની મૈત્રિ લાંબો વખત નભતી નથી. પ્રભુ આપણી ફ્રેન્ડશીપ સદાકાળ નીભાવો."

કાન્તિએ વિદ્વતામય શબ્દો ઉચ્ચાર્યા. સુરેશચંદ્રે પણ તેને સારૂં લગાડવાના ઉદ્દેશથી કહ્યું, "હું પણ એમજ ઇચ્છું છું. ભાઇ! આપનાં પત્ની ક્યાં છે ?"

"નીચે છે, હું આ પળેજ તેને ઉપર બોલાવું છું." કહી કાન્તિએ ઉપરથી બૂમ મારી કહ્યું, "ગુણવંત! ઉપર આવો; ભાઇ બોલાવે."

પતિની આજ્ઞા થતાં અને આ નવા આવનારને જોવાની કંઇક ઇચ્છાથી ગુણવંતી આંસુ લુછી ઉપર આવીને એક બાજુએ ઉભી રહી. સુરેશચંદ્રે તેના સામે જોયું. પવિત્ર પ્રેમદાના મુખનું દર્શન કરતાંજ સુરેશચંદ્રનું હસતું મુખ ગંભીર થઇ ગયું અને કોણ જાણે કે શાથી તેના મુખમાંથી ઉષ્ણ નિઃશ્વાસનો એક ધીમો ધ્વની નીકળી ગયો. એવામાંજ કાન્તિ બોલ્યો, "ભાઇ! પ્રભુ કૃપાએ મને

પત્ની પણ પવિત્ર મળી છે. બિચારી ગરીબ ગાય જેવી છે. તેનાથી મને પૂર્ણ સંતોષ છે."

"તમારી પર પ્રભુની પૂર્ણ કૃપા છે કે જેથી તમને આવું ગુણીયલ રત્ન પ્રાપ્ત થયું છે." સુરેશચંદ્રે ગુણવંત સામે જોઇ કહ્યું. "મને શીતળ જળ લાવી આપશો ?"

ગુણવંતી જળ લેવા ચાલી. સુરેશના શબ્દોમાં તેને કંઈક મિઠાશ લાગી. ગુણજ્ઞ ગુણવંત વિચાર વશ વદને જળનો લોટો અને પવાલું લઇ પુનઃ ઉપર આવી અને પવાલામાં જળ રેડી સુરેશની પરિક્ષા કરવાના હેતુથી પવાલું આપવા હાથ લંબાવ્યો; કે તરત સુરેશ બોલ્યો, "બાઈ! તમારા વદન પરથી તમે ગુણીયલ જણાવ છો. સન્નારીયો અન્ય પુરૂષને સ્વહસ્તે કદાપિ જળપાત્ર આપે જ નહિ; એ તમે જાણો છો છતાં મારી પરીક્ષા જોવાના કારણે તમે તમારો પવિત્ર હાથ લંબાવી રહ્યાં છો એમ હું માનું છું. તમારા હાથમાં રહેલું પાત્ર નીચે મૂકો. હું સ્વહસ્તે જળપાત્ર ઉપાડી જળપાન કરૂં છું."

તેના શબ્દોએ ગુણવંતીને અજબ અસર કરી અને આ કોઈ પવિત્ર માણસ છે એમ તરત સમજી ગઇ. તેણે તત્કાળ પાણીથી ભરેલું પવાલું નીચે મૂક્યું. સુરેશે જળપાન કર્યું. ખાલી પાત્ર ઉપાડી ગુણવંતી નીચે ચાલી ગઇ. તેના ગયા પછી કાન્તિએ પૂછ્યું, "ભાઇ ! મારી એક ઇચ્છા કબુલ રાખશો ?"

"મિત્રની ઇચ્છા માન્ય નહિ રાખનાર મિત્ર મિત્રધર્મથી પછાત ગણાય છે."

"આપ ભાઈ આજે મારે ત્યાં ભોજન કરો એવી મારી ઇચ્છા છે."

"કાન્તિલાલ! આ ઘર હું મારૂં પોતાનું જ સમજું છું; પણ નિરૂપાય છું કે તમને ના પાડી તમારૂં દીલ દુભાવું છું, કારણ કે હું જ્યાં ઉતર્યો છું તેને ત્યાં જમવાનું હું પ્રોમીશ આપી ચૂકેલો છું. છતાં પણ જો તમને ખોટું લાગતું હોય તો મારે માટે એકાદ નારંગી દાડમ લઈ આવો." સુરેશે કહ્યું.

"મોટો ઉપકાર થયો. હું આ પળેજ લઇ આવું છું. આપ થોડીવાર અત્રે વિરામ લ્યો." કહી કાન્તિ કોટ ટોપી પહેરી બહાર નીકળ્યો. તેને ગએ થોડીક જ વાર થઇ હશે એટલામાં એક સીગ્રામ ગાડી કાન્તિલાલના ઘર આગળ આવી ઉભી રહી અને તેમાંથી ગુણવંતીનો ભાઇ નીચે ઉતર્યો. તેણે ગાડી વાળાને પૈસા ચૂકાવી આપી ઘરમાં પ્રવેશી ગુણવંતીને જોઇ પૂછ્યું, "કાં બહેન! ખુશીમાં તો છે ને ?"

"કોણ ભાઇ? આવો. ઘણા વરસે બહેનની ખબર લીધી? કુશળતો છોના?" ગુણવંતીએ ભાઇના હાથમાંથી પોટકી લઇ ઉમળકાથી પૂછ્યું.

"હા બ્હેન! તું પણ ખુશીમાં છે ને?" ભાઈ કે જેનું નામ મોહનલાલ હતું તેણે પૂછ્યું.

ગુણવંતીએ ભાઇને આસન આપી તેની આગળ જળનો લોટો અને પાત્ર લાવી મૂક્યું. મોહનલાલે પાણી પી સ્વસ્થ થઇ કાન્તિલાલનું કુશળ પૂછ્યું.

ઉપર બેઠેલો સુરેશચંદ્ર ભાઇ બ્હેનની વાતો સાંભળતો હતો. કાન્તિલાલ કેવો માણસ છે, તેણે તેનું પોતાનું અને સ્ત્રીનું સ્ત્રી ધન પણ જુગારાદી દુર્વ્યસનોમાં ગૂમાવી દીધું છે અને ગુણવંતી મહેનત મજુરી કરી તેનું અને પોતાનું ઉદર પોષણ કરે છે તે સર્વ બાબત

મોહનલાલ જાણતો હતો. પણ ગુણવંતીના મુખેથી જાણવાને તેણે વાતોમાં ને વાતોમાં તે સંબંધી અનેક પ્રશ્નો પૂછ્યા, પણ ગુણવંતીએ એવી ચાલાકીથી જવાબ આપ્યા કે મોહનલાલ પણ વિસ્મય પામ્યો. સતી સન્નારીનો ધર્મ છે કે પોતાના ઘરનું છીદ્ર અન્યને જણાવવું નહિ. ભારતવર્ષની બાળાઓના આ મુદ્રા લેખ છે. આર્ય બાળાઓ પોતાના ઘરમાં ખાવાને અન્ન નહિ હોય, પતી ગમે એવો દુરાચરણી હશે પરંતુ પોતાની વાત કોઇની આગળ પ્રાણાંતે પણ જાહેર કરશે નહિ. ગુણવાન બાળા તેના પતિના ઘરનું ઢાંકણ્ છે. ગુણીયલ ગુણવંતીના માથે દુઃખનાં ઝાડ ઉગવાનાં જ બાકી હતાં તદપિ તેણે પોતાના ભાઈ આગળ પોતાના સ્વામિના સંબંધમાં એક પણ હલકો શબ્દ ઉચ્ચાર્યો નહિ. ભાઇ બહેનની વાતો સાંભળનાર સુરેશથી પણ ગુણવંતીને મનથી ધન્યવાદ આપ્યા વિના રહેવાયું નહિ. ભાઇની સાથે થોડીક વાતો કર્યા પછી ગુણવંતીએ કહ્યું, " ભાઇ ! તમે ઉપર બેસો. હું તમારા માટે રસોઇ બનાવું."

મોહન ઉપર ગયો અને ગાદી પર આડો પડયો. ખુરસીમાં બેઠેલા સુરેશે તેની સાથે વાત કરવાનું ઉચિત ધાર્યું નહિ. મુસાફરીમાં ચાલવું પડવાથી મોહન પાકલાકમાં તો ઉંઘી ગયો. સુરેશે ઉભા થઇ ધીમેથી નીચેના ભાગમાં દૃષ્ટિ કરી, તો તેને જણાયું કે ગુણવંતી ચોધાર અશ્રુએ રડે છે. સુરેશ સ્તબ્ધ બન્યો. તે શા માટે રડતી હશે? સુરેશના મનમાં વિચાર ઉત્પન્ન થયો, પણ કંઈ અટકળ કરી શકયો નહિ. આ અરસ્સામાં પડોશની એક વૃદ્ધ ડોશી ઘરમાં આવી બોલી, " ગુણવંત ?"

ગુણવંતીએ તત્કાળ આંસુ લુછી નાખી તે વૃદ્ધાની સામે જઇ કહ્યું, " કેમ માજી ?"

"બેટા શું કરે છે?"

"મારા ભાઇ આવ્યા છે, તેને માટે રસોઇ બનાવવાની તજ-વીજ કરૂં છું."

"શું રસોઇ બનાવવા ધારી છે?"

વૃદ્ધાનો પ્રશ્ન સાંભળી ગુણવંતી મૌન રહી. તે શો જવાબ આપે? પુનઃ ડોશીએ પૂછયું, "કેમ બોલી નહિ બેટા? કહેને અત્યારે શું રાંધીશ?"

"માજી! હું એજ વિચાર કરૂં છું, કારણ કે દિવસ આથ-મવા આવ્યો છે. મારો ભાઇ ભૂખ્યો હશે; તેથી જલ્દી થાય એવું કંઇક ખાવાનું બનાવી દઇશ."

"ત્યારે કંસાર બનાવી દે." ડોશીએ કહ્યું.

"હું પણ એજ વિચાર કરૂં છું; પણ તમે કૃપા કરી એક વાડકો ભરી લોટ આપો તો સારૂં, કારણ કે હું આજે ઘઉં દળવાની હતી; પણ કામને લીધે અટકી ગઇ. હું ઘઉં દળી તમારો લીધેલો લોટ પાછો આપીશ."

"બેટા મને ખાત્રી છે કે તું પાછો તો આપીશ, પણ ત્રણ વખતે ચોખાના અને દાળના વાડકા ભરી ગઇ હતી તે તું જાણે છે ને?"

"હા, માજી! તે મારી ધ્યાન બહાર નથી." ગુણવંતીએ ધડકતા હૃદયે કહ્યું.

"ત્યારે તે બધું કયારે આપીશ? ઉછીનું તો બે દિવસ હોય. વધારે દહાડા થાય તો લોકોમાં આપણી હલકાઇ ગણાય. તારા કાકા પણ આજે મને કહેતા હતા કે ગુણવંતી દાળ ચોખા આપી ગઇ કે નહિ."

"માજી! હું જરૂર એક બે દિવસમાં સઘળું આપી જઈશ. આજે મારી ઉપર દયા કરીને લોટનો એક વાડકો ભરી આપો. મા! હું તમારી ઉપકારી છું." ગુણવંત વધુ બોલી શકી નહિ. તેની આંખોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. ડોશીને દયા આવવાથી પોતાના ઘેર જઈ લોટનો વાડકો ભરી લાવી ગુણવંતીને આપ્યો. ડોસી ચાલતી થઈ. ગુણવંતીએ દેવતા સળગાવ્યો. ઉપરથી સર્વ પ્રકાર અવલોકતો સુરેશ મન સાથે બોલ્યો, "ગુણવંતી! તને ધન્ય છે. તારી જગાએ જો આજકાલની કોઈ સુધારામાં ભળેલી અબળા હોત તો ક્યારનીએ કાન્તિ જેવા પતિનો ત્યાગ કરી ચાલી ગઈ હોત. પણ તું એક આદર્શ બાળા છે. તારો ધર્મ યથાર્થ સમજે છે અને તેથીજ તારા દુષ્ટ પતિના પનારે પડી અસહ્ય સંકટોમાં પણ સુખ માની તેની સેવા કરે છે. આર્ય મહિલા! ભારતની ભાગ્યવતી દેવી! તારા જેવી સતી બાળાઓના પ્રતાપે જ આ ભારતવર્ષનાં ગુણગાન ચારે તરફ ગવાઈ રહ્યાં છે; ભારતનો ભવિષ્યનો ઉદય પણ તારા જેવી આર્ય બાળાઓના લીધે જ થશે અને દુનિયાંની નજરે પછાત પડેલું આ ભારત પુનઃ ઉન્નતિના સુવર્ણ શિખરે ચઢશે. પરમ કૃપાળુ પરમાત્મા તારા જેવી સદ્‌ગુણી સન્નારીયો દરેક ભારતવાશીના ગૃહમાં ઉત્પન્ન કરો. ગુણવંતી! આ તારી દયા જનક દશા જોઈ મારૂં હૃદય ચૂર્ણ-વિચૂર્ણ થાય છે, અજ્ઞાન માબાપના કુળાભિમાનથી, દ્રવ્યના લોભથી અને બાળ લગ્નથી આવી ગરીબ બાળાઓ કસાઈના કરમાં જઈ રીબાય છે-ખુંદાય છે. ધિક્કાર છે તેવાં અધમ માબાપને કે જેઓ પોતાનાં સંતાનોના સુખનો જરીક પણ વિચાર નહિ કરતાં આવાં નિંદ્ય લગ્ન કરે છે. આ ગુણવંતીના જેવી અનેક બાળાઓ હિન્દુ સંસારમાં દુઃખથી નિઃશ્વાસ નાખતી હશે? કોમળ

હૃદયમાંથી નીકળતા નિઃશ્વાસના ધ્વની ગગન ભેદી નાખે છે અને એથી જ ભારતવર્ષની અધોગતી થઇ છે અને થએ જાય છે. પ્રભુ દયા કરો; જનસમાજમાં સદ્જ્ઞાનની વૃદ્ધિ કરો. જ્યાં બાળાઓ આનંદથી હસે છે, ત્યાં સર્વે પ્રકારનું સુખ આવી વસે છે; અને જ્યાં બાળાઓ કષ્ટથી પીડાય છે; અને તેમના સુકોમળ હૃદયમાંથી દુઃખના ઉંડા નિઃશ્વાસ સંભળાય છે; ત્યાં પ્રલય કાળ ફરી વળે છે. આ સંકેત શાહુકાર કાન્તિલાલની પણ અંતે દુર્દશા અવશ્ય થવાની જ." આમ આત્મગત્ બોલતો સુરેશ કંઇક વિચારમાં પડી બોલ્યો, "કાન્તિને આવતાં હજી વાર લાગશે, ચાલ તે પહેલા હું નીચે જાઉં અને દુઃખી બાળાને કંઇક આશ્વાસન સૂચક શબ્દો સંભળાવું."

સુરેશચંદ્ર ધીમે પગલે સીડી પર થઇ નીચે ઉતરી ગુણીયલ પાસે જવા લાગ્યો. ગુણવંતી લોટ ચાળતી હતી. તેણે સુરેશચંદ્રને પોતાની તરફ આવતો જોયો. તે મનમાં ગભરાવા લાગી. વાસુદેવે રાત્રિના સમયે કરેલા નિચ હુમલાનો પ્રસંગ તેને યાદ આવ્યો. દુષ્ટના મિત્ર પણ દુષ્ટ જ હોય. હે પ્રભુ હવે તો આ દુઃખીયારીને આ અવનિમાંથી ખેંચી લે તો સારૂં. આમ શોચતી ગુણવંતી એકદમ ઉભી થઇ ભયથી ધ્રુજવા લાગી. તેને ભયભીત થએલી જાણી સુરેશચંદ્ર નમ્ર અવાજે બોલ્યો, "તમે ભયભીત થશો નહિ. તમે મારાં ધર્મનાં બહેન છો."

ગુણવંતીને કંઇક શાન્તિ વળી; પણ તરતજ તેને યાદ આવ્યું કે વ્યસની માણસો પોતાનો દુષ્ટ ઇરાદો પૂર્ણ કરવાને માતા, બહેન શબ્દોનો પણ ઉચ્ચાર કરે છે. ત્યારે શું આ પણ એમાંનો જ હશે? ના, તેના શબ્દોમાં નિર્મળતા ભરેલી છે. પાપીઓનાં મુખ ગૌર હોય છે, પણ તેમનાં કર્મોની કાળાશ મુખ પર છવાએલી હોય છે. આ

કોઈ ખાનદાન માણસ છે. તેના ગૌર મુખ પર પવિત્રતાના તેજનો પ્રકાશ ચળકી રહ્યો છે. ગુણવંતે તેના સામે જોયું. તરત સુરેશે સ્હેજ હસીને કહ્યું, "બહેન! તમે શંકાશિલ થાવ એ સ્વાભાવિક જ છે. જે દુષ્ટ હોય છે; તેને દુષ્ટની સાથે જ સંબંધ હોય છે. તમારા પતિના સઘળા મિત્રો પાપાત્મા છે. હું તે સઘળાને ઓળખું છું. તેઓના પનારે પડેલી પવિત્ર બાળાઓ અસહ્ય ત્રાસ જુલ્મ સહન કરી પતિવ્રતાનો પવિત્ર પ્રભાવ જગતને બતાવી રહી છે. બ્હેન! મારા પ્રત્યેની જે કાંઇ શંકા તમારા હૃદયમાં ઉત્પન્ન થઈ હોય તેને દૂર કરજો, હું તમારો ભાઇ છું અને તમે મારાં બહેન છો."

પોતાના મનનો વ્હેમ સુરેશે કેવી રીતે જાણ્યો. ગુણવંતી વિસ્મય થઇ બોલી, "ભાઇ! તમે કોણ છો?"

"બહેન! મારી સત્ય ઓળખાણ હું હાલ તમને આપી શકું એમ નથી. કારણ કે એમ કરવામાં જ તમારૂં–મારૂં અને તમારા પતિનું હિત સમાએલું છે. તમે હાલ તો મને સુરેશચંદ્રના નામથી જ ઓળખો."

ગુણવંતીના આશ્ચર્યમાં વિશેષ વૃદ્ધિ થઇ. તેણે ગંભીર વદને પૂછ્યું, "તમે કોઇ ભેદી માણસ છો નહિ વારૂ?"

"હા, પણ તે તમારા પતિને જણાવશો નહિ એવી હું આશા રાખું છું."

"તે બાબતથી બેફિકર રહેજો. વારૂ, અત્રે આવવું કેમ થયું છે?"

"કંઇક બાતમી મેળવવા. બહેન! મારી પ્રાર્થના છે કે મારા કામ સંબંધી એક પણ પ્રશ્ન પૂછશો નહિ. તમારા મનને ખાત્રી કરવા હું ફક્ત એટલું જ જણાવું છું કે હું બદમાસ–દુષ્ટ જનોનો

ભયંકર શત્રુ છું અને પુણ્યાત્મા જનોનો મિત્ર છું. તમારો સ્વામી ભયંકર મિત્રોની જાળમાં જકડાયો છે. પરીણામ વિપરીત છે, બાજી હરીને હાથ છે."

ગુણવંતી ચમકી અને વિચારવા લાગી કે આ સરકારી માણસ તો નહિ હોય? ના, ના; સરકારી માણસો આટલા સભ્ય હોતા નથી. તેઓ તો સત્તાના મદમાં અંધ થએલા હોય છે. પણ આતો કોઇ દયાળુ સજ્જન દેખાય છે. ગમે તે હો. ગુણવંતીએ વિચારનો ત્યાગ કરી પૂછ્યું, "મારી પાસે આવવાનું શું કારણ છે?"

"તે પહેલાં તમે મને જણાવો કે તમારી આંખો સજળ કેમ જણાય છે? તમે થોડીકવાર પર અશ્રુવિસર્જન કર્યું હોય એમ સમજાય છે. બ્હેન! જો તમે સત્ય હકીકત મને જણાવશો તો હું પણ તમારી પાસે આવવાનું મારૂં સત્ય કારણ જણાવીશ."

ગુણવંત વિચારમાં પડી. શું પ્રત્યુત્તર આપવો તેની સમજ પડી નહિ. પણ અંતે કંઇક નિર્ણય કરી બોલી, "ભાઇ! આ દુનિયાંમાં અનેક પ્રકારની ઉપાધીઓ રહેલી છે. કોઇ સુખી નથી. મને પણ કંઇક કષ્ટ કથા યાદ આવતાં રડવું આવ્યું હતું."

સુરેશચંદ્રે હશીને કહ્યું, "ગુણવંતી બહેન! તમે તમારા આંતરીક કષ્ટની વાત છૂપાવો છો, પણ એમાંજ તમારા જેવી સદ્‌ગુણી બાળાનું ભૂષણ છે. ગભરાશો નહિ. હું તો તમારો ભાઇ છું. બહેન! થોડીવાર પર આવેલી તમારા પડોશની ડોશી સાથે તમારે થએલી વાતચીત મ્હેં સાંભળી છે. તમે ઘણાં દુઃખી છો, છતાં તમારા પતિની આબરૂ સાચવો છો. સતી બાળા! તને ધન્ય છે. બહેન! તારા પતિને પાછા આવવાનો સમય થવા આવ્યો છે. હું તેને મળી મારે જાણવાનું જાણી લઇ અહિંથી ચાલ્યો જઇશ, પણ તે પહેલાં

મારી પ્રાર્થના છે કે આપણી વચ્ચે આ થએલી વાત કાન્તિને કે કોઇને જણાવવી નહિ- તમારો પતિ એક ભયંકર ખૂનીની ટોળીમાં ભળ્યો છે. કે જે ખૂનીએ મોટા નામાંકિત્ માણસોનાં ખૂન કર્યાં છે. તે ખૂનીની ખોળમાં અનેક માણસો ફરે છે. હું પણ તેને માટે પ્રયત્નો કરૂં છું. તે ખૂની હાલ મલ્લરાજના નામથી ઓળખાય છે, તેને ખૂની તરીકે જાહેર કરવામા હજી થોડાક સમયની વાર છે. એ ભયાનક ખૂનીના સંગદોષથી તમારો પતિ પાયમાલ થશે, અરે કદાચ જેલમાં પણ જશે. આમ ન બને તેને માટે થાય એટલા પ્રયત્ન કરજો. પછી તો તેનું ભાવી. બહેન ! લે, આ એક વીઝીટીંગ કાર્ડ છે. તેને તારી પાસે રાખ. તે તને ઘણું ઉપયોગી થઇ પડશે. તને જ્યારે ખાત્રી થાય કે તું પૂર્ણ દુઃખમાં ફસાઇ પડી છે; ત્યારે આ કાર્ડ તું ગમે એ સરકારી અમલદારને અગર તો કોઇ ગોરા સાહેબને બતાવજે કે જેથી તે તને દુઃખ મૂક્ત કરી મારી પાસે લઇ આવશે.” આટલું કહી તેણે વીઝીટીંગ કાર્ડ ગુણવંતીના હાથમાં મૂકી મેડા તરફ પ્રયાણ કર્યું અને ઉપર જઇ પ્રથમની માફક ખુરશીમાં બિરાજ્યો. ગુણવંતીએ હાથમાંના કાર્ડ તરફ જોયું. તેમાં અંગ્રેજી અક્ષરો લખેલા હતા. ગુણવંતી કાર્ડ ઠેકાણે મૂકી વિચારવા લાગી કે “ આ માણસ કોણ હશે ? તેણે કહેલી વાતોમાં મને બરાબર સમજણ પડી નથી. ગમે તે હોય પણ તે કોઇ પવિત્ર પુરૂષજ છે.” આમ તર્ક-વિતર્ક કરતી ગુણવંતી કંસાર તૈયાર કરવા લાગી. ફ્રુટ લેવા ગએલો કાન્તિલાલ ફ્રુટની ઝોળી હાથમાં પકડી આવી પહોંચ્યો. ગુણવંતીએ પોતાના ભાઇના આવવાના સમાચાર જણાવ્યા. કાન્તિનો મીજાજ હાથથી ગયો. તેણે મ્હો બગાડી ગુણવંતી પ્રત્યે કહ્યું; “ એ સાલ્લા ઇડીએટ ગામડીયા ઢોરને શા માટે ઘરમાં ઘુસવા દીધો ? ક્યાં મુઓ છે તે ?

હું આ પળેજ તેને ધપ્પા મારી બહાર કાઢી મૂકું છું. એવા એટી-કેટ વિનાના ઢોરની અહિં બિલ્કુલ જરૂર નથી.”

ગુણવંતીએ પતિના બોલી રહ્યા પછી ધીમેથી કહ્યું, “તમે આટલા બધા અકળાઈ શા માટે જાવ છો? વિચાર તો કરો કે ઉપર કોણ બેઠું છે? હાથે કરીને પોતાનું પોત શા માટે ખુલ્લું કરો છો? વળી મારો ભાઇ આવ્યો છે, તે ક્યાં અહિં રહેવાનો છે. તે બિચારો વાળુ કરીનેજ જવાનો છે.”

કાન્તિલાલ ઠંડો પડયો અને ઉપર આવ્યો. ઉપર આવતાંજ તેની દૃષ્ટિ ઉંઘતા મોહનપર પડી. તેને ઘણો ક્રોધ ચઢ્યો પણ સુરેશ બેઠેલો હોવાથી તેણે ક્રોધને દબાવ્યો. તેણે બૂમ મારી મોહનને જગાડયો અને મોટા માણસના મકાનમાં કેમ વર્તવું તેની શીખામણ આપી. ગામડાનો રહેનાર પણ સાફ દિલનો મોહન બનેવીના શબ્દોને માન આપી ગાદીપરથી નીચે બેઠો. કાન્તિએ તેને નીચેથી રકેબીઓ લઇ આવવાને કહ્યું. મોહને નીચેથી રકેબીઓ લાવી નોકરનું કામ સાર્યું, ગુણવંતીને ઘણું લાગી આવ્યું પણ તે શું કરે? કાન્તિએ નવા મિત્રનું ફુટથી સ્વાગત કર્યું. સુરેશે તેનો ઉપકાર માન્યો. કાન્તિએ પાન સોપારી આપી. સુરેશે પાન સોપારી ખીસ્સામાં મૂકી પૂછ્યું, “મી. કાન્તિલાલ! અત્રે મલ્લરાજના નામથી ઓળખાય છે તે માણસ કોણ છે?”

“તે ઘણો પૈસાપાત્ર અને ગુણવાન માણસ છે. આપ તેને ક્યાંથી ઓળખો?” કાન્તિએ ગંભીરમુખે પ્રશ્ન કર્યો.

“તેનો અને મારો મેળાપ આજે વિકટોરીઆ ગાર્ડનમાં થયો હતો. ટુંક વાતચીતમાં મને તે ઘણો સારો માણસ હોય એમ માલમ પડયું.” સુરેશ વક્ર નયને કાન્તિના મુખ સામે ધ્યાનપૂર્વક નિહાળી રહ્યો.

કાન્તિએ મલ્લરાજના ઘણા વખાણ કરી જણાવ્યું કે તે માનનીય માણસની મૂલાકાતે આજે હું જનાર છું. સુરેશે તેના રહેવાના સ્થળની અને મુલાકાતના મકાનની માહિતી મેળવવા તેને પૂછયું. પણ કાન્તિએ તેને જુઠું જણાવ્યું છે એમ તે તરત સમજ્યો. આ પછી તે જવાને ઉભો થયો અને કાન્તિ સાથે સેકહેન્ડ કરી કહ્યું, "આપણી આ પ્રથમ મુલાકાત છે. હું આજ રાતના મેલમાં મુંબાઇ જવાનો છું. મારા લાયક કામકાજ સુખેથી લખજો- મારૂં એડ્રેસ તો ખબર છે ને ?"

"હા, આપ પણ પત્ર વ્યવહાર શરૂ રાખી આપણી ફ્રેન્ડ-શીપની ગાંઠ સજ્જડ કરશો. ગોડ આપણા સ્નેહને કાયમ રાખો." કહી કાન્તિએ મિત્રને છેલ્લી સલામ કરી. સુરેશ નીચે ઉતર્યો અને રસોડા આગળ જઇ ગુણવંતી પ્રત્યે કહેવા લાગ્યો, "બાઇ! તમે અને તમારા પતિએ મારા માટે આજે અધિક શ્રમ ઉઠાવ્યો છે. તમે મારી તરફથી આ નજીવી બક્ષીસ સ્વીકારો." સુરેશે ગજવા-માંથી બે ગીનીઓ કાઢી ગુણવંતી સમક્ષ મૂકી. ગુણવંતીએ ના કહી. તરતજ કાન્તિએ લઇ લેવાની ઇસારત કરી; પણ ગુણવંતી ના ની ના કહેવા લાગી. છેવટે આપનારના આગ્રહ આગળ ગુણ-વંતીથી ના પાડી શકાઇ નહિ. સુરેશ ચાલતો થયો. કાન્તિ તેને વળાવા સાથે ગયો અને સુરેશ ભાડાની ગાડીમાં બેસી વિદાય થયા બાદ પાછો ઘેર આવ્યો. થોડીવારે શાન્તિ આવ્યો અને અચાનક આવી પડેલા અગત્યના કાર્યથી નવા ફ્રેન્ડને મળવા આવી શકાયું નહિ તેને માટે શોક દર્શાવ્યો. બાદ મહેમાન આવેલા મોહનલાલ સાથે વાળુ કરી કાન્તિલાલ શાન્તિની સાથે બહાર નીકળી ચુનીલાલની હોટલ તરફ જવા લાગ્યો.

## ૮

### "હોટેલ"

જેણે ગુમાવી ધર્મને અધર્મને ઉરમાં ધર્યો,
માનવ તણી મર્યાદ મૂકી સાથ શયતાની કર્યો;
ત્યાગી દઇ સન્માર્ગને અધર્મ કરતા જે ઘણો,
માનવ એ નહિ માનવો, સમુદાય દાનવનો ગણો.

રાજનગરના જાહેર રસ્તા પર એક મોટી હોટેલ આવેલી હતી. હોટેલનું મકાન મોટું આકર્ષક અને નેત્રરંજક હતું. આ હોટેલના દ્વાર પર એક મોટું બોર્ડ મારેલું હતું. તેમાં જુદી જુદી જાતના રંગોથી 'સુખ શાન્તિ ઉપહાર ગૃહ' નામક મોટા શબ્દો ચિતરેલા હતા. રાત્રિએ બોર્ડ બરાબર વાંચી શકાય તેને માટે તેની બન્ને બાજુએ વિજળીના દીવા ગોઠવેલા હતા. આ હોટેલના માલીકનું નામ ચુનીલાલ હતું. તે મહાન્ તાલીમબાજ અને ગ્રાહકોનાં દિલ ખુશ કરનાર હતો. તેથી તેની હોટેલની સર્વત્ર પ્રશંસા થતી હતી. ચુનીલાલ પૈસા કેમ પેદા કરવા તેનો સારો પાઠ શીખેલો હતો. તે પ્રથમ નોકરી કરતો હતો અને પછી એક માલદાર વિધવાની સાથે પુનર્લગ્ન કરવાથી નોકરી છોડી દઈ હોટેલનો ધીકતો ધંધો આરંભ્યો હતો અને તેમાં ગ્રાહકોને સર્વ પ્રકારની અનુકૂળતા કરી આપતો હોવાથી પુષ્કળ પૈસા પ્રાપ્ત કરતો, અનેક ફેશનેબલ યુવકો તેની હોટેલમાં આવી ખાન-પાનનું યથેચ્છ સુખ ભોગવતા. લુચ્ચાઓ-કારસ્થાનીઓ વગેરે પણ આ હોટેલમાં આવી સુખ શાન્તિ ગૃહનો ઉપભોગ કરતા. હોટેલનું મકાન અંદરથી ઘણું વિશાળ અને મોટું હતું. તેમાં અનેક જાતના ખુલ્લા અને ખાનગી ઓરડાઓ આવેલા હતા. એ ખાનગી ઓરડાઓ છેક અંદરના ભાગમાં હોવાથી અંદર શું થાય છે એ

કોઈના જાણવામાં આવતું નહિ. તે ખાનગી ઓરડામાં ઘણાં ભયંકર કામો થતાં. તેમાં મદ્ય–જુગારાદિનો વ્યવસાય ચાલતો અને કોઇ કોઈ વખતે ફસાવી આણેલી યુવતીઓની પણ લજ્જા લુંટવામાં ઉપયોગ થતો. અનેક અમલદારો ચુનીલાલના મિત્ર બનેલા હતા. આથી ચુનીલાલ ધારે એ કરી શકતો. ખીસ્સાના ખાલી અને પારકાને પાયમાલ કરવા ઇચ્છનારા અનેક સફેત શાહુકારો ફક્કડ પોશાકમાં ફેશનેબલ બની ચુનીલાલની હોટલમાં બેસી રહેતા અને શ્રીમાન યુવકોને પોતાના દમામમાં આંજી તેમની સાથે મિત્રાચારી બાંધી પૈસાનું પાણી કરતા. ટુંકાણમાં પારકે પૈસે પરમાનંદ કરનારા નોકરી –ચાકરી નહિ કરનારાઓ અને હરામ હાડકાંના બની ઉજળાં કપડાંથી ઢંકાએલા બદમાસોને આ હોટેલ અનુકુળ થઈ પડતી. અનેક શ્રીમાન પિતાના પુત્રો, ભણેલા–ગણેલા અને ડાહ્યા લેખાતા યુવકો પણ આ વિસમી સદીના વિચિત્ર રંગોમાં અંધ બની આ સુખ શાન્તિ ગૃહમાં પ્રવેશી ન્યાત જાતનો તફાવત રાખ્યા વિના એક જ ટેબલ પર બેસી ભોજન કરતા અને સુધારાનો વિજ્યોત્સવ ઉજવતા. ઉંચ્ચ બ્રાહ્મણો કે જેઓ કપાળમાં લાંબાં ત્રીપુંડ તાણનારા ગળામાં રૂદ્રાક્ષની માળાઓ પહેરનારા અને યજમાનોની ક્રિયાઓ કરાવી સ્વર્ગનો રસ્તો બતાવનારા ભુદેવો પણ કોઈ જુએ નહિ એવી રીતે લપાતા–છૂપાતા હોટેલમાં પ્રવેશી પ્રાતિ ભોજન જમતા. આ સઘળું વિસમી સદીનું પરીવર્તન અને કળીકાળનું સામ્રાજ્ય. ભારતનાં સંતાનો ! વિચારો, તમારૂં સર્વસ્વ નાશ થાય છે. તમારૂ જ્ઞાન કયાં ગૂમ થઇ ગયું છે ? અરે તમે કોણ છો એતો વિચારો ? આ ભયંકર ભાવિને આધિન થતા ભારત તનુજો ! સાવધ થાવ, સત્ય ધર્મનું શરણ સ્વીકારો. અનાચાર આચરવાથી તમારૂં જ્ઞાન ગૂમ થાય છે.

તમારા શત્રુઓ હસે છે અને પરતંત્ર ભારતની બેડીઓ વધુ મજબુત થતી જાય છે. વીરાઓ! જાગૃત થાઓ; ધર્મે જય એ સૂત્રને સ્વીકારી દુઃખી ભારત માતાનો ઉદ્ધાર કરવા કટીબદ્ધ થાઓ. બ્રાહ્મણો! યાદ રાખજો કે દેશની પાયમાલીનું પાપ તમારે શિરે છે. તમે જગતમાં પૂજ્ય ગણાઓ છો. તમારે દરેકનું કલ્યાણ કરવું અને ઇચ્છવું એ તમારો પરમ ધર્મ છે. જો તમે તમારો ધર્મ ત્યાગી અવળા આચરણો આચરશો તો તમારા અનુયાયીઓ, અરે તમને પૂજનારાઓ પણ તમારૂં અનુકરણ કરી ભ્રષ્ટ થશે અને અંતે તમને માન આપનારાઓજ તમને મારશે, અપ શબ્દોથી સંબોધશે. ચેતો, ઓ ભૂદેવો! ચેતો; અને આ ભાગ્યહીન ભારતનાં સંતાનોના વધુ ભયંકર થતા ભાવીને સુધારવા પ્રયત્નો કરો. આમ છતાં જો નહિ સમજો તો તમે ભયંકર પાપના ભોક્તા થશો અને ઘર–ઘર ભીખ માગવાને ભીખારીની માફક ભટકાશો.

રાત્રિ પડી ચૂકી હતી. નવ વાગી ગયા હતા. રસ્તાઓ પર ઇલેકટ્રીક લાઇટો પ્રકાશી રહ્યા હતા. ગાડી ઘોડાઓ–મોટરો અને બાઇસીકલોના અવર જવરથી રાજમાર્ગો ગાજી રહ્યા હતા. ચુનીલાલનું સુખ શાન્તિગૃહ રંગબેરંગી ઇલેકટ્રીક લાઇટોના પ્રકાશથી સ્વર્ગ સદન સમાન શોભાનો ભાસ આપી રહ્યું હતું. ગ્રાહકોની ધમાલ ચાલી રહી હતી. કપ રકેબીઓ અને સોડા–લેમન વગેરેની બાટલીઓ ફુટવાના અવાજ સંભળાઈ રહ્યા હતા. હોટેલની અંદર બીરાજેલા યુવકો–તરૂણો વિવિધ પ્રકારની વાતો કરી આનંદ પ્રાપ્ત કરી રહ્યા હતા. ઇલેકટ્રીક પંખાઓ ગ્રાહક મહાશયોને શીતળ સમીરનું સુખ આપી રહ્યા હતા. સ્વર્ગનું સુખ અને ખાવા–પિવામાં અમૃત સ્વાદ આ સ્થળે જ છે એમ માનનારા અને સમજનારા જનોમાંના કોઇ

ચા પીતા તો કોઇ આઇસક્રિમ-સોડા-જીંઝર ઇત્યાદીનો ઉપયોગ કરી મઝા માણતા. હોટેલના નોકરો ગ્રાહકોની ઇચ્છાઓને પરીતૃપ્ત કરવા આમથી તેમ દોડા દોડી કરી રહ્યા હતા. હોટેલના માલીક મી. ચુનીલાલ એક ઉંચા કાષ્ટાસન પર બિરાજી ગ્રાહકોની પાસેથી બીલ ચૂકાવી લેતા. હોટલની અંદર આવા પ્રકારની ધમાલ ચાલી રહી હતી. બહારની બાજુએ એક પોલીસ ઉભો રહી હોટેલમાં જતા આવતા સદ્‌ગૃહસ્થોનાં મુખનું બારીકાઇથી નિરીક્ષણ કરતો હતો. આ વખતે એક સાદાં વસ્ત્ર પહેરેલો અને માથે સ્વદેશી ટોપીથી શોભાતો પચીસેક વર્ષની ઉમરનો એક યુવાન હોટેલની નજીકમાં આવેલી એક તંબોળીની નાનકડી દુકાન પર બેસી કોઇની આવવાની માર્ગ પ્રતિક્ષા કરી રહ્યો હતો. રસ્તા પર પહેરો ભરતો પોલીસ સ્વદેશી ટોપી વાળા યુવાનથી જાણે ભય પામતો હોય અથવા તો ચમકતો હોય તેવી રીતે પ્રતિપળે એ યુવકની તરફ દૃષ્ટિપાત કરતો અને જ્યારે તે યુવક તેની તરફ જોતો ત્યારે પોતાનું મુખ બીજી બાજુએ ફેરવી લેતો. હોટેલની અંદર અને બહાર રાત્રિના નવ વાગે આવો પ્રકાર ચાલી રહ્યા હતો. અંતે રાત્રિના દસ-અગીયાર વાગ્યા. ગ્રાહકોની સંખ્યા ઓછી થવા લાગી. હજી પણ તંબોળીની દુકાન પર પેલો સ્વદેશી ટોપી વાળો યુવક બેસી રહ્યો હતો. થોડીવારે તેણે ખીસ્સામાંથી ઘડીયાળ કાઢી જોયું તો સાડા અગીયાર વાગેલા જણાયા. ઘડીયાળ ખીસ્સામાં મૂકી તે ઉભો થયો. એવામાં જ દૂરથી એક બાઇસીકલ અતી ઝડપે ચાલી આવી એ હોટેલની નજીક આવી. બાઇસીકલ પર બેસનારે બેલ-ઘંટડી વગાડી. તત્કાળ પેલો ઉભેલો યુવાન તેની પાસે જઇ ઉભો. બાઇસીકલ પર બેસી આવનાર જુવાન કોઇ ગૃહસ્થ પુત્ર જેવો જણાતો હતો. શરીર પર કિંમતી વસ્ત્રો પહેરેલાં હતાં. કોલર

ટાઇ ચસ્માં અને માથે મૂકેલી બેંગલોર ટોપીથી તે અપૂર્વ સૌન્દર્યથી શોભી રહ્યો હતો. એ યુવાને સ્વદેશી ટોપી વાળાને થોડેક દૂર લઇ જઇ પૂછ્યું, "કાં પ્રાણશંકર! શું સમાચાર છે?"

"સમાચાર બરાબર છે." પ્રાણશંકરે પ્રત્યુત્તર આપ્યો. પ્રિય પાઠકો! તમે આ પ્રાણશંકરને ઓળખ્યો હશે? આ તેજ માણસ હતો કે જેણે ઇન્દુમુખી સમક્ષ અસભ્ય વર્તન ચલાવનાર અને પ્રેમ યાચનાર કાન્તિને વાસુદેવના બંગલામાંથી બહાર ફેંક્યો હતો. પ્રાણશંકર ઉચ્ચ બ્રાહ્મણ હતો. સ્વભાવે શાન્ત સરળ પણ અંદરથી ઘણો ચાલાક હતો. ખાનગી ખબરો લાવવા–મેળવવામાં અને ડીટેક્ટીવનું કાર્ય કરવામાં તે નિપુણ હતો. હાલ તે ફોટોગ્રાફરનું કામ કરી ગૂજરાન ચલાવતો હતો. તેની પાસે ઉભેલા યુવાને પૂછ્યું, "તેઓ ક્યારના આવ્યા છે? અને તેઓ કોણ કોણ છે?"

"પેલો...ક્યારે આવ્યો તેની મને ખબર નથી; પણ શાન્તિ કાન્તિ તો લગભગ સાડા આઠ વાગે આવ્યા હતા. મારા ધારવા પ્રમાણે તે શયતાન દિવસ છતાં આવેલો હોવો જોઇએ. શાન્તિ–કાન્તિ અને તે સિવાય અંદર બીજું કોઇ નથી." પ્રાણશંકરે જણાવ્યું.

"તેઓ અંદર ક્યાં બેઠેલા હશે?"

"આ મકાનની છેક પાછળની બાજુએ એક માળ આવેલો છે. તે માળ પરના એક ઓરડામાં ત્રિપુટી બિરાજમાન થઇ ગપ્પાં મારી રહી છે."

"ત્હેં આ બધી ખબર કેવી રીતે મેળવી?"

"આ હોટેલમાં મારા ગામનો એક છોકરો રહે છે. તેને એ લોકોને ચ્હા પહોંચાડવાનો ચુનીલાલ તરફથી ઓર્ડર મળેલો હતો. તે ચ્હા લઇ જતો હતો; એવામાં જ હું તેને મળ્યો અને તેને જણાવ્યું

કે તારા ગામથી એક અગત્યનો ખાનગી સંદેશો આવ્યો છે; માટે તું મને એકાન્તમાં લઈ જા કે જ્યાં જઈ હું તને કહું. મારી વાત સાંભળી તેણે તરતજ તેની સાથે ચાલવાની મને ઇસારત કરી. મ્હેં અંદર જતાં જતાં અંદરના ભાગનું અવલોકન કર્યું. અંતે મકાનની છેક અંદરના ભાગમાં આવેલી એક સીડી વાટે ઉપર ચઢી અમે એક ઓરડા આગળ આવ્યા. ત્યાંથી અંદર બેઠેલાઓની વાતો સંભળાતી હતી. મને સાથે લઇ જનાર છોકરો મને ત્યાં ઉભો રાખી તેમને ચા આપવા ગયો. આ અરસસામાં મેં અતી ઝડપથી તપાસ કરી જાણી લીધું કે તે ઓરડાની નજીકમાં એક બીજો નાનો ઓરડો આવેલો છે. તે નાના ઓરડાની દિવાલમાં એક સમચોરસ કાચ ગોઠવેલો છે. તે કાચમાં એવો ગુણ છે કે નાના ઓરડામાંનો માણસ કાચમાં જુએ તો મોટા ઓરડામાંની તમામ વસ્તુઓ જણાય અને જો ત્યાં વાતો થતી હોય તો તે પણ સંભળાય. પરંતુ ખુબી એ હતી કે મોટા ઓરડામાં રહેલો માણસ જો તે કાચમાં દ્રષ્ટિ કરે તો કંઇ પણ જોઇ શકે નહિ.

આ પછી મારી સાથેનો છોકરો ચા આપી બહાર નીકળ્યો. તેને બહાર નીકળતાં ખુલ્લાં થએલા દ્વારમાંથી મ્હેં અંદર બેઠેલાઓની શીકલો જોઈ લીધી. પોતાના કામથી પરવારી તે છોકરાએ ખાનગી વાત જણાવવાને કહ્યું. હું તેને લઇ પેલા ઓરડામાં ગયો અને જાણે અજાણ્યો ના હોઉં તેવી રીતે દેખાવ કરી મ્હેં યુક્તિ પૂર્વક ઉપર જણાવ્યા પ્રમાણે કાચની બીના જાણી લીધી, બાદ મેં તેને એક એવી ખાનગી વાત જણાવી કે જેથી તે ખુશી થયો અને મારો ઉપકાર માન્યો. તેને જણાવેલી ખાનગી વાત તેના લગ્નની હતી અને તે હું જાણતો હતો. પછી અમે બન્ને નીચે આવ્યા. તે છોકરાએ

મને નીચેના એક ઓરડામાં લઈ જઇ એક પછીતનું બારણું ઉઘાડી બહાર રસ્તાપર કાઢયો. જો તે મને સાથે લઈ જાય તો તેનો શેઠ વ્હેમાય, આથી જ તેણે મને બારોબાર બહાર કાઢી વિદાય કર્યો એમ મારા સમજવામાં આવ્યું. રસ્તાની બરાબર માહિતી મેળવી હું આતુરતાથી તમારી રાહ જોઇ રહ્યો. બોલો હવે આપની શી ઇચ્છા છે?" પ્રાણશંકરે તમામ બીના જણાવી પૂછ્યું.

યુવાને થોડીવાર વિચારમાં પડી કહ્યું, "મારી ઇચ્છા અંદર જઇ તેઓની વાત સાંભળવાની છે."

"ત્યારે ચાલો રસ્તો બતાવું, પણ કદાચ સપડાઇ જશો તો?" પ્રાણશંકરે શંકા કરી પૂછ્યું.

"મારી પાસે પાંચ નાળીની ભરેલી પીસ્તોલ તૈયાર છે. ચાલ મને અંદર જવાનો રસ્તો બતાવ." પ્રાણશંકર આગળ ચાલ્યો. યુવક બાઇસીકલને હાથમાં પકડી તેની પાછળ–પાછળ જવા લાગ્યો. પ્રાણશંકર તેને એક સાંકડી ગલીમાં લઈ આવ્યો. ત્યાં પછીતે એક નાનું બારણું આવેલું હતું. તે બતાવી તેણે અંદર જવાનું સૂચવ્યું. યુવાને સાયકલની બેગમાંથી એક નાની પોટકી કાઢી સાયકલ પ્રાણશંકરને સોંપતાં કહ્યું. "તું આ સાયકલ લઇ તારા ઘરે જા. મારી ફીકર કરીશ નહિ."

"સવારમાં હું આપને ક્યાં મળું? આપનું નામ–ઠામ તો જણાવો?"

"સવારમાં હું જાતે જ તારે ત્યાં આવીશ અને તારી શંકાનું સમાધાન કરીશ. જા, જલ્દી જતો રહે. કદાચ કોઇ આવે તો આપણને જોઇ જાય. સાઇકલ ચલાવતાં આવડે છે ને?"

"હા, લ્યો સાહેબજી." કહી પ્રાણશંકર સાયકલપર સ્વાર થઇ

પસાર થયો. તેની પાછળ જોઇ રહેલો યુવાન તેના ગયા પછી આત્મગત્ બોલવા લાગ્યો, "પ્રાણશંકર! તું ગરીબ છે પણ ગુણજ્ઞ છે. મારા પાડેલા સંસ્કાર હજી ગયા નથી. હું આજે તને ઘણાં વર્ષે મળ્યો છું, પણ તે જુદા રૂપમાં. તને મ્હેં બહાર ગામનો ડીટેકટીવ છું કહી ઠગ્યો છે. ક્ષમા કરજે. મારે આમ કર્યા વિના છૂટકો નથી. છૂપાવેશમાં ફરતા ભયંકર ખૂનીના મૃત્યુ પછી સઘળી વાત પ્રકાશમાં આવશે અને તે પછી, હા! તે પછી જ તને–મને અને જગતને શાન્તિ સાથે અપૂર્વ આનંદ પ્રાપ્ત થશે. બસ ત્યાં સુધી મને અંધકારમાં રહેવાદે. જ્યાં સુધી શયતાનની હયાતી છે ત્યાં સૂધી સર્વ જગત અંધકારમાં ડૂબેલું છે. ચાલ જીવ! હવે અંદર દાખલ થઇ કુટિલોનાં કારસ્થાનોની કંઇક બાતમી મેળવું. મને આશા છે કે આજે હું કંઇક નવું જાણી શકીશ." આમ બોલતા–વિચારતા યુવકે પહેરેલા કોટમાંથી કંઇક હથીઆર કાઢ્યું. પછી તેણે કોટ ટોપી ઉતારી સાથેની પોટકીમાંથી એક લાંબો કાળો બુરખો કાઢી શરીર પર ઓઢી લીધો. કોટ ટોપીને ત્યાં એક ખૂણામાં મૂકી તેણે પેલા હથીઆરને બારણાંની નીચે દાખલ કરી થોડુંક જોર કર્યું કે તત્કાળ એક બારણું ચણીઆરામાંથી ઉતરી ગયું. અંદર જગા થઇ. તેમાં થઇને યુવક અંદર પેઠો અને બારણાને અંદર વાસેલી સાંકળ ખોલી નાખી દ્વારને બરાબર ગોઠવી જાણે પોતાનું મકાન હોય તેવી રીતે બેધડક આગળ ચાલી, સીડીપર થઇ ઉપરના ઓરડા આગળ આવી ઉભો. તે ઓરડામાં દીપકનું અજવાળું હતું. અંદર બેઠેલાઓની વચ્ચે થતી વાતોના ધીમા અવાજ સંભળાતા હતા. હિંમતવાન યુવાને સ્પષ્ટ સાંભળવાના ઉદ્દેશથી પેલા નાના ઓરડામાં જઇ પેલા કાચદ્વારા મોટા ઓરડાનું દૃશ્ય અવલોકવા માંડયું. તેને શું જણાયું? તે મોટા શૃંગારેલા રૂમમાં આરસ

પત્થરના એક રાઉન્ડટેબલની આસપાસ ગોઠવેલી ખુરશીઓ પર ત્રણ મહાપુરૂષો (?) બેઠેલા હતા. આ ત્રણમાંના એક માણસનો દેખાવ રાજવંશી માણસને મળતો આવતો હતો. તેણે તેના માથે બાંધેલા પંજાબી ઘાટના ફેંટાથી તે પહેલવાન જેવો જણાતો હતો. તેની પહોળી આંખ્યોમાં ક્રૂરતા જણાતી હતી. તેની સામે બેઠેલા બે યુવકો પણ અપટુડેટ પોશાકથી જેન્ટલમેન સમાન જણાતા હતા. નાના ઓરડામાં છૂપાઇને જોતા યુવાને તરત આ ત્રણ ગ્રહસ્થોને ઓળખી લીધા. સુંદર પોશાકો પહેરવાથી ફાંકડા અને ગૃહસ્થ જેવા જણાતા એ ત્રણે જણા મહા ભયંકર કાર્યો કરનારા સફેત શાહુકારો હતા. રજવાડી પોશાક વાળો ભયાનક ખૂની મલ્લરાજ હતો અને તેની સાથેના બન્ને યુવાનો અન્ય કોઈ નહિ પણ પૈસા વિના પોઝીશન સંભાળનારા, લોકોનાં ખીસ્સાં કાતરનારા ઉજળા ઠગ શાન્તિ અને કાન્તિ હતા. ટેબલ પર ચાના ખાલી કપ અને એક સમચોરસ સૂરાના શીશા ઉપરાંત કાચના ત્રણ ગ્લાસ પડેલા હતા. સોડાલેમનની બે ખાલી અને ત્રણ ભરેલી બાટલીઓ પણ ત્યાં પડેલી નજરે પડતી હતી. ત્રિપુટીમાં મૌન પ્રવર્તાયેલું હતું. તેમની હિલચાલ અવલોકી રહેલો યુવાન આત્મગત્ વિચારતો હતો કે, "ખરેખર! આ લોકો નિવૃત્ત થઇ બેઠા છે. હું આ સ્થળે મોડો આવ્યો છું. જો વ્હેલો આવ્યો હોત તો તેઓની દરેક વાતો સાંભળત. જેવી ઇશ્વરેચ્છા. હું..." યુવાન આગળ વિચારતો અટક્યો. કારણકે શાન્તિલાલે સીગારેટ સળગાવી મલ્લરાજને પૂછ્યું, "કાં હવે કોઇ નિર્ણય બાકી છે કે?"

"ના, જે નિર્ણય કરવાનો હતો તે આપણે કરી લીધો છે. તમે બરાબર સાવધ રહેજો." મલ્લરાજે કહ્યું.

"અમને કંઇ પણ કહેવું પડે એમ નથી. પણ મહેરબાન!

મને એક સલાહ તો આપો કે મારે હવે કરવું શું ?" શાન્તિએ પૂછ્યું.

મલ્લરાજે બોટલમાંથી દારૂ પ્યાલામાં રેડતાં પૂછ્યું, "શાનું ?"

"મારી વાઇફનું." શાન્તિએ જણાવ્યું.

"કેમ, તેને શું છે ? તું જેવો અપટુડેટ રહે છે તેવી તે પણ ફાંકડી ફેશનેબલ રહે છે, કે જેને જોતાં દુનિયાં દિવાની બને છે અને તેના કારણે તારે ઘેર નાણાંની ટંકશાળ પડે છે." મલ્લરાજે ત્રણે ગ્લાસમાં દારૂ નાખી સોડા મેળવી ગ્લાસને પૂર્ણ ભર્યા અને દરેકની આગળ મૂક્યા. ગ્લાસ હાથમાં લઇ તેમાંથી ઘુંટડો ભરતાં શાન્તિ બોલ્યો, "મહેરબાન ! મશ્કરી શાને કરો છો ? આપને મજાક સુજે છે, પણ મારૂં જીગર ખાક થઇ જાય છે."

"પણ છે શું એતો કહે ?" મલ્લરાજે ગ્લાસમાંનો દારૂ કંઠસ્થ કરી ખાલી ગ્લાસ ટેબલપર મૂકતાં પૂછ્યું.

"અરે સાહેબ ! કંઇ કહેવાનીજ વાત નથી. આતો તમે જીગરના જાણનારા છો તેથી મારૂં હૃદય ખાલી કરૂં છું. બાકી કોઇની આગળ તો કહેવાય જ નહિ. રાંડની સુધરેલી શયતાની હવે મને બિલ્કુલ ગાંઠતી નથી. મારા દેખતાં—મારા ઘરમાં ધોળે દિવસે—ખુલ્લા છોગે તેના યારના ગળામાં હાથ નાખી પ્રેમ વિનોદ કરે છે. એવું નહિ જોવાતાં હું તેને કંઇક કહેવા જાઉં કે તરત છંછેડાએલી સાપણની માફક મારી તરફ ધશી આવી મને ઘણા ભયંકર શબ્દો સંભળાવી મારા પોઝીશનની પાયમાલી કરી મૂકે છે. અરે ! અધુરામાં પૂરૂં તેણે ગઈ કાલે એક હજાર કેન્ડલ પાવરના ગુસ્સાને આધીન થઇ મને એક સખ્ત તમાચો પણ ખેંચી કાઢયો. હું ગોડનું નામ ઉચ્ચારી સ્તબ્ધ બન્યો અને હવે આ કર્કશા મારા ઘરમાં નહિ જોઇએ એવો મનથી દ્રઢ નિશ્ચય કર્યો. કહો મહેરબાન ! આ કાંઇ ઓછું દુઃખ ? કહો આતે સુધરેલીની

સફાઇ કે મારા પોઝીશનની તવાઈ?" શાન્તિલાલે ગ્લાસ ખાલી કરી ટેબલપર મૂક્યો. તેના શબ્દોથી અને વાતથી મલ્લરાજ ખડખડાટ હશી પડી બોલ્યો. " અલ્યા ! તું મર્દ થઇ બાયડીથી ડરે છે ?"

" અરે સાહેબ ! તે બાયડી નથી પણ સારનારી સાયડી છે સાયડી." શાન્તિ અકળાઇને બોલી ઉઠયો.

મલ્લરાજ આગળ કંઇ બોલે એવામાંજ કાન્તિ બોલી ઉઠયો, " ભોગ તારા. તને તારા લાયકજ બૈરી મળી છે. હું પ્રથમથીજ કહેતો આવ્યો છું કે તેનીપર રૂવાબ રાખ; પણ તેં મારૂં માન્યુંજ નહિ. માને પણ શાનો ? કારણકે તે વખતે ભાઇ સાહેબ તદ્દન સાફ–સફાચટ બની કડક સડક થઇ લેણદારોના ત્રાસથી ગૃહ નિવાસ કરી રહ્યા હતા અને હાંડલાં એક બીજાની સાથે અથડાઇ ખાલી અવાજ આપતાં, તે વખતે શાણી સૌન્દર્યવતી પુષ્કળ પૈસા પેદા કરતી તેની કૃપાએ ભાઇએ તેમનું દેવું ચૂકાવ્યું અને ઘર ચલાવ્યું. બાદ ભાઇ બાયડીના પયદા કરેલા પૈસે ફાંકડા બની પોઝીશન સંભાળવા લાગ્યા અને સ્ત્રીના વર્તન તરફ આંખ્યો આડા કાન રાખી જે થાય એ જોયા કરતા. પતિ તરફથી ઉત્તેજન મળતું જાણી સૌન્દર્યવતી સુધારાના છેક છેલ્લા શીખરે પહોંચી અને આ ભાઇને ગમાર જેવા ગણી સર્વત્ર હલકો પાડવા લાગી. શાન્તિ ! તું હવે ગમે એમ કરીશ પણ તે બૈરી તારી આજ્ઞાધારક બનનાર નથી. બહુ કરીશ તો ક્યાંક પોઇઝનને આધીન થઇશ. માટે જો તારે વધુ જીવવું હોય તો તેને ડાઇવર્સ આપી દે. એમાંજ તારૂં સારૂં છે. પછી તારી મરજી." મલ્લરાજે પણ કાન્તિની વાતને અનુમોદન આપ્યું. શાન્તિએ તે પ્રમાણે કરવાને કબુલ્યું. આ પછી મલ્લરાજે કાન્તિ તરફ દૃષ્ટિ કરી પૂછ્યું, " તારી સ્ત્રીના સંબંધમાં ત્હેં શું વિચાર કર્યો ?"

"આપણે તો ચોક્સ વિચાર કરી મૂક્યો છે કે તેને મુંબાઇ લઇ જવી અને કોઇ સુખી સ્થળ ખોળી તેના દામ ઉપજાવવા. હું પણ એ ભગતડીથી પૂરેપૂરો કંટાળ્યો છું. આજેજ મારે ત્યાં મુંબાઈ નિવાસી મારા એક મિત્ર આવ્યા હતા. તે વખતે સાલ્લો ગામડીયા ગમાર જેવો તેનો એક ભાઈ આવ્યો. મેં તેને વિદાય કરવાનું કહ્યું ત્યારે તેણે તેનું સ્વાગત કર્યું. મારો હુકમ નહિ માનનારી અને એવી ગરીબડી બૈરી મારા જેવા ફક્કડને લાયક જ નથી. હું તેને આ મહીનામાં જ મુંબાઇ લઇ જઇશ અને આપ મહેરબાને જણાવેલા માણસને મળી તેનું ચોકઠું બેસાડી દઇશ. બાદ અમદાવાદ આવી કંઇક બીઝનેસ ખોલી એકાદ ફેશનેબલ ચાલાક ચતુરાને ખોળી કાઢી પરણશું અથવા તો પુનર્લગ્ન કરશું." શાન્તિની વાત સમાપ્ત થતાં મલ્લરાજ મર્મમાં હસ્યો. એવામાં શાન્તિને વળી કંઇક વાત યાદ આવતાં પૂછ્યું, "વાસુદેવભાઇ મળ્યા હતા કે?"

"હા, આજે તેની સાથે મેં ઘણી વાતો કરી છે. તેને પણ તેની સ્ત્રી સાથે અણબનાવ ચાલે છે. બન્નેમાં આંખ રોશ વધી પડયો છે. તેની પત્ની ઇન્દુ કલેશથી તેનું સૌન્દર્ય ગુમાવી કાષ્ટવત્ બની છે. તેનો ગુલાબી ચહેરો ફીક્કો પડી ગયો છે અને તેથી તેની પ્રત્યેનો મારો મોહ પણ હવે સદાને માટે નષ્ટ થયો છે. આ સાથે તમારે આ પણ ખૂબ યાદ રાખવાનું છે કે વાસુદેવ ચકરમ્ મગજનો છે. તેનાથી આપણી સઘળી વાતો છૂપાવવી." મલ્લરાજે જણાવ્યું. આ પછી ત્રિપુટીમાં જે વાતો થઇ તે ઘણી જ ધીમેથી થઇ. અંતે મલ્લરાજે ઘડીયાળ કાઢી જોયું તો એક વાગેલો જણાયો. ઘડીયાળ ખીસ્સામાં મૂકી તે તત્કાળ ઉભો થયો અને તેના સાગ્રિતો સાથે નીચે આવી ચૂનીલાલની સાથે કંઇક ખાનગી વાત કરી હોટેલમાંથી બહાર નીકળ્યો.

બહાર ઉભેલા પોલીસે તેને સલામ કરી. મલ્લરાજે તેના હાથમાં પાંચની નોટ સરકાવી. પુનઃ સિપાહીએ સલામ કરી. શાન્તિ અને કાન્તિ તેની સાથે થોડેક દૂર જઇ તેનાથી છૂટા પડી પોતાના ગૃહ તરફ વળ્યા. મલ્લરાજ સીધી સડકે જવા લાગ્યો. પેલા નાના ઓરડામાં છૂપાઇ રહેલો યુવક પણ બદમાસોના ગયા પછી તત્કાળ બહાર નીકળ્યો અને આવ્યો હતો તે રસ્તેથી બહાર નીકળી કોટ ટોપીની પોટકી ઉપાડી મલ્લરાજની આગળ નીકળી એક જગાએ છૂપાઇ ઉભો અને પછી મલ્લરાજને આગળ જવા દઇ તે ભૂતના ઓળાની માફક ધીમે કદમે તે પાપાત્માની પાછળ પ્રયાણ કરવા લાગ્યો. આ વખતે રસ્તાપરના દીપકો ઓલવાઇ જવાથી સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો હતો.

---

## ૯.

## શયતાનનો સંતાપ.

ગફલતમેં કયું પડા દીવાને ? કાયા મટકા કચ્ચા,
ઇનસાન જગતમેં આયા, વોહ મૌત કિનારે સોયા.
જો ફુલ ડાલીપે ખીલા, કુછ અરસેમેં મુરજાયા,
આફતાબ સુબેહકો નીકલા, નહીં રાત દેખને પાયા.
સુન્દર તનકો જાના તુને લૌહેકી એક કાયા,
ગફલતમેં કયું પડા દીવાને ! બદલીકી એહ છાયા.

મુનશી.

કૃષ્ણપક્ષની કાળી રાત્રે કાળાં કર્મ કરનાર મલ્લરાજ સાબરમતીના કિનારે કિનારે આગળ ચાલ્યો જતો હતો. બે વાગવાનો સમય થવા આવ્યો હતો. તેને આ વખતે ચાલતો જોઇ નિશાદેવીએ પણ ભિષણ સ્વરૂપ ધારણ કર્યું હતું. સમસ્ત સંસારમાં અંધકારની છાયા

છવાઇ રહી હતી. મનુષ્ય-પ્રાણી શાન્તિ દાયિની નિદ્રાદેવીની ગોદમાં અભિભૂત થયાં હતાં. શાન્તિદેવીએ જગતપર કરૂણા કરીને શ્રમિત થએલાંઓના પરિશ્રમ નિવારણાર્થે પોતાના શાન્ત સામ્રાજ્યની સર્વત્ર સ્થાપના કરી દીધી હતી. રજની અને શાન્તિનું આધિપત્ય સકળ સૃષ્ટિમાં વ્યાપી રહ્યું હતું. નીલાકાશમાં પ્રકાશતા તારાઓ અંધકારને ભેદવાનો પ્રયત્ન કરતા હતા; પણ ભયાનક અંધકાર પર વિજય મેળવવામાં નિષ્ફળ નીવડતા. સર્વત્ર નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. મલ્લરાજ વિચારવશ થઇ ચાલ્યો જતો હતો. તેની પાછળ તેનાથી થોડેક દૂર પિશાચસ્વરૂપ ભાસતો બુરખાવાળો યુવાન પ્રયાણ કરતો હતો.

કિનારે-કિનારે આગળ વધતો મલ્લરાજ એક ઝુંપડી આગળ આવીને અટક્યો. આ ઝુંપડી નદીની રેતમાં બાંધેલી હતી. સૂર્યના તાપથી રક્ષણ કરવાને ધોબી લોકોએ તેને તૈયાર કરેલી હતી. આ ઝુંપડીમાં આ વખતે ધોબી નહોતો. પણ એક માણસ ઝુંપડીના દ્વાર આગળ બેસી રહ્યો હતો. તેની નજીકમાં એક ફાનસ સળગતું હતું. મલ્લરાજની પાછળ ચાલનાર યુવકે તે ફાનસના અજવાળામાં જોયું તો જણાયું કે પોલીસના ડ્રેસમાં ઝુંપડી આગળ એક માણસ બેઠેલો છે. તે માણસને સિપાહીના પોશાકમાં જોઇ બુરખાવાળો આશ્ચર્ય પામ્યો. તે આગળ નહિ વધતાં એક સ્થળે ઉભો રહી મલ્લરાજની અને તે સિપાહીની હિલચાલ તપાસવા લાગ્યો.

મલ્લરાજ ઝુંપડા નજીક આવ્યો. ત્યાં બેઠેલા સિપાહીએ ફાનસના પ્રકાશમાં તેને ઓળખી ઉભા થઇ સલામ કરી. મલ્લરાજ ત્યાં પડેલી એક સમચોરસ શીલાપર બેસી બોલ્યો, " તું ક્યારનો આવ્યો છે ? "

" સમી સાંજનો. "

"કંઇ નવાજુની છે ?"

"હા, પણ આપને બેચર અને વિહારી મળ્યા કે નહિ ?"

"ના, શું તેઓ આવી પહોંચ્યા છે ?"

"હા, તેઓ આપની સૂચના મુજબ ચુનીલાલની હોટલે પણ ગયા હતા. પણ ત્યાંથી તેમને ખબર મળી કે આપશ્રી ત્યાંથી નીકળી ચૂક્યા છો. મને લાગે છે કે આપને અહિં આવતાં ધાર્યા કરતાં કંઇક વધુ વખત વીત્યો છે ?"

"હા, હું આજે કંઇક મોડો થયો છું. વારૂં એતો જણાવ કે બેચર અને વિહારીએ આ સ્થળ કેવી રીતે ખોળી કાઢ્યું ?"

"ચુનીલાલની હોટલે આપનો મેળાપ નહિ થવાથી તે બન્ને જણા ઘણા દિલગીર થઇ ઉભા હતા. તે સ્થળે મારો ભાઇ પહેરા પર હતો. જ્યારે તે બન્ને જણા આ શહેરમાં આવતા ત્યારે મારે ત્યાં જ રહેતા. આથી મારા ભાઇએ તેમને તરત જ ઓળખ્યા અને હું આપની પાસે આ સ્થળે આવનાર છું એવી મારા ભાઇને ખબર હોવાથી તેણે તેમને આ સ્થળે મોકલ્યા. આપના આવ્યા અગાઉ એક કલાક પર જ તેઓ અહિં આવ્યા હતા અને કેટલીક અગત્યની બાતમી આપી પેલા...કામને માટે ચાલ્યા ગયા છે." સિપાહીએ જણાવ્યું.

"તેઓ શું બાતમી જણાવી ગયા છે?" મલ્લરાજે પૂછ્યું.

"સરદાર! સમાચાર સારા નથી."

"હેં! એવું તે શું છે?"

"આપના પંજામાં સપડાએલા ચૈતન્ય અને બુલબુલખાન પસાર થયા છે."

"ઓહ! આ કેવા ભયંકર સમાચાર? જલ્દી જણાવ કે તેમને કોણ છે છોડાવનાર?"

"સરદાર! શાન્ત થાવ, આમ અકળાઇ જવાથી કંઇ વળનાર નથી. જાણે બનાવ એમ બન્યો કે આપના ગયા પછી સવારના પ્હોરમાં આપણા બે સેવકો ખંડેરમાં ગયા અને ત્યાં જતાં જ કેદ થએલાં પંખીઓ પસાર થયેલાં જણાયાં. વળી પેલો મુગો પહેરેગીર કજ્જલ પણ ત્યાં જણાયો નહિ. આથી તે બન્નેએ ગભરાઇને ત્યાં શોધ ખોળ ચલાવી. આપણા તે ગુપ્ત મકાનનાં સઘળાં બારણાં ખુલ્લાં હતાં. તીજોરી ટૂટેલી હતી. તેમાંથી નોટો અને રોકડ રૂપીઆ ગૂમ થયા છે. વળી પેલો ચૈતન્યવાળો દસ્તાવેજ અને પેલા તમારા મ્હોતના પૂરાવા રૂપ પત્રોનું બંડલ પણ કોઇ ઉપાડી ગયું છે, અને..." મલ્લરાજ કારમી ચીસ પાડી વચમાં જ બોલી ઉઠયો, "ઓહ ! મારૂં સર્વસ્વ નાશ થઇ ચૂક્યું છે. આહ ! મને અપાર વેદના થાય છે. મારો જીવ ગભરાય છે." આમ વ્યાકુળતાથી બોલતા મલ્લરાજે જોરથી કપાળ પર હાથનો પ્રહાર કર્યો. કર પ્રહારના અવાજની સાથે જ ભીષણ અંધકારમાં કોઇના અટ્ટહાસ્યનો ધ્વની સંભળાયો. મલ્લરાજ અને સિપાહીએ ચમકીને એ અવાજ તરફ જોયું પણ કંઈ જણાયું નહિ. મનની ભ્રમણા સમજી પુનઃ મલ્લરાજે વ્યાકુળતાથી પૂછ્યું, "પછી શું થયું?"

"સરદાર! તમે વ્યાકુળ થાઓ છો તેથી મારો જીવ ગભરાય છે, પણ થયું તે ન થયું થનાર નથી. આપ સ્વસ્થ થઇ ધ્યાન પૂર્વક સઘળી વાત સાંભળો અને પછી વિચાર કરી આપણા બચાવનો રસ્તો ખોળો." સિપાહીએ જણાવ્યું.

"હું સાવધ છું, ચાલ આગળ જણાવ કે પછી શું થયું?" મલ્લરાજે દુઃખી સ્વરે કહ્યું.

"આપણા તે સ્થળમાં એવું થએલું જોઇ આપણા બે સેવકો ગભરાઇ ગયા. તેઓ આપની પાસે આવવાનો વિચાર કરવા લાગ્યા, પણ એટલામાં જ સરકારી સિપાહીઓનું ટોળું ત્યાં આવતું જણાયું. સિપાહીઓની ટોળી સાથે બે ગોરા અમલદારો પણ હતા. આપણા બન્ને માણસો ત્યાંથી નાઠા અને બહાર નીકળી એક ગુફામાં સંતાઇ પેઠા. સરકારી માણસોએ આપણા ગુપ્ત સ્થળનો કબજો લીધો છે. આવા સમાચાર મેળવી તે બન્ને નોકરો અહિં આવ્યા અને બેચર તથા વિહારીને સર્વે સમાચાર જણાવ્યા." સિપાહીએ તમામ વાત વિદીત કરી. મલ્લરાજનું માથું ભમવા લાગ્યું. તે અવાચક બની ગયો. તેના મનમાં તીવ્ર વેદના ઉત્પન્ન થતી હોય એમ જણાવા લાગ્યું. તે થોડીવારે ઉભો થઇ સિપાહી પ્રત્યે કહેવા લાગ્યો, "તું અત્યારેને અત્યારે વામનરાયના બંગલે જા. ત્યાં બેચર અને વિહારી તને મળશે. તેમને મળી તું આ...ખાનગી વાત તેમને જણાવજે." મલ્લરાજે વિહારી અને બેચરને કહેવાની વાત ઘણાજ ધીમા અવાજે સિપાહીના કાનમાં કહી.

સિપાહી શનસ ઉપાડી તરત ચાલતો થયો. મલ્લરાજ તેની પીઠ પાછળ જોઇ રહ્યો. જયારે તે દેખાતો બંધ થયો ત્યારે જ મલ્લ-રાજે તેની તરફથી પોતાની દૃષ્ટિ ખેંચી લીધી. મલ્લરાજના હૃદ-યમાં અત્યારે અસહ્ય વેદના ઉત્પન્ન થઇ રહી હતી. તે વ્યાકુળતાથી ચારે તરફ દૃષ્ટિ કરતો હતો. ભયાનક અંધકારમાં તે ઉંડા નિઃશ્વાસ નાખી આમતેમ ફરવા લાગ્યો. દૂર છૂપાઇ રહેલા બુરખાવાળા યુવાને સઘળી વાત સાંભળી; પણ મલ્લરાજે ધીમેથી જે વાત કહી સિપાહીને વિદાય કર્યો તે વાત તેનાથી બરાબર સાંભળી શકાઇ નહિ. બન્ને બદ-માસોની વાતચીત જે વખતે ચાલતી હતી; ત્યારે આ બુરખાવાળો

જુવાન ધ્યાનપૂર્વક સાંભળતો હતો અને મલ્લરાજના અફસોસ વખતે હસતો હતો. થોડીવારે મલ્લરાજના દુઃખી દિલમાંથી ઉદ્દગાર નીકળવા લાગ્યા કે, “હા ! થઇ ચૂક્યું. મારૂં આજદિન સુધીમાં કર્યું કારવ્યું સઘળું ધૂળમાં મળ્યું. મારા એ ગુપ્ત સ્થળના ભેદથી મારૂં હવે આવી જ બન્યું. મારા ખાનગી પત્રો અને પેલા દસ્તાવેજથી મારા અપરાધના કોઇ પણ પૂરાવાની હવે જરૂર રહેશે નહિ. ટુંક મુદતમાં મારા તમામ ભેદ ખુલ્લા થશે અને મોટા શ્રીમાનના નામથી ઓળખાતા આ મલ્લરાજને ફાંસીના લાકડે લટકી મૃત્યુના મુખમાં પ્રવેશવું પડશે. આહ ! મારૂં હૃદય ઉથલપાથલ થઇ જાય છે. આ અંધકારમાં મને ભયાનક ભયનો આભાસ થાય છે. સરકારી માણસો ભરેલી રીવોલ્વરો સાથે મને પકડવા નીકળી ચૂક્યા હોય એમ મનમાં શંકા ઉત્પન્ન થાય છે. ઓહ ! સમસ્ત જગત્ ઘોર અંધકારમાં ડૂબેલું દેખાય છે. અફસોસ ! મારો સમય ભરાઇ ચૂકયો. એક ભયંકર ખૂની પ્રકાશમાં આવી ગયો. ઓહ આ શું ? આ શી વેદના ?

કંપે છે કાય અરે મારી, ભયંકર ભાસતું ભાવી;
થયું ખોટું ખરેખર એ, અકાળે આ પીડા આવી.
ભિષણ અંધકાર અવનિમાં, દિશાઓ શુન્ય ભાસે છે;
અરે આશા બધી મારી, તજીને રાહ માગે છે.
નથી રસ્તો હવે એકે, હૃદયમાં લાહ્ય લાગી છે;
નથી કંઇ લાગતું સારૂં, અકારૂં સર્વ લાગે છે.

અફસોસ ! મારી ભાગ્યદેવી રૂઠી છે, અને તેથીજ મારા દાવ અવળા પડે છે. હું શું કરૂં ? ક્યાં જાઉં ? ઓ અંધકાર ! મને તારા કાળાં સાલામાં છૂપાવી દે. હું જગતમાં ખૂની તરીકે જાહેર થઇ

મરવાને નથી ઇચ્છતો.” આમ બોલતો મલ્લરાજ એક સ્થળે ઉભો રહી કંઇક ઉંડા વિચારમાં પડયો. તેણે વિચારમાં ઘણો વખત વ્યતિત કર્યો. આખરે કંઇક નિશ્ચય પર આવી તે પુનઃ બોલી ઉઠયો, “બસ હવે એજ નિશ્ચય. આ મલ્લરાજે ઘણાં ભયાનક કામ કરેલાં છે. તે જ્યાં સુધી જીવતો છે ત્યાં સુધી તેના દાવ અજમાવશે. નિર્બળ થએલા મન! તું હવે સબળ થા. મલ્લરાજના મૃત્યુ પહેલાં તો કેટલાનાંએ મ્હોત થઈ જશે. મારો પ્રાણ લેવા ઇચ્છતા શત્રુઓ! તમે હવે થોડા દિવસમાં જ હતા ન હતા થઇ જશો. આ સઘળા કારણનું મૂળ ચૈતન્ય અને બુલબુલખાન છે, તે બન્ને જીવતા જવાથી જોનસનને મળ્યા હશે અને તેમણેજ મારા ગુપ્ત સ્થાનનો કબજો કરાવ્યો હશે? ફિકર નહિ, આ મલ્લરાજ એવો ડરી જાય એમ નથી.” આમ દિવાના જનની માફક બકતો મલ્લરાજ જે સ્થળે બુરખાવાળો યુવક ઉભો હતો, તે તરફ આવ્યો. સરિતાનો કિનારો નજદીક હતો. મલ્લરાજ કિનારાપર ઉભો રહી ગંભીર ભાવે વહેતા જળ પ્રવાહને અવલોકી રહ્યો. તેની નજીકમાં ઉભેલા યુવાને એક નાનો પત્થર ઉપાડી જળમાં ફેંકયો. અવાજ સંભળાયો. મલ્લરાજે એ તરફ જોયું. આ સાથે જ મલ્લરાજના જમણા ખભા પર બુરખાવાળા યુવાને પોતાનો હાથ મૂકી ગંભીર પણ ધીધારી અવાજે પૂછયું, “કેમ દોસ્ત! શું થાય છે?” મલ્લરાજના ગભરાટ—અકળાટનો પાર રહ્યો રહિ. કાળી રાત્રે આ એકાન્ત વિકટ સ્થાનમાં અન્યના હસ્ત સ્પર્શથી મલ્લરાજ કંપ્યો અને વિજળીના વેગે ત્યાંથી પાંચ કદમ દૂર ખશી ઉભો. તેના ખભાપર હાથ મૂકનાર ખડ ખડ હસ્યો. એ હાસ્યધ્વનીનો પડઘો ચારે તરફ પડયો. મલ્લરાજે તેની તરફ જોયું તો અંધકારમાં ભૂતના ઓળા જેવું તેને કોઇક ઉભેલું જણાયું. મલ્લરાજના મનમાં

ભૂતનો નિશ્ચય થયો. પુનઃ એ ભૂત સમાન ભાસતા યુવાને મંદસ્વરે કહ્યું, "મલ્લરાજ! આ કાળી રાત્રે નદી કિનારે કેમ આવ્યો છે? કોને ગરદન મારવાનો વિચાર કરી રહ્યો છે?"

મલ્લરાજ ધ્રુજતા અવાજે બોલ્યો, "તું કોણ છે?"

"તું શું ધારે છે?"

"ભૂત."

"હું ભૂત નથી પણ યમદૂત છું."

"અહિં આવવાનું શું કારણ છે?"

"તને ચેતાવવા. મલ્લરાજ! તારા દિવસો હવે ભરાઇ ચૂક્યા છે. તને નર્ક કુંડમાં ખેંચી જવા હું તારી પાછળ ફર્યા કરૂં છું. પાપાત્મા! ત્હેં તારા અમૂલ્ય માનવ જન્મને વૃથા ગુમાવ્યો છે. તારાં કરેલાં કર્મોએ તારા કાળને નજીક ખેંચી આણ્યો છે."

"શું મારો કાળ નજીક આવ્યો છે? છટ્, આ મલ્લરાજ કાળનો પણ મહાકાળ છે. તે તારા જેવા અવગતીઆ ભૂતથી લગીર પણ ભય પામનાર નથી. તું ભૂત છે છતાં યમદૂત તરીકે પોતાને ઓળખાવે છે એ હું સારી રીતે સમજું છું. આ સંસારમાં વાસના રહી જવાથી ભૂત થવું પડે છે. પણ આ મલ્લરાજે દુનિયાંનું તમામ સુખ ભોગવ્યું છે અને થોડું ઘણું જે કાંઇ બાકી રહ્યું છે તે થોડા સમયમાં ભોગવી લેશે. હું સ્વર્ગ—નર્કને માનતો જ નથી. આ સંસાર સ્વર્ગ છે. તેમાં પ્રવિણ—કળાબાજ મનુષ્યો અતી સુખી થાય છે અને તારા જેવા ધર્મની બીક રાખનારા દુઃખી થઇ મરે છે અને વાસના રહી જવાથી અવગતીયા ભૂત થઇ ભૂમિપર ભટકે છે."

મલ્લરાજના આવા શબ્દો સાંભળી યુવાન હશી પડયો. મલ્લરાજને તેનું હાસ્ય ભયંકર લાગ્યું. યુવાન કર્કશ સ્વરે બોલ્યો,

"કાળના કુંડાળામાં આવી ચૂકેલા પાપી ! તારાં દુષ્કર્મજ તને ભયંકર નર્કના કુંડમાં નાખશે. સંસારને સ્વર્ગ સમજનારા શયતાન ! સાંભળ,

મિથ્યા બધો સંસાર આ પ્રપંચનો પરીતાપ છે;
મિથ્યા બધી ઘટમાળમાં, અધમ ગોથાં ખાય છે.
સંસારની આ સફર છે, ધ્યાનથી હું જોઉં છું;
ડૂબી ગયા કો ડૂબતા, ડૂબી જશે હું રોઉં છું.
નથી કંઈ સાર સંસારે, ફના થાશે અરે દુનિયાં;
તદપિ તજે ના "હુંપણું" તારા સમા જે પાપીઓ.

જે સમયે તારી આયુષ્ય દોરી ખૂટી જશે, તારૂં સર્વાંગ શીથીલ બનશે અને રોગના દર્દથી તું કરૂણ કલ્પાંત કરી રહશે, હા ! ત્યારે જ તને સંસારના ચક્રની, કુદરતની કરામતની અને કરેલાં પાપકર્મની બરાબર ખબર પડશે."

"તે સમયની વાત તે સમયે જોઇ લેવાશે. અલ્યા મને જણાવ તો ખરો કે મને આવી રીતે ઉપદેશ આપવાનું શું કારણ છે ?" મલ્લરાજે વિચારવશ વદને પૂછ્યું.

"તારા જેવા ઘોર પાપીને ઉપદેશ આપી સુધારવા અને સંસાર સાર વિહિન છે એ સમજાવવા હું અત્યારે તારી પાસે આવ્યો છું. તું સંસારના મોહમાં છેકજ અંધ થઇ ભયાનક ઉથલ પાથલ મચાવી રહ્યો છે; અને તારા નાશવંત જડ દેહના બચાવને અર્થે તું અનેક પ્રયત્ન કરી રહ્યો છે એ હું સંપૂર્ણ રીતે જાણું છું, પણ તારે હવે ટુંક સમયમાંજ મરવાનું છે, અરે ફાંશીના વિમાનમાં બેસી નર્કમાં જાવાનું છે. તે પહેલા તને આ સંસાર પરથી વૈરાગ્ય લાવવાના હેતુથી તને નીતિનાં વચનો સંભળાવી તારી અંધ આંખ્યો ઉઘાડું છું, પણ

અફસોસ છે કે મારા શબ્દોની તારા પાષાણ હૃદય પર કંઇ પણ અસર થતી નથી. ખરેખર! આ સંસારની માયા અજબ છે. સંસારની માયામાં અંધ થએલાઓ વિશે એક મહાત્મા કહે છે કે;

ભાનુના ઉદયાસ્તથી જનતણું આયુષ્ય થાએ ક્ષીણ,
વ્યાપારે બહુ કાર્યથી ભરપૂરે જાણ્યું ન કાળાટણ;
જોઇ જન્મ જરા વિનાશ દુઃખને ના બીતી લાગે રજે,
પીને મોહમયી પ્રમાદ મદીરા ઉન્મત્ત સંસાર છે.

કાં મલ્લરાજ! આવો અમૂલ્ય ઉપદેશ તેં તારા બાપ જન્મારામાં કદી સાંભળ્યો હતો કે?" વિચારવશ મલ્લરાજ છેલ્લા શબ્દો સાંભળી ગુસ્સે થઇ બોલ્યો, "મારે તારૂં કંઇ પણ સાંભળવું નથી. મને જગતમાં કોઇની દરકાર નથી."

"હું પણ જાણું છું કે તને કોઇની દરકાર નથી અને કદાચ હોય તો તે ફક્ત ફાંશીને લાકડે લટકવાની જ. કેમ ખરૂંને?" બુરખાવાળાએ પુનઃ હાસ્ય કર્યું. મલ્લરાજનો પીત્તો ખશ્યો. તે ઉશ્કેરાઇ બોલી ઉઠયો, "તારા શબ્દો મને તીરની માફક સાલે છે."

"અફસોસ છે કે તારૂં ભાવી ભયંકર હોવાથી જ તને કંઇ પણ અસર થતી નથી."

"બસ ચૂપ થા અને જલ્દી મારી સામેથી ચાલ્યો જા."

"નહિ, હું તારો જીવ લીધા વિના જનાર નથી. તું નથી જાણતો કે હું હમેશાં તારી પાછળ જ છાયાની માફક ફરૂં છું?"

"શું તું મારી પાછળ જ હમેશાં ફર્યા કરે છે?" મલ્લરાજે વ્યાકુળતાથી પ્રશ્ન કર્યો.

"હા, અને તેથી જ તારા દરેક કામ જાણું છું. તું શેઠ થાય છે; મોટો અમલદાર બને છે અને બહુરૂપીના વેશથી જગતને ઠગે

છે. એ સર્વ હું જાણું છું. મારી અજાણની બહાર તારી કંઇ પણ વાત નથી."

"ઓહ્! તું ઘણો ભયંકર છે?" મલ્લરાજ ચીસ પાડી ઉઠયો.

"અને તું મારાથી પણ વધારે ભયાનક–શયતાન છે." બુરખાવાળાએ શાન્તિથી કહ્યું.

"શું તું મારો પીછો નહી છોડે?"

"ના, તું જીવતો છે ત્યાં સૂધી નહિ."

"મારે અને તારે શું વૈર છે? મ્હેં તારૂં શું બગાડયું છે?"

"ત્હેં મારૂં સર્વસ્વ નાશ કર્યું છે; દોસ્ત થઇ દુસ્મનની ગરજ સારી છે. વિશ્વાસુ મિત્રને વિષ પાઈ તેની જીંદગી બરબાદ કરી છે. બસ, એજ કારણથી આપણી મિત્રતા હાલ શત્રુના રૂપમાં ફેરવાઇ છે. કેમ? કંઇ યાદ આવે છે કે?" બુરખાવાળાએ નિશ્ચલ ભાવથી પૂછયું. મલ્લરાજની આંખ્યોએ અંધારાં વળવા લાગ્યાં. અંધકારમાં અનેક ભૂત તેની આસપાસ લાંબા ભાલા પકડીને ફરતાં હોય એમ તેને ભાસ થયો. મલ્લરાજ વિકળ અવાજે બોલ્યો;

"મને તારી વાતમાં કંઇ સમજ પડતી નથી. તારૂં બોલવું ભેદ ભરેલું છે. પિશાચ! જા, મારી આગળથી ચાલ્યો જા. હું તને કાલે બળીદાન આપી સંતુષ્ટ કરીશ."

"નહિ; હું અન્યના બળીદાનથી સંતુષ્ટ થવાને બદલે તારા પોતાનાજ બળીદાનથી વિશેષ સંતુષ્ટ થઇશ."

મલ્લરાજે શાન્ત સ્વરે કહ્યું, "અલ્યા! કેટલાં બધાં પાપથી ભૂતનો અવતાર ભોગવવો પડે છે છતાં હજી બીજાને દુઃખ દઈ શામાટે તારા ભૂતજીવનના આયુષ્યમાં વધારો કરી રહ્યો છે?" બુરખાવાળો વિકટ સ્વરે બોલ્યો, "હું તારા જેવા પાપીઓને જ પીડું છું, તારા જેવાનો

નાશ કરવાથી અનેક જનો સુખી થાય છે. વળી તું તો મારો પરમ શત્રુ છે. અરે આખા જગતનો પણ દુષ્મન છે. નરાધમ !

દુષ્કર્મના કરનારને, હણવા મહિં નવ થાપ છે,
આવી ગયો જે દાવ તેને ત્યાગવામાં પાપ છે.
મારૂં–વિદારૂં તુજને દયા દિલે નહિ ધારૂં,
શત્રુ તને સંહારીને મમ વૈરને પૂરૂં કરૂં.
શયતાન તારા મ્હોતથી સર્વત્ર શાન્તિ વ્યાપશે;
સંતાપને વળી શોક સઘળો હૃદયથી અળખો થશે."

મલ્લરાજ ક્રોધાક્રાન્ત બની બોલી ઉઠયો, " ઓ દગાબાજ દુષ્મન ! તું ભલે ભૂત હો યા ગમે તો હો પણ આ મલ્લરાજ તારાથી લેશમાત્ર પણ ડરનાર નથી. હા ! ત્હેં આજે,

કર્યું અપમાન ઘણું મારૂં, બધી મર્યાદ તેં ત્યાગી,
કટુ વચનો વદી મુખથી, હૃદયમાં આગ વર્ષાવી.
સુણેલી વિષ વાણીથી, જીગર મમ ખાખ થાએ છે,
બદલો લઉં હું આ પળે, ઇચ્છા પ્રબળ તો થાય છે.

પણ શું કરૂં ? તું અવગતીયો દુઃખી પ્રેત છે. બદલો સમાનની સાથે લઇ શકાય છે. બસ આ વિચારથી જ મારૂં મન કંઇક પાછું પડે છે. "

યુવાન મોટા અવાજે બોલ્યો, " બદમાસ ! શામાટે મિથ્યાભિમાનમાં ખેંચાઇ મરે છે ? ચાલ શક્તિ હોય તો બદલો લેવા–આપવા તૈયાર થઇ જા. મારા મરણથી તું નિર્ભય થઇશ. કારણ કે તારા મરણથીજ મારી મૂક્તી છે. જો તું મારો નાશ નહિ કરે તો હું પોતેજ તારા નાશનો પ્રયત્ન કરીશ. ભયાનક ખૂની ! સમજજે કે તારા વિનાશની હવે ઘડીયો ગણાય છે. તારા મ્હોતની નહબત ગંભીર નાદે ગગન-

માંથી વાગતી સંભળાય છે. તારાં પાપકર્મોથી આ અંધકાર તેના કાળા રંગમાં તને અદ્રષ્ય કરવા વિશેષ અંધકારમય થતો જાય છે. નિર્દોષજનોનાં રક્તનો પ્રવાહ વહેવરાવવાથી અને જેના અન્નથી ત્હેં તારૂં પાપી પેટ પોશેલું છે તેના સર્વનાશથી આ આકાશમાં ઝળકતા તારાઓ ધગધગતા અંગારા બની તને ભષ્મ કરવાની તૈયારી કરી રહ્યા છે. પણ તારા આયુષ્યમાં થોડાક દિવસો ખૂટતા હોવાથી ફક્ત સમયનીજ રાહ જોઇ રહ્યા છે."

"અરે! તું આ બધું કોને સંભળાવે છે?" મલ્લરાજે મનમાં થતા ગભરાટથી પૂછ્યું.

"એક સ્ત્રી ઘાતક, મિત્ર ઘાતક અને વિશ્વાસઘાતક કે, જે હાલ મલ્લરાજના નામથી ઓળખાય છે તેને." યુવકે ગંભીર વાણીથી કહ્યું.

"તારી મોટી ભૂલ થાય છે. મલ્લરાજ તો કોઇક બીજો હશે? હું તો એક ડીટેક્ટીવ અમલદાર છું." મલ્લરાજે પોતાનો બચાવ કરવા અસત્ય કહ્યું.

"નરપિશાચ! તારાં અસત્ય વચનો હવે તારો બચાવ કરી શકશે નહિ. તું એક શ્રીમાન તરીકે ઓળખાય છે, એક ડિટેક્ટીવ તરીકે અમલદાર વર્ગમાં ગણાય છે એ સઘળું મારા જાણવામાં છે, પણ તારી ચાલાકી હવે વધુ વખત ચાલનાર નથી. તારી સાચી ઓળખાણ, તારા જુદીજુદી જાતના ફોટાઓ અને તારા મ્હોતના પૂરાવા રૂપ તમામ કાગળપત્રો હાલ મારી પાસે મોજુદ છે. જો, ઓ બદમાસ! તારાં મ્હોતનાં સાધનો જોવાં હોય તો જોઇ લે." કહી બુરખાવાળાએ ગજવામાંથી એક નાનું ઇલેક્ટ્રીક ફાનસ કાઢી તેની ચાંપ દબાવી અજવાળું કર્યું અને તે પ્રકાશમાં તેણે એક સમચોરસ ચોપડી મલ્લરાજને બતાવી, કે જે જોતાં જ મલ્લરાજ કારમી ચીસ

પાડી ઉઠયો અને કમ્મરમાંથી લાંબો ચળકતો છૂરો ખેંચી બુરખા-વાળાને મારવા ધસ્યો. પણ તત્કાળ તે બુરખાવાળા યુવાને બુરખા-માંથી ભરેલી પિસ્તોલ બ્હાર કાઢી મ્હોટી અવાજે કહ્યું, "ઘોર ખૂની! એટલે જ રહે. એક કદમ પણ આગળ વધીશ તો આ પિસ્તોલ ચાંપી દઇશ."

મલ્લરાજ પિસ્તોલ જોઇ ગભરાયો. તે આગળ નહિ વધતા કર્કશ સ્વરે બોલ્યો, " તું કોઇ ભયંકર દુષ્મન છે. તું ભૂત નથી પણ માણસ છે. ત્હેં અત્યારે મને ઠગ્યો છે."

" હું કોણ છું તે તારે જાણવું છે?"

"હા."

"જોજે ચમકતો નહિ, ભાન ખોતો નહિ. લે ઓળખી લે કે હું કોણ છું."

કહી બુરખાવાળાએ એક વિઝીટીંગ કાર્ડ મલ્લરાજના હાથમાં મૂકયું. તે કાર્ડમાંનું નામ વાંચતાં જ મલ્લરાજના હૃદયમાં ધરતી કંપની માફક ધકકો લાગ્યો. તે એબાકળો બની બુરખાથી ઢંકાએલા યુવાનની તરફ જોઇ રહ્યો. પુનઃ તે યુવકે કહ્યું, " કેમ ઓળખાણ પડી? કહે હવે તું ડીટેકટીવ ખરો કે હું ખરો? વળી વધારે ઓળ-ખવો હોય તો લે જો વધુ ઓળખી લે." આમ કહી તેણે પોતાની આંગળીએ પહેરેલી એક વીંટી મલ્લરાજને દેખાડતાં કહ્યું, "આ અંગુઠી તને મારી વિશેષ ઓળખાણ આપશે. જો." મલ્લરાજે નજીક આવી વિંટીપર દ્રષ્ટિ કરી. અંગુઠી પર દૃષ્ટિ પડતાં જ તોપનો ગોળો ફાટે અને માણસ ચમકે એ પ્રમાણે મલ્લરાજ બે હાથે માથું પકડી જમીનપર બેસી ગયો. તેનું માથું ભમવા લાગ્યું, અને થોડીવારે તો હા! સર્વનાશ શબ્દનો ઉચ્ચાર કરી મલ્લરાજ બેશુદ્ધ બની ધરણીપર ઢળી

પડ્યો. બુરખાવાળા યુવાને ફાનસનો પ્રકાશ ગયેબ કરી ફાનસને ગજવામાં મૂક્યું અને બેશુદ્ધ થઈ પડેલા મલ્લરાજ તરફ એક ધિક્કાર સૂચક દૃષ્ટિ ફેંકી તેણે ત્યાંથી ચાલવા માંડયું. મોટું પરોઢ થવા આવ્યું હતું. અંધકાર ધીમે ધીમે નષ્ટ થતો હતો. ઝાંખો ઝાંખો પ્રકાશ પૃથ્વી તલપર પથરાતો હતો. યુવાન શહેરમાં આવ્યો. તેણે એક એકાન્ત જગાએ આવી બુરખો કાઢી નાખ્યો અને પોતાનાં પ્રથમનાં કપડાં પરીધાન કર્યાં. આ પછી તે પ્રાણશંકરના ઘરે આવ્યો. મહેલ્લામાં કોઇ જાગતું નહોતું. ફોટોગ્રાફર સાહેબ તેની નાની કોટડી આગળ ખાટલાપર ઉંઘતો હતો. ખાટલા પાસે સાયકલ પડેલી હતી. યુવાનને સાયકલની જ જરૂર હોવાથી પ્રાણશંકરને નહિ જગાડતાં એક કાગળની કાપલીપર સાયકલનો માલીક સાયકલ લઇ ગયો છે. વળી પાછો મળીશ. આટલું લખી કાગળની કાપલી પ્રાણશંકરના ધોતીએ બાંધી સાયકલ લઇ ચાલતો થયો. વાંચકો! આ ભેદી માણસ કોણ હશે કે જેનાથી મલ્લરાજ પણ ભયભીત થઇ બેશુદ્ધ બન્યો?



૧૦.

## જોનસનનો સત્કાર.

× पुरुषार्थेन देवानां गुरुरेव बृहस्पतिः ।
शुक्रो दैत्येन्द्र गुरुतां पुरुषार्थे नयाऽऽस्थितः ॥
दैन्य दारिद्र्य दुःखार्त्ता अपि साधो नरोतमाः ॥
पौरुषेणैव यत्नेन याता देवेन्द्र तुल्यताम् ॥

---

× શ્રી બૃહસ્પતિ પુરૂષાર્થથીજ દેવતાઓના ગુરૂ થયા છે. અને શુક્રાચાર્ય પણ પુરૂષાર્થથીજ દૈત્યોના ગુરૂ થયા છે. દીનતા અને દારિદ્રય આદિ દુઃખોથી પીડાએલા મોટા મોટા પુરૂષો પણ પોતાના પુરૂષાર્થથીજ ઇંદ્રસમાન થયા છે.
શ્રી યોગવસિષ્ટ.

આજે વિજયા દશમિનો શુભ દિવસ હતો. કુસુમકાન્તના રમણીય શાન્તિ સ્થળમાં આજે અપૂર્વ ધામધૂમ થઇ રહી હતી. ચોગાનમાં અનેક માણસો સુખેથી બેસી શકે એટલો મોટો મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. મંડપના ચાર પ્રવેશદ્વારો પર આસોપાલવનાં તોરણો બાંધી દેવામાં આવ્યાં હતાં. મંડપની બહાર પણ રંગ બેરંગી ધ્વજા પતાકાઓ પવનમાં ફરકી રહી હતી. મંડપના અંદર એક પણ ખુરશી કે ટેબલ નજરે પડતું ન્હોતું. મોટી જાજમની ઉપર ગાદી તકીયા ગોઠવવામાં આવ્યા હતા. માનવંતા મ્હેમાનોને માટે મુખ્ય દ્વારની સામે ઉંચી ગાદીઓ અને તકીયા બિછાવવામાં આવ્યા હતા. વાંચકોએ યાદ રાખવાની જરૂર છે કે એ ગાદી તકીયા ધ્વજા પતાકા અને મંડપ વગેરે શુદ્ધ સ્વદેશી વસ્ત્રમય જ હતું. ભારતની દુર્દશા વિદેશી વસ્ત્રો અને વસ્તુઓના પ્રતાપે થએલી છે એવું કુસુમકાન્ત અને તેના અનુયાયીઓ સમજતા હોવાથી સર્વથા સ્વદેશી વસ્તુઓ જ વાપરવાનો નિશ્ચય અમલમાં મૂક્યો હતો. ભારતની આબાદી ખાદીમાં જ સમાએલી હોવાથી કુસુમકાન્તે તેનાં પરિચિત જનો; સ્નેહિયો અને મિત્રોને ખાદીની મહત્તા સમજાવી ખાદી ધારણ કરવાની વિનંતિ કરી હતી અને પરીણામે તેના સહવાસમાં આવેલાં અને આવતાં તમામ જનોએ શુદ્ધ ખાદી પરીધાન કરી ભારતની ગૌરવતામાં વધારો કર્યો હતો. તેનું આ કાર્ય પ્રશંસાને પાત્ર હતું. ગરીબ અને સામાન્ય સ્થિતિનાં મનુષ્યો તો તેને આશિર્વાદ આપતાં. ત્યારે કેટલાક શ્રીમંતો અને ગણ્યા ગાંઠયા અમલદારો તેની નિંદાપણ કરતા. કુસુમકાન્તના પરોપકારી કાર્યથી અનેક સરકારી માણસો અને અંગ્રેજ અમલદારો પણ તેની મૂક્ત કંઠે પ્રશંસા કરતા. રત્નદ્વેશી વામનરાયના દિલમાં તો દ્વેષની આગ ભડભડાટ સળગતી હતી; પણ ઉપ-

રથી પોતાના ભત્રિજાનો હિંતચિંતક હોય એમ દંભ ધારણ કરતો. કુસુમકાન્તના નિવાસસ્થાનમાં આટલી બધી ધામધૂમ થવાનું કારણ એજ હતું કે સરકારી ખાતાનો એક વડો અમલદાર અને હિંદ હિતૈષી વીર જોનમન આજે કુસુમકાન્તનો અતિથી થઇને આવનાર હતો. આ સઘળી તૈયારીઓ તેના સ્વાગતને માટે હતી. જોનસનની સાથે બીજા અનેક અંગ્રેજ અને દેશી રાજકર્મચારીયો પણ આવનાર હતા. શાન્તિ સ્થળનાં તમામ માણસો કામે વળગી ગયા હતા. મંડપની અંદર અને બહાર વિદેશી અને દેશી વિદ્વાનોનાં અર્થસૂચક દેશહિતસૂચક વાક્યોનાં પાટીયાં પણ વિવિધ સ્થળે લટકાવી દેવામાં આવ્યાં હતાં. મૂખ્ય પ્રવેશદ્વાર આગળ લટકાવેલાં પાટીયાંમાં નીચે મૂજબનાં સૂત્રો દ્રષ્ટિગોચર થતાં હતાં.

"મુસલમાનો અને હિન્દુઓ હિંદુસ્થાનનાં નેત્રો છે; એકને ઇજા કરશો તો બીજાને પણ ઇજા થશે."

"જ્યાં નિરાશા હોય ત્યાં આશાનાં કિરણો પ્રકટે, જ્યાં અવિશ્વાસ હોય ત્યાં વિશ્વાસને સ્થાન મળે. અને જ્યાં વિરાગ અને દ્વેશભાવ હોય ત્યાં મનુષ્યોમાં પરસ્પર સ્નેહભાવની ગાંઠ બંધાય એવી અમારી અંતિમ્ ઇચ્છા છે."

"અમે જે કર્તવ્યનાં બંધનથી અમારા બીજા પ્રજાજનો સાથે બંધાયા છીએ તેજ બંધનથી અમે અમારા હિન્દના મુલકોના વતનીઓ સાથે બંધાયા છીએ એમ પ્રતિજ્ઞા કરીએ છીએ. અને સર્વ શક્તિવાન પ્રભુના આશિર્વાદથી અમે આ કર્તવ્ય ખરા અંતઃકરણથી અને વિશ્વાસથી બજાવીશું."

"પૃથ્વીપર જબરામાં જબરાનો પણ અન્યાય નાશ કરશે."

"હું તો કહું છું કે આપણે માણસ પહેલા અને પછી રૈયત,

કાયદાને કેળવવાની કરીએ જરૂર જોતી નથી. સત્યને માન આપવાની જરૂર હરહમેશ છે."

"સોયના નાકામાંથી વખતે ઉંટ પસાર થઇ શકે પરંતુ દેવના દરબારમાં તો ધનીકને પેસવું અતીશય કઠણ છે."

"પ્રજાકીય સરકાર ઉત્પન્ન કરવી એ એક રાજ્યકર્તાને માટે મોટામાં મોટું ગૌરવ છે."

"જે પ્રજાએ સ્વતંત્રતા મેળવવા નિશ્ચય કર્યો હોય છે તે પ્રજા કદી પણ નિષ્ફળ નિવડતી નથી."

"હિન્દના શ્રેયના સ્રોતમાંથી જ ઇંગ્લંડનું શ્રેય ઉદ્‌ભવવું જોઇએ, ઇંગ્લંડને ધનવાન બનવું હોય તો પહેલાં હિન્દને ધનવાન બનાવવું જોઇએ."

"કેદખાનું, બળતી કઢાઈ અને ફાંસીનું લાકડું આ મોટી દલીલો છે અને તે માણસો પર અસર કરે છે, અને તમે આને શરણે જવા ઇન્કાર કરો તો લોકોને તમારા વિચાર પ્રમાણે પ્રવર્તાવવાનો ફક્ત તકનો જ નાશ કરો છો."

"પોતાના દેશને માટે દુઃખ સહન કરવાને કોઇએ ના કહેવી જોઇએ નહિ, એટલું નહિ પણ જરૂર પડે તો પોતાની જીંદગીનો ભોગ આપવા પણ તૈયાર થઇ જવું જોઇએ."

આ ઉપરાંત અનેક પ્રકારનાં હિતોપદેશનાં બૉર્ડ સ્થળે સ્થળે નજરે પડતાં હતાં. મહાન દેશ નાયકો અને દેશભક્ત રાજા મહારાજાઓના ફોટાઓ પણ અનેક જગાએ જોવામાં આવતા હતા. સન્માનનો સમય રાત્રિનો હોવાથી પ્રકાશને માટે કિટસનલાઇટો થોડે થોડે અંતરે લટકવામાં આવ્યા હતા. આ સઘળી તૈયારી કરવામાં દિવસ

પૂર્ણ થયો. રાત્રિ પડી. કિટસનલાઇટોને સળગાવવામાં આવ્યાં. સર્વત્ર પૂર્ણ પ્રકાશ પથરાઇ રહ્યા. શાન્તિ સ્થળ મનહર અને દેદિપ્યમાન જણાવા લાગ્યું. મૂખ્ય દરવાજે બુલબુલખાન અને ચૈતન્ય આવનારાઓનું સન્માન સાચવવાને ઉભેલા હતા. સમય થવા પૂર્વે આમંત્રેલા જનો આવવા લાગ્યા. સુધાકર અને મનહર દરેકને પ્રેમથી બોલાવી સૌ સૌની યોગ્યતા મુજબ મંડપમાં લઇ જઇ બેસાડતા. કુસુમાવતી ઇંદિરા–અન્નપૂર્ણા અને શાન્તિસ્થળની અન્ય સેવિકાઓ આવનાર સ્ત્રીમંડળનું સ્વાગત કરતાં હતાં. કુસુમકાન્તના શાન્તિ સ્થળમાં આવવાનું હોવાથી દરેક સ્ત્રી–પુરૂષોએ સ્વદેશી વસ્ત્રો પહેરેલાં હોય એમ જણાતું હતું. ભારતની આબાદી ખાદીમાં જ છે એવું સમજનારાં સ્ત્રી પુરૂષોએ તો શુદ્ધ ખાદીથીજ તેમના દેહને દિપાવી પવિત્ર કર્યા હતા. પણ આવા પવિત્રજનો વિશેષ પ્રમાણમાં નજરે પડતા ન્હોતાં. કુસુમાવતીના પિતા વિબુધરાય અને શહેરના સંભાવિત શ્રીમાનો પણ આ મેળાવડામાં હાજર થઇ મંડપમાં બિરાજ્યા હતા. ભારતના ભૂષણરૂપ કેટલાક વિદ્વાન સાધુ–સંન્યાસીયો અને બ્રાહ્મણો પણ પધાર્યા હતા. વિદ્વાન શ્રીમાન મુસલમાન બિરાદરો પણ તેમના હિન્દુ મિત્રો સાથે મંડપમાં બિરાજી હાસ્યવિનોદ કરી રહ્યા હતા. સમય થતાં તો મંડપ ચિકાર ભરાઇ ગયો. આ અરસ્સામાંજ માન પાનના ભૂખ્યા અને વિદેશી વસ્ત્રોના શોખીન દંભી વામનરાય તેમના એક યુરેઝીયન મિત્ર સાથે દરવાજા સમિપ આવ્યા. તેમને જોતાંજ બુલબુલખાને સલામ કરી અને કહ્યું, “ કાકા સાહેબ ! પધાર્યા કે ? ”

વામનરાય કંઇપણ જવાબ નહિ આપતાં અંદર પ્રવેશ્યો. તેનો મિત્ર યુરેઝીયન કે જે આ વખતે તેની પાછળ ચાલતો હતો તેની દ્રષ્ટિ ચૈતન્ય અને બુલબુલખાનપર પડતાં જ તેના મુખપર કંઇક વિચિત્ર

પ્રકારના ફેરફાર થયા. ચૈતન્ય અને બુલબુલખાન પણ કંઇક ચોંક્યા અને તેમના મનમાં એમ થઇ આવ્યું કે આ માણસને ક્યાંક જોએલો છે. બન્ને તેની પાછળ જોઇ રહ્યા. તે યુરેઝીયન આસપાસ જોતો વામનરાયની સાથે મંડપમા પ્રવેશ્યો. કુસુમકાન્તે કાકાને અને તેમના મિત્રને માનપૂર્વક બોલાવી ગાદીપર બેસાર્યા. જોનસનની રાહ જોવાઇ રહી. વામનરાય નગરના અન્ય શ્રીમંતજનો સાથે શેરના સટ્ટાના વેપારની અગમ નીગમ વાતો કરી પોતાની બડાઇ હાંકવા લાગ્યો. ઘડીયાળમાં બરાબર નવના ટકોરા થતાં જ મી. જોનસન તેની સાથેના મિત્રો સાથે મંડપમાં આવી પહોંચ્યો. જોનસનની સાથે પાંચ અંગ્રેજ ગ્રહસ્થો અને ચાર દેશી અમલદારો હતા. કુસુમકાન્તે સન્માનસૂચક શબ્દો ઉચ્ચારી સઘળાની સાથે હાથ મેળવ્યો. બાદ બીજાઓની સાથે સેકહેન્ડ કરી જોનસને તેના મિત્રો સાથે ગાદી પર સ્થાન લીધું.

વિબુધરાય અને વામનરાયે મંડપમાં પધારેલા કેટલાક ગૃહસ્થોને જોનસનનું ઓળખાણ કરાવ્યું. જોનસન અને તેના મિત્રો મંડપની રચના નિહાળી પ્રસન્ન થયા હોય એવું તેમના મુખમંડળ પર પ્રકટ થતાં ચિન્હોથી જણાવ્યું. આ પછી સઘળાની અનુમતિથી વિબુધરાયને પ્રમુખસ્થાને બેસાડવામાં આવ્યા. વામનરાયને પ્રમુખ થવાની ઘણી ઇચ્છા હતી પણ તેમની ઇચ્છા નિષ્ફળ નિવડી. વિબુધરાયે પ્રમુખસ્થાનેથી ઉભા થઇ જોનસનનો થોડોક પરીચય કરાવી અન્નપૂર્ણા અને ઇંદિરાને સંગીત ગાવાની સૂચના કરી. બન્ને બાલીકાઓ ઉભી થઇ. કુસુમાવતી હારમોનીયમપર બેઠી. બાલિકાઓએ વિણા વિનંદિત સ્વરે એક અપૂર્વ દેશ ભક્તીમય ગાન ગાયું.

બાળાઓનું સંગીત સમાપ્ત થતાં કુસુમકાન્તે ઉભા થઇ ગંભીર અવાજે બોલવા માંડયું "માનવંતા ગૃહસ્થો અને સન્નારીઓ!

આપ સર્વેને અત્રે એકત્ર થએલાં જોઇ હું આનંદ પામું છું. આપણે સઘળાં મી. જોનસન કે જે અત્યારે આપણા માનવંતા મ્હેમાન થએલા છે, તેમનું સન્માન કરવાને એકત્ર મળ્યાં છીએ. મી. જોનસનનો ટુંક પરીચય શ્રી વિબુધરાયજીએ આપ સર્વેને કરાવ્યો છે. વિશેષમાં મારે કહેવાનું ઘણું જ થોડું છે અને તે એજ કે, મી. જોનસન એક સાચ્ચા અંગ્રેજ અમલદાર છે. તેમના જેવું પવિત્ર અને નિખાલસ હૃદય અન્ય અંગ્રેજ અધીકારીઓમાં હશે કે કેમ એ એક શંકા પડતી વાત છે. જો મી. જોનસન જેવા અધીકારીઓ હિંદુસ્તાનમાં હોત તો હિંદુસ્તાનની આવી કરૂણ દુર્દશા ન હોત. મી. જોનસન પણ તેમના નિવાસ દર્મિયાન હિંદુસ્તાનની દીન દશા સારી રીતે અવલોકી શક્યા છે. તેઓશ્રી સરકારના અમલદાર હોવા છતાં એક સામાન્ય શહેરીની માફક ગરીઓમાં અને સામાન્ય જનોમાં છૂટથી ભેળાઇ હિંદીઓની દુઃખી હાલતથી જાણીતા થએલા છે. અંગ્રેજોને આ દેશમાં આવે ઘણાં વર્ષો વિતી ગયાં છે. અંગ્રેજો હિંદની ઉન્નતિ કરવાનો ફાંકો ધરાવે છે અને હિંદુસ્તાન વિષે ઈંગ્લંડના લોકોને સત્ય નહિ જણાવતાં માન મેળવવાની ખાતર કેવળ અસત્ય જણાવે છે. જો અંગ્રેજોના હૃદયમાં હિંદનું હિત હોતતો તેઓ એકાન્ત જગાઓમાં આવેલા બંગલાઓનો ત્યાગ કરી ગરીબ અને સામાન્ય સ્થિતિનાં માણસોના મહેલ્લાઓમાં નિવાસ કરત. મી. જોનસનની માફક દરેક હિંદીને પોતાનાં ભાંડું ગણી દરેકની સાથે છૂટથી ભેળાત. પણ અફસોસની વાત છે કે અંગ્રેજોએ આમાંનું કાંઇ પણ કર્યું નથી. હિંદુસ્થાનમાં આવી, ભારતના રાજ્યશાસક બની એકાન્ત બંગલાઓમાં રહ્યા છે અને હાથ નીચેના અધીકારીયો કહે એ વાત સત્ય માની પ્રજાની દાદ ફરીયાદ તરફ બેદરકારી બતાવી છે. હિંદુસ્તાન પરસ્તાન, રહેના મુફ્તમેં ખાના મુફ્તમેં, એ કહેવત

અનુસાર ભારતમાં રહી મોજ ઉડાવી છે. વળી હિંદી લોકો તેમનાથી હલકા હોય; હિંદીઓ જાણે ગમાર હોય તેવી રીતે દબાવવાની પદ્ધતી તેમણે બહુધા ગૃહણ કરેલી છે. હિંદનું અન્ન ખાઈ હિંદનું શ્રેય ઇચ્છનાર અંગ્રેજ અધીકારીયો હિંદને ગણ્યા ગાંઠયા મળી આવ્યા છે. મી. જોનસને હિંદમાં નિવાસ કરી દરેક વસ્તુ-સ્થિતિ નિહાળી છે. તેમણે તેમના સહવાસમાં આવેલા દરેક હિંદી-ઓનાં દિલ જીતી લીધાં છે. આથીજ તે સરકાર અને પ્રજાના માનીતા થઇ પડયા છે. હિંદુસ્થાનમાં અધીકાર ઉપર આવતા અંગ્રેજ અમ-લદારો જો મી. જોનસનના સમાન વર્તનશાળી હોત તો હિંદની ઉન્નતિ ક્યારનીયે થઇ ચૂકી હોત; અને હું આશા રાખું છું કે મી. જોનસન જયારે ઈંગ્લંડ જશે ત્યારે તેમના દેશબંધુઓ સમક્ષ હિંદની સત્ય વસ્તુસ્થિતિ સમજાવશે. હિંદુસ્થાને સેંકડો વર્ષથી દુઃખ સહન કર્યું છે. ભારતનાં ભાગ્યવંતાં સંતાનો આજે ભીખારી બની ગયાં છે. તેનાં બાળકોને પેટ પુરતું અન્ન પણ મળતું નથી. શું અંગ્રેજ સર-કાર જેવી સમર્થ અને ન્યાયી ગણાતી સરકારને આ કલંકરૂપ નથી? ન્યાયશિલ અંગ્રેજોએ વધુ વખત આવું ચલાવી લેવાની જરૂર નથી. હિંદુસ્થાનની ઉન્નતિમાં જ તેમની ઉન્નતિ સમાએલી છે એમ સમજીને ભારતને પહેલાંના જેવું ભારત બનાવવાને તત્પર થવું જોઇએ. હું આશા રાખું છું કે પોતાને ભારતની રક્ષક ગણતી સરકાર ભાર-તનો ઉદ્ધાર કરશે.

ભગવાન ઇશુનું વાક્ય કે 'પોતાને ચાહો તેવી રીતે અન્યને ચાહો,' એ વાક્ય નહિ ભૂલે. પછી તો કલ્પાંતે ભગવાન પ્રભુ તો છેજ. ભારતની પ્રજા ભગવતના ભરોંસે સમયને માન આપી રહી છે. પરમ કૃપાળુ પરમાત્મા સર્વેનાં હૃદય પવિત્ર બનાવો. મી. જોનસન જેવા

પ્રમાણીક વીર આજે આપણા મ્હેમાન થયા છે જાણી કોને આનંદ નહિ થાય ? આવા પવિત્ર અંગ્રેજ વીરના પરીચયથી ક્યા હિંદીવાનનું હૃદય પુલકિત નહિ થાય ? આવા વિદ્વાન અને બાહોશ અમલદારે આપણા શાન્તિસ્થળમાં પધારી આપણને કૃતાર્થ કર્યા છે. આ સ્થળે પધારવા તેમણે લીધેલા શ્રમને માટે સર્વ સભાજનો તરફથી અને મારા તરફથી મી. જોનસનનો અને તેમની સાથે પધારેલા તેમના મિત્રો અને હવેથી મારા નવા મિત્રોનો હું અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું." આટલું વિવેચન કરી કુસુમકાન્તે તેનું સ્થાન સ્વિકાર્યું. તરતજ મી. વામનરાય દમામથી ઉભા થયા અને એક પહેલવાનની માફક છાતી કાઢી થોડીક ક્ષણ પર્યંત સભાજનો તરફ દ્રષ્ટિ કરી બોલવા લાગ્યા, " મિત્રો અને મહિલાઓ ! તમે સઘળાંએ અત્રે પધારી માનવંતા જોનસન સાહેબને જે માન આપ્યું છે; તે માનને લાયકજ તેઓશ્રી છે. ભાઇ કુસુમકાન્તે ઘણું કહ્યું છે એટલે મારે વિશેષ કહેવા જેવું કંઈ નથી. પણ મારે થોડુંક કંઇક કહેવાની જરૂર હોવાથી આ પ્રસંગે કહેવું ઉચિત માનું છું. હિંદુસ્થાનની પ્રજા અંગ્રેજ સરકારના પ્રતાપે જ આજે સુખી છે. જો અંગ્રેજ સરકાર ભારતની રક્ષક ન બની હોત તો હિંદુસ્થાનની શી દશા થાત તેનો ખ્યાલ દરેકે કરી લેવો જોઇએ. હિંદુસ્થાનને લુંટવા; હિંદુઓને મુસલમાન બનાવવા પરદેશી મુસલમાનોએ કેવા અત્યાચાર અને જાલીમ કામો કર્યા હતાં; તે સર્વે બાબતો ઇતીહાસનાં પાનાં પર સ્પષ્ટ લખાએલી છે. મુસલમાનોના ત્રાસથી, પિશાચ પિંઢારાઓનાં પૈશાચિક પાપકર્મોથી અને જંગલીરાજાઓના જુલ્મથી હિંદની પ્રજાને બચાવનાર જો કોઇ હોય તો તે ફક્ત નામદાર અંગ્રેજ સરકાર જ છે. તેમણે શાન્તિનું સામ્રાજ્ય સ્થાપ્યું છે–રામરાજ્ય ચલાવ્યું છે અને હજી પણ ચલાવશે.

આવી ન્યાય પરાયણ સરકારનો આપણે ઉપકાર માનવો જોઇએ. તેના અધીકારીયોના પગ ધોઇ ચરણામૃત લેવું જોઇએ..." આ છેલ્લા વાક્ય વખતે સભામાં ગરબડ મચી રહી. વામનરાય તેનું ભાષણ આગળ ચલાવે જતો હતો; પણ મોટા કોલાહલથી તે શું બોલે છે એ કોઇને સંભળાયું નહિ.

સભાજનોમાંથી બેસી જાવ; બેસી જાવની મોટી બૂમો સંભળાવા લાગી. આથી વામનરાય સમય વિચારી બેસી ગયા. કુસુમકાન્તે ઉભા થઇ સર્વેને શાન્ત રહેવાની સૂચના કરી. સભામાં પુનઃ શાન્તિનું સ્થાપન થયું. છેવટે મી. જોનસને ઉભા થઇ બોલવા માંડયું. "મારા ભાઇયો અને બ્હેનો! આપ સઘળાંએ અત્રે એકત્ર થઇ આજે મને જે અપૂર્વમાન આપ્યું છે તેને માટે હું તમારો સદાને માટે ઉપકારી છું. હું ઘણા દેશોમાં ફર્યો છું; પણ હિંદીવાનોના જેવો હૃદય પ્રેમ મેં કોઇનામાં જોયો નથી. હું જ્યારે મારી માતૃભૂમિ ઇંગ્લંડમાં હતો; ત્યારે એક મિત્રની પાસેથી મેં એમ સાંભળ્યું હતું કે હિંદુઓના શાસ્ત્રમાં તેત્રીસ કરોડ દેવ છે; અને તેઓ સ્વર્ગમાં રહે છે. આવું સાંભળી હું આશ્ચર્ય અને વિચારમાં પડયો હતો. પણ અત્રે આવ્યા પછી હું જાણી શકયો છું કે હિંદુઓના શાસ્ત્રમાં કહેલું સ્વર્ગ તે આ ભાગ્યવતી ભારતભૂમિ છે; અને તેમાં નિવાસ કરનારાં ભારત સંતાનો કે જેઓ દયા–દાન–સત્ય–ક્ષમા અને પરોપકારી ગુણયુક્ત દેવ લોકો છે. આ સ્વર્ગભૂમિના પ્રતાપેજ અમે વૈભવશાળી થયા છીએ. આ ભૂમિના અનેક ઉપકાર થયા છે. આ ભૂમિનાં દર્શન જ્યારે અમને ન્હોતાં થયાં ત્યારે અમારી શું દશા હતી તે ઇતીહાસનાં પાનાં ઉકેલવાથી પ્રત્યક્ષ જણાઇ આવશે. આથી પ્રત્યેક અંગ્રેજ આ ભૂમિનો ઉપકારી છે. ઉપકારનો બદલો વાળી શકાય એમ તો જો કે નથી;

પણ બની શકતો બદલો વાળવાને પ્રત્યેક અંગ્રેજ બચ્ચાએ આતુર રહેવું જોઇએ. ભારતને પોતાનોજ દેશ સમજવો જોઇએ અને પ્રત્યેક ભારતનિવાસી જનોને પોતાનાં સગાં ભાઈ બ્હેન માફક ગણી તેમની સાથે છૂટથી ભેળાઇ તેમની ઉન્નતિ કરવી જોઇએ. મારા માનવંતા મિત્ર કુસુમકાન્તનું કહેવું સત્ય છે કે અંગ્રેજોને આ દેશમાં આવે ઘણાં વર્ષો થયાં છે પણ તેઓ એકાન્ત બંગલાઓ ત્યાગી ગરીબ લતાઓમાં રહ્યા નથી તેમજ હિંદીઓ સાથે છૂટથી ભળ્યા નથી. આ બીના અફસોસકારક છે. અંગ્રેજોએ દંભ અને ખોટું અભીમાન ત્યાગવું જોઇએ. સુખ–દુઃખની ઘટમાળ ફરતી જ રહે છે; દુખને અંતે સુખ જરૂર આવી મળે છે. વળી સુખ–દુઃખ ઉત્પન્ન થવાનું કારણ પણ આપણે પોતે જ છીએ. તમે દેવલોકો હોવા છતાં તમે ભૂલ્યા છો. તમે આળસ સંપને ત્યાગી પારકાની પર આધાર રાખનારાં બન્યાં છો. તમે સત્ય ધર્મ મૂકી અનેક ધર્મો સ્વીકાર્યા છે. હિંદુસ્થાનમાં અનેક ધર્મો જાણી–જોઇ મને નવાઇ ઉપજે છે. ભારતીયજનો અંધશ્રદ્ધાળુઓ બનેલાં છે. આવા અનેક કારણથીજ તમારે દુઃખની બૂમો પાડવી પડે છે. ભારતનાં ભાગ્યવંતા સંતાનો! તમે શામાટે પારકાની ઉપર આધાર રાખો છો? તમે શામાટે બીજાની પાસેથી લેવાની ઇચ્છા રાખો છો? તમે શામાટે અમારા અમલને દોષરૂપ માનો છો? તમે તમારા અંતરમાં વિચારી જુઓ કે તમે અમને દોષ દેવાને લાયક છો? તમે લાયક બનો અને તમારા પગ પર ઉભા રહેતાં શીખો અને પછી જોઈ લ્યો કે તમારી બરોબરી કોણ કરી શકે છે? સઘળા ભારતનિવાસીયો આ પવિત્ર કુસુમકાન્ત સમાન સ્વદેશ ભક્ત બનો અને પછી જુઓ કે તમારે કોઇનીપર આધાર રાખવો પડે છે? ભાઇયો અને બ્હેનો! હું હવે તમારો વધુ વખત

નહિ લેઉં. અમારા એક વિદ્વાનના શબ્દો સંભળાવી હું મારૂં બોલવું પૂરૂં કરીશ. એ વાક્યો દરેક હિંદીવાન તેના હૃદયપટમાં કોતરી રાખશે એવી હું આશા રાખું છું.

મારા બંધુઓ! ખાનદાની આર્યત્વ હિંદુપણું કે કુળવાન પણું હવે નવારૂપમાં—નવા સ્વાંગમાં દેખા દેશે. તમે ભવિષ્યના વાવનાર ખેડનાર અને ઉત્પન્ન કરનાર થાઓ એજ ખરી ખાનદાની છે. એજ આર્યત્વનું નવું સ્વરૂપ છે. હવેથી તમે ક્યાંથી ઉપજ્યા એ બાબતનો ગર્વ લેવાનું છોડી તમે ક્યાં જાઓ છો એ બાબતનો ગર્વ લેતાં બનો. તમારી ઇચ્છા શક્તિ વડે અને તમારા પગવડે તમે ગઇ કાલના કરતાં આજે અને આજના કરતાં આવતી કાલે આગળ વધવા પરજ ધ્યાન આપો, અને એવી વૃત્તિ હોવી એજ તમારે મન અભીમાનનો વિષય હોવો જોઇએ. બંધુઓ! ઓ નવીન આર્યો! તમારી નજર પાછળ નહિ પણ આગળ રાખો. દાદાઓની જમીન નહિ પણ તમારાં ભવિષ્યનાં સંતાનની જમીનને ચાહો. એ ચાહ એજ નવી ખાનદાની—નવું આર્યત્વ છે એમ માનો. ભવિષ્યરૂપી સમુદ્રમાં ઉચ્ચત્તમ સંતાન રૂપી પ્રાપ્તિ માટે તમારી ઇચ્છા શક્તિ રૂપી વહાણના શડ ફડફડાઓ એજ મારી આજ્ઞા છે. પૂર્વજો સંબંધી ડંફાસમાં વખત વ્યતિત કરવાના દોષનું પ્રાયશ્ચિત ત્યારે જ લીધું મનાશે કે જ્યારે તમે ઉત્તમોત્તમ સંતાન ઉત્પન્ન કરશો. આ નવી આજ્ઞા હું તમો નવીન આર્યોને ફરમાવું છું.

જોનસનનું બોલવું પૂરૂં થતાંજ સઘળાજનોએ તાલીયોના ગડગડાટથી તેના ભાષણને વધાવી લીધું.

જોનસનના સ્વસ્થાને બેઠા પછી સુધાકર અને મનહરે પણ પ્રાસંગિક વિવેચન કરી પોતપોતાની જગા લીધી. છેવટે પ્રમુખે ઉભા

થઇ એકત્ર થએલાં જનોનો અને મી. જોનસનનો ફરીથી ઉપકાર પ્રદર્શિત કર્યો. અન્નપૂર્ણા અને ઇંદિરાએ પુનઃ સ્વદેશ ભક્તિમય સંગિત ગાયું. પાન ગુલાબ વ્હેંચાયાં, આ પછી એક સુંદર પુષ્પનો હાર કે જે વામનરાયની સાથે આવેલો યુરેઝીયન બનાવી લાવ્યો હતો, તે હાર અન્નપૂર્ણાના હાથે મી. જોનસનના કંઠમાં સમર્પણ થયો. કુસુમકાન્ત અને તેના અન્ય મિત્રમંડળે બીજાઓને પણ હાર પહેરાવ્યા. આ પછી મેળાવડાનું વિસર્જન થયું. જોનસન આજની રાત્રિ શાન્તિસ્થળમાં રહેવાનો હોવાથી તેની સાથે આવેલા અમલદારો કુસુમકાન્તની રજા લઇ ચાલતા થયા. કુસુમકાન્ત અને મી. જોનસન અંદરના ભાગ તરફ જવા ચાલતા થયા. વામનરાય–વિબુધરાય પોતપોતાની પુત્રીયો સાથે પ્રયાણ કરી ગયા. એકાદ કિટસન લાઇટ સિવાયના બાકીના લાઇટોને ઓલવી નાખવામાં આવ્યા. ત્યાંના નિવાસીયોએ પણ પોતપોતાની કોટડીઓમાં જઇ નિદ્રાદેવીની આરાધના કરવા માંડી. મંડપ આગળ કોઇ રહ્યું નહિ. પણ બંધ ઝાંપા આગળ કોઇ એક યુવાન હજી ઉભો રહ્યો હતો.

---

## ૧૧.

### ખૂની હુમલો.

> અધમ જનને ભય નહિ, ઇશ્વર તણા દરબારનો;
> સૌ સૃષ્ટિ સમજી અંધને, ઝટ કુંભ ભરતો પાપનો.
> પાપી પ્રપંચી જન તણો, વિજય ધારવો દિન ચારનો,
> પણ સત્યવાદી સદા સુખી, એ ન્યાય છે કિરતારનો.

કુસુમકાન્તનું નિવાસસ્થાન શાન્તિસ્થળની છેક પાછળના ભા-

ગમાં આવેલું હતું. તે મકાન નાનું અને બેઠા ઘાટનું હતું. અંદર સામાન પણ થોડોક હતો. દિવાલપર હિંદદેવી અને દેશભક્તોની છબીયો લટકાવેલી હતી. મી. જોનસન ગાદીપર તકીયાને અઢેલીને બેઠો હતો. કુસુમકાન્ત તેની સામે બેસી કંઇક વાત કરી રહ્યો હતો. બન્ને જણા ખાનગી વાત કરતા હોય એમ તેમના ધીમા શબ્દોચ્ચારથી સમજાતું હતું. રાત્રિના અગીયાર વાગવા આવ્યા હતા. સૃષ્ટિમાં શાન્તિનું સ્થાપન થઇ ચૂક્યું હતું. સ્વચ્છ નભમંડળમાં નિશાનાથ ભ્રમણ કરી રહ્યા હતા. ચંદ્રિકાએ સૃષ્ટિને શ્વેત સાડી પરીધાન કરાવી નિશાદેવીને રમ્ય બનાવી મૂકી હતી. સર્વત્ર નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. આ સમયે કુસુમકાન્ત અને જોનસન જે સ્થળે બેસી વાતો કરતા હતા, તે મકાનની ઉપર આવેલા છાપરાપર કંઇક ખડખડાટ થયો. બન્નેએ ચમકીને ઉંચે જોયું પણ કંઇ માલમ પડયું નહિ. બિલાડી અગર કોઇ જાનવરનો ખડખડાટ કલ્પી બન્નેએ એ તરફ ધ્યાન આપ્યું નહિ. આશ્રમનાં માણસોમાંથી કોઇ પણ જાગતું નહોતું. ફક્ત જે યુવાન ઝાંપા આગળ ઉભો હતો; તે યુવાન હજી પણ ત્યાંને ત્યાંજ ઉભો હતો. કિટસન લાઇટનો પ્રકાશ પણ રાત વિતવાથી અને ટાંકીમાં તેલ ખૂટવાથી ઝાંખો બળતો હતો. ઝાંપા પાસે ઉભેલો યુવાન અન્ય કોઇ નહિ પણ આપણો પરીચિત ચૈતન્યકુમાર હતો. આશ્ચર્ય ? તે અત્યારે આ સ્થળે ઉભો રહી શું વિચાર કરતો હશે ? શું તેને તેની મરણ પામેલી માતા યાદ આવી હશે કે બીજું કંઈ કષ્ટ ઉત્પન્ન થયું હશે ? જો તેમ ન હોય તો તે અત્યારે એકલો અને વિચારવશ વદને ઝાંપા આગળ શા માટે ઉભો રહે ? કંઇક કારણ તો છેજ. વાંચકો ! અધીરા ના બનો. આ પળેજ આપણે કારણ જાણી લઇએ છીએ. જે સમયે વામનરાય અને તેનો

મિત્ર યુરેઝીયન ઝાંપા આગળ આવ્યા તે વખતે ચૈતન્ય અને બુલબુલ ખાનની નજર તેઓની પર પડી. યુરેઝીયન અને તેમની નજર એકત્ર થતાં તેઓમાં કંઇક ચમકાટ ઉત્પન્ન થયો હતો. આ ચમકાટની અસર બુલબુલખાન થોડીવારે ભૂલી ગયો પણ ચૈતન્ય ભૂલી શકયો નહિ. મેળાવડો વિસર્જન થતાં સુધી ચૈતન્યે તે સંબંધી વિચાર કર્યા; પણ તે યુરેઝીયન કોણ અને તેને ક્યાં જોએલો વગેરે ચૈતન્યને યાદ આવ્યું નહિ. સઘળાના વિખરાયા બાદ તે અત્યારે એકલો ઝાંપા આગળ ઉભો રહી હજી એના એજ વિચાર કરી રહ્યો હતો. યુરેઝીયનની પ્રચંડકાય અને ભયસૂચક મુખમુદ્રા નિહાળી જોનાર તરતજ સમજી શકે કે એ કોઇ સારો માણુસ નથી. ચૈતન્યના હૃદયે પણ એમજ માની લીધું હતું. યુરેઝીયન કોઇ ભેદી માણસ હોય એવી તેની માન્યતા હતી. ગમે તેમ થાય પણ આજે આખી રાત્રિ જાગૃત રહી જોયા કરવું કે શું થાય છે. મારા ધારવા મુજબ આજે અવશ્ય કંઇક નવા જુની થશે. આ પ્રકારના વિચાર કરતો ચૈતન્ય ઘડીમાં આકાશ તરફ અને ઘડીમાં રાજમાર્ગ તરફ નજર ફેરવતો સમય વ્યતિત કરવા લાગ્યો. શૂન્યકારમયી રાત્રિએ નિર્જન સ્થાનમાં ભયનો ભાસ થતો હતો. સરિતાના કિનારે જળચર પ્રાણીઓના અવાજ પ્રતિપળે સંભાળતા હતા. આ સમયે એક કૌતક થયું. ઝાંપા આગળ ઉભેલા ચૈતન્યને દૂરથી એક સફેત વસ્ત્રધારી ઓળો પૂર ઝડપે પોતાની તરફ દોડી આવતો જણાયો. ચૈતન્ય ચોંક્યો. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. સ્વચ્છ પણ ઝાંખી ચંદ્રિકામાં ચૈતન્ય તે આવનાર પ્રતિ દ્રષ્ટિ કરી રહ્યો. આસપાસ વૃક્ષોનાં વૃંદ ફાલેલાં હોવાથી કોઇ કોઇ સ્થળે અંધકાર પણ વ્યાપેલો હતો. આવનાર માણુસ શ્વાસભર દોડી આવતો હતો. તે નજીક આવી પહોંચે

એટલા વખતમાં તો ચૈતન્યના હૃદયમાં અનેક સંકલ્પ વિકલ્પ થઇ ચૂક્યા. તે આવનાર જોત જોતામાં છેક નજીક આવી પહોંચ્યો. તેનો દેખાવ વિચિત્ર હતો. તેનો પોશાક તદ્દન અજ્ઞાન ગામડીયા માણસના જેવો હતો. તેણે માથા પર મોટું ફાળીયું બાંધેલું હતું. હાથમાં લાંબી ડાંગ પકડેલી હતી. કમ્મરમાં છૂરો ખોશેલો હતો. આ ગામડીયા જેવો જણાતો માણસ ઉમ્મરે યુવાન હતો. ચૈતન્ય વિસ્મયતાથી તેની તરફ એકજ દ્રષ્ટે જોઇ રહ્યો. આવનાર ઝાંપા નજીક આવ્યો અને ઝાંપો બંધ જોતાંજ ચૈતન્યને ઉદ્દેશી બોલ્યો; "ભાઇ! જલ્દી ઝાંપો ઉઘાડ."

"કેમ વારૂ? શું કામ છે?" ચૈતન્યે ઉત્સુકતાથી પૂછ્યું.

"તમને જવાબ આપવાને સમય નથી. અત્યારે એક પળ પણ અગત્યની છે. તમે જલ્દી ઝાંપો ઉઘાડી મને અંદર આવવા દયો અને તમે પણ મારી સાથે ચાલો." આવનારે જણાવ્યું.

ગામડીયા જેવા જણાતા માણસના મુખથી સારી ભાષા જાણી ચૈતન્ય અજબ થયો અને નક્કી કંઇક ભેદ છે; જોવા દે કે તે માણસ અંદર આવી શું કરે છે. આમ વિચારી ચૈતન્યે ઝાંપો ઉઘાડી તેને અંદર લેતાં પૂછ્યું, "તમે કોણ છો?"

"ગભરાશો નહિ. હું શત્રુ નથી પણ મિત્ર છું. તમારા મનનું સમાધાન કરી શકાય એટલો સમય હાલ મારી પાસે નથી. પ્રથમ મને જવાબ આપો કે મી. જોનસન ક્યાં છે?" તે આગંતુકે પૂછ્યું.

"કુસુમકાન્તના નિવાસસ્થાનમાં."

"તમે જલ્દીથી મને ત્યાં લઇ ચાલો."

ચૈતન્ય તરતજ આગળ ચાલ્યો. પેલા યુવાને ચૈતન્યની આગળ દોડી જતાં કહ્યું, "ચાલો, મારી આગળ દોડો. ફક્ત પાંચજ

મીનીટ બાકી છે. જો પાંચ મીનીટ વીતી શકે તો મી. જોનસનના પ્રાણ જશે."

જોનસનના પ્રાણ જશે સાંભળી ચૈતન્ય ગભરાયો અને પૂર વેગે યુવાનની આગળ દોડવા લાગ્યો.

બન્ને જણા થોડીવારમાં જ્યાં સાહેબ હતો ત્યાં આવી પહોંચ્યા. આ વખતે અહિં પણ અપૂર્વ ઘટના બની રહી હતી. વાતો કરતા સાહેબને ધીમે ધીમે ઘેન ચઢવા માંડયું હતું; તે એટલે સૂધી કે જ્યારે ચૈતન્ય અને પેલો યુવાન મકાન નજીક આવ્યા ત્યારે સાહેબ અર્ધ બેશુદ્ધ બની ગયા હતા. તેમનાથી જવાબ દઇ શકાતો ન્હોતો. બિચારો કુસુમકાન્ત ગભરાઇને તેમને સાવધ કરવાના પ્રયત્નો કરતો હતો. આ સ્થિતિ નિહાળતાંજ ગામડીયા યુવાને ચૈતન્યને બહાર ઉભા રહેવાનું સૂચવી વિજળી વેગે ઓરડામાં પ્રવેશ કર્યો અને સાહેબની છેક નજીક પહોંચી જઇ અતી ઝડપથી સાહેબના ગળામાંનો પુષ્પહાર ખેંચી તોડી નાખી દૂર ફેંકી દીધો. કુસુમકાન્ત અને ચૈતન્ય તો આવો મામલો નિહાળી સ્તબ્ધજ બની ગયા. સાહેબ ગાદી પર ચતાપાટ પડયા હતા. ગામડીયા યુવકે ઘડીયાળ કાઢયું. ટાઇમ જોતાંજ તે આનંદી અવાજે બોલી ઉઠયો, "પ્રભુએ મારી મદદ કરી. મહેનત સફળ થઇ. સાહેબ બચી ગયા છે." તેણે હજી વાક્ય પૂરૂં કર્યું ન્હોતું એટલામાં તો છાપરાની ઉપરના એક પોલાણ ભાગમાંથી નાની પિસ્તોલ ફુટવાનો અવાજ થયો. ગોળી ગાદીના તકીયાને લાગી.

"સંભાળો." કહી ગામડીયો યુવાન વાઘની માફક છલંગ મારી મકાનની બહાર દોડી ગયો. એ સાથેજ બીજો અવાજ થયો. ગોળી સાહેબના હાથ પર લાગી. ઉંડો જખમ થયો. લોહી નીકળ્યું. કુસુમ-

કાન્તે કારમી ચીસ નાખી. ચૈતન્યને હવેજ ખબર પડી કે સાહેબનો જીવ લેવાનું ભયાનક કાવત્રું રચાયું છે. એટલામાંજ જ્યાં ચૈતન્ય ઉભો હતો તેનાથી દશેક કદમ દૂર એક ધબાકો થયો. છાપરાપરથી કૂદી પડેલો કોઈ એક માણુસ દોડી જતો જણાયો. ખૂની નાઠો–પકડો પકડોની બૂમો પાડતો ચૈતન્ય તેની પાછળ દોડયો. પણ ચૈતન્યને તરતજ જણાયું કે ગામડીયો યુવાન પોતાની આગળ છે અને તે પેલા ખૂનીની છેક નજીક પહોંચી જઈ તેને પકડી પાડવાની તૈયારીમાં છે. પૂર વેગે દોડી જતો ખૂની ખુલ્લા રહી ગએલા ઝાંપામાંથી બહાર નીકળી ગયો. ગામડીયો યુવાન પણ અતી ઝડપથી તેની પાછળ દોડવા લાગ્યો. બીચારા ચૈતન્યને દોડતાં એક પત્થરની ઠોકર વાગી કે જેથી તે જમીન પર પડી ગયો અને પછી થોડીવારે ઉભો થઇ દોડવા લાગ્યો. ખૂની અને ગામડીયો યુવાન ઘણે દૂર નીકળી ગયા હતા. આગળ દોડી જતો ખૂની એક વૃક્ષ નજીક આવ્યો. એક કાળા રંગનો ઘોડો ત્યાં ઉભેલો હતો. એક સેકન્ડનો પણ વિલંબ કર્યા વિના ખૂની ઘોડા પર સ્વાર થયો; પણ આ પળેજ બહાદુર ગામડીયો નજીક આવી પહોંચ્યો અને ઘોડાપર ચઢી બેસવાને વાઘની માફક કુદયો; પણ એ પળેજ ખૂનીએ ઘોડાને દોડાવ્યો. ગામડીયો યુવાન પૃથ્વી પર પછડયો. આ બધું થોડીવારમાં બની ગયું. યુવાને નાશી જતા ખૂનીને સંભળાય એમ મોટેથી કહ્યું, "બચ્ચા! આજ તો સહિસલામત બચી જાવ છો; પણ હવે વધુ વખત જીવતા રહી શકશો નહિ. હું તને બરાબર ઓળખી ગયો છું." ગામડીયા યુવાને આ શબ્દો મોટેથી ઉચ્ચાર્યા પણ તે શબ્દો ખૂનીને પૂરેપૂરા સંભળાયા હશે નહિ. કારણ કે પૂરપાટ ઉપડેલો અશ્વ તેને લઇ ઘણે દૂર નીકળી ગયો હતો. ગામડીયો યુવાન પાછો ફર્યો. માર્ગમાં ચૈતન્ય મળ્યો અને તેણે પૂછ્યું, "ખૂની પકડાયો?"

"ના, આજે તો તે સહિસલામત છટકી ગયો છે."

"તે કોણ હતો એ કંઇ માલમ પડયું?"

"હા, વામનરાયની સાથે આવેલો યુરેઝીયન."

"ખરેખર મને પ્રથમથીજ તેની પર સંશય આવેલો; પણ આશ્ચર્યની વાત છે કે તેના જેવા સારા જણાતા માણસને આવું નીચ કર્મ કરવાની જરૂર પડી."

"એમાં આશ્ચર્ય પામવા જેવું કંઇજ નથી. આ જમાનામાં સારા કહેવાતા અને ગણાતા માણસોજ અધમ કાર્યના કરનારાઓ હોય છે. એ ખૂની ખરેખરો યુરેઝીયન નહોતો પણ સાહેબશાહિ પોશાકમાં સંતાએલો એક શયતાન હતો."

"આશ્ચર્ય."

"ચૈતન્યકુમાર! આશ્ચર્ય ન પામો. તમે અને બુલબુલખાન પણ તેના પંજામાં સપડાયા હતા."

"હેં! શું તે મલ્લરાજ."

"હા, તેજ બદમાશ. તેનાથી તમારે પણ હરદમ ચેતતા રહેવાની જરૂર છે. એ ખૂની જ્યાં સૂધી પકડાઇને ફાંશીના માંચડે લટક્યો નથી ત્યાં સૂધી તમારા અને બીજા અનેક જનના જીવ જોખમમાં છે."

પોતાને ઓળખનાર આ યુવાનના તરફ માન સૂચક દ્રષ્ટે જોઇ ચૈતન્યે પૂછયું, "આપ મહાપુરૂષ કોણ છો?"

"તમને મલ્લરાજના પંજામાંથી છોડાવનાર."

"આપનાં દર્શનનો ફરીથી લાભ મળ્યો જાણી આનંદ પામું છું અને આપના જેવા વીરપુરૂષના વિશેષ પરીચયની હું અતી આતુરતા ધરાવું છું."

"તેને માટે તમે મને માફ કરો. જ્યારે મારૂં ધારેલું કાર્ય પૂર્ણ થશે ત્યારે હું મારો સંપૂર્ણ પરીચય તમને કરાવીશ."

"જેવી આપની ઇચ્છા. આપ મારી સાથે પાછા પધારો છો ને?" ચૈતન્યે વિનિત સ્વરે પૂછ્યું.

"હા, ઘણી ખુશીથી. મારે સાહેબને અને કુસુમકાન્તને મળી થોડીક વાતચીત કરવી છે."

"ચાલો ત્યારે." ચૈતન્યે ચાલવા માંડયું. રસ્તામાં ચાલતાં બન્ને વચ્ચે કંઇ પણ જાણવા જેવી વાતચિત થઇ નહિ. બન્ને જણા શાન્તિસ્થળમાં આવ્યા અને જુએ છે તો ત્યાં મોટી ધમાલ મચી રહી હતી. આશ્રમનાં તમામ માણસો દોડાદોડી કરી રહ્યાં હતાં. ચૈતન્ય અને યુવાન કુસુમકાન્તની પાસે આવ્યા. આ વખતે સાહેબની સ્થિતિ દયાજનક થઈ પડી હતી. અન્નપૂર્ણા સાહેબનું માથુ ખોળામાં લઇને બેઠેલી હતી. સુધાકર ડોક્ટર કે જે હમેશાં શાન્તિ સ્થળમાંજ રહેતો હતો, તે આ વખતે સાહેબના હાથે થએલા જખમપર પાટો બાંધતો હતો. કુસુમકાન્ત સાહેબના શિરે ગુલાબજળનું સિંચન કરતો હતો.

લગભગ એક કલાક સારવાર કરતાં સાહેબ શુદ્ધિમાં આવ્યા. તેમણે પાણી માંગ્યું. તત્કાળ પાણી પાવામાં આવ્યું. આ પછી શાન્તિની જરૂર હોવાથી સુધાકરે સઘળા માણસોને ચાલ્યા જવાનું જણાવ્યું. ચૈતન્ય યુવાન અને કુસુમકાન્ત સિવાયનાં તમામ માણસો ત્યાંથી ચાલતાં થયાં. અન્નપૂર્ણા જતી હતી એવામાંજ કુસુમકાન્તે તેને પાછી બોલાવી કહ્યું, "બ્હેન! તું શા માટે જાય છે? તારે અને ચૈતન્યે તો સાહેબની સેવા કરવાની છે. માટે તમે બન્ને અહિં સાહેબની પથારી પાસે બેસો."

ચૈતન્ય અને અન્નપૂર્ણા સાહેબની પથારી આગળ જઇ બેઠાં. કુસુમકાન્તે આગંતુક યુવાન પ્રતિ આભારની નજરે જોઇને પોતાની પાસે બેસવાનું સૂચવ્યું. યુવાન કુસુમકાન્તની નજીકમાં ગાદી પર બેઠો. કુસુમકાન્તે કોમળ અવાજે કહ્યું; "ભાઇ! આપની અમૂલ્ય મદદને માટે તમારો ઉપકાર માનું છું. તમારા પ્રયાસથીજ મી. જોનસનની જીંદગી બચી છે. પ્રભુ તમારૂં કલ્યાણ કરો."

યુવાને વિનીત શબ્દે જવાબ આપ્યો, "મહાનુભાવ! આમાં ઉપકાર માનવા જેવું કાંઈ કામ મેં કર્યું નથી એટલે ઉપકારની આવશ્યકતા સંભવેજ નહિ. મનુષ્ય માત્રની પરમ ફરજ છે કે જનસેવા કરવી. જનસેવા એજ સ્વયં ઇશ્વિર સેવા છે. આપ પણ આ સિદ્ધાંત અનુસાર વર્તો છો અને અન્યને વર્તવાનો—પોતાની સાચી ફરજ બજાવવાનો અમૂલ્ય ઉપદેશ આપી રહ્યા છો. આપ દૈવી પુરૂષ છો. ભારતવર્ષમાં જ્યારે આપના જેવાજ દૈવી પુરૂષો ધરેઘર ઉત્પન્ન થશે ત્યારે તત્કાળ ભારતનો ઉદ્ધાર થશે અને આજનું હીનભાગ્ય ભારત પૂર્વવત્ સુખી બની જશે. આપના જેવા પવિત્ર પુરૂષનાં દર્શનથી અને સમાગમથી હું મને મહા કૃતાર્થ થએલો સમજું છું."

"ભાઈ! હું જે કરૂં છું તે મારૂં કર્તવ્ય સમજીનેજ કરૂં છું. મહાન દેશનેતાઓ દેશની દુર્દશા વિદારવાને આજે ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છે, દુઃખના ડુંગરાઓ શિરપર ધારણ કરી રહ્યા છે, તે વખતે એવો કયો કમનશિબ મનુષ્ય હશે કે જે કંઈ પણ નહિ કરતાં શાન્ત બેસી રહેશે? ભારતના વિદ્વાન દેશભક્ત નેતાની આજ્ઞા માનવી અને પાળવી તે મારો અને અન્યનો પરમ ધર્મ છે. ભારતના આ ઉદ્ધાર કાર્યે વખતે આળસ–પ્રમાદ–મોહ–મમતાથી આધિન થઇ જે મનુષ્ય પોતાનું સત્ય કર્તવ્ય–દેશ સેવા કરવાનું ચૂકશે તે ખરેખર

દેશદ્રોહિ ગણાશે અને ભગવાનનો પણ અક્ષમ્ય અપરાધી લેખાશે. ભાઇ! હું મારૂં કર્તવ્ય બજાવું છું. વિશેષ કંઇ કરી શકતો નથી. હું મહાનુભાવ નથી કે દૈવી નથી પણ તમારા સમાનજ હાડમાંસનું શરીર ધારી મનુષ્યજ છું." કુસુમકાન્તે કહ્યું.

"આપના પવિત્ર મુખમાંથી આવાજ સુંદર શબ્દો નીકળવા જોઇએ. હિરાની કિંમત ઝવેરીજ આંકી શકે છે."

"ચાલો જવા દો એ વાત. આપણે મૂળ વાત પર આવીએ. હું તમારી પાસેથી એ જાણવા માંગું છું કે ખૂનીના કારસ્થાનની તમને કેવી રીતે ખબર પડી? એ ખૂની કોણ હતો? મી. જોનસનનો જીવ લેવાનું તેને શું પ્રયોજન? આ બધી બાબત હું તમારી પાસેથી સમજવા માંગું છું."

"આપને ખબર તો હશે જ કે ખૂની લોક કેવા ભયંકર અને ક્રૂર હોય છે? તે મૂજબ આ ખૂની પણ 'ઘણોજ ભયાનક છે. આ ખૂનીને પકડી આપનાર માણસને મોટું ઇનામ આપવાનું નામદાર સરકારે પેપરોદ્વારા જાહેર કર્યું છે. પણ આ ખૂની એવો છે કે તે હજી સૂધી કોઇના હાથમાં આવતો નથી. આ ખૂનીને કેદની અને પછી જન્મદેશનિકાલની શિક્ષા થઇ હતી. આંડામાન લઇ જતાં તે અધવચ્ચ દરીયામાં કુદી પડયો હતો અને સહિસલામત કિનારે નીકળ્યો હતો. આ નીચ ખૂનીની વાત ઘણી લાંબી છે. તે સમય આવે સવિસ્તર આપને જણાવીશ. એ ખૂનીએ તેનાં અનેક નીચ કર્મોથી સારી દોલત એકત્ર કરેલી છે. અને તે દોલતના લીધે તે મોટા રૂવાબથી જુદા જુદા વેશમાં રહે છે. સરકારી અમલદારોમાં પણ તેણે પુશ્કળ નાણું વેરેલું હોવાથી તેને જલ્દી પકડી શકાતો નથી. તેને મોટા મોટા શ્રીમંતો અને મોટા યુરોપીયન અમલદારો સાથે દોસ્તી છે.

તેની પાસે પુષ્કળ માણસો અને છૂપાં મકાનો છે. તે કાયમને માટે કોઇપણ શહેરમાં રહેતો નથી. તે આજે અહિં તો કાલે બીજે એમ ફર્યા કરે છે. ડિટેક્ટીવ ખાતામાં પણ એની લાગવગ સારી છે આવા બદમાસ ખૂનીને પકડવાનું કાર્ય જોનસન સાહેબને માથે આવ્યું. તેમણે ઘણા પ્રયત્નો કર્યા પણ ખૂનીને પકડવાને અદ્યાપિ પર્યંત નિષ્ફળ નીવડયા. એ ખૂનીના હાથે જ મી. જોનસન એક વખતે ઘવાયા હતા ખૂની તેમના પ્રાણ પરહરવાની તૈયારીમાં હતો, તેવામાં જ અચાનક હું જઇ ચઢયો અને જોનસનને બચાવવા ફત્તેહમંદ થયો. તે પછી હું અને જોનસન મિત્ર બન્યા. અમે બન્નેએ ખૂનીને પકડવાની પ્રતિજ્ઞાઓ કરી. અમે ખૂનીને મારી નાખવાને માટે જો કે સમર્થ છીએ; પણ તેને મારવા કરતાં જીવતો પકડવામાં અમારે તેમજ અન્ય જનોનો ઘણો જ લાભ સમાએલો છે. એ ખૂની હાલ આ શહેરમાં આવ્યો છે એવી અમને ખબર મળતાં અમે આ શહેરમાં આવ્યા. હું ભૂતના ઓળાની માફક ખૂનીની ખોળમાં ફરવા લાગ્યો. આજે સાંજના હું એક દારૂડીયાનો વેશ લઈ એક દારૂના પીઠામાં ગયો. દારૂના પીઠામાં અનેક જાતના બદમાસો એકઠા થાય છે અને ગૂન્હાની કંઇક બાતમી ત્યાં મળે છે. આથી હું પીઠામાં પેઠો અને ત્યાં બેઠો. મેં દારૂ ખરીદયો, અને તે બીજા દારૂડીયાઓને પાયો અને હું જાણે બહારથી ઘણો જ પીને આવ્યો છું એવો ઢોંગ મેં જમાવ્યો. ખૂનીના બે મળતીયાઓ ત્યાં દારૂ પીવાને આવ્યા હતા. મેં તે બન્નેની વાતચીત ઉપરથી જ જાણી લીધું હતું કે એ બન્ને ખૂનીના સેવકો છે. તેમને મેં મારી પાસે બોલાવ્યા અને તેમને દારૂ પીવરાવ્યો. બાદ એ બન્ને જણા મને તેમના મકાને લઇ ગયા. મકાન એવી જગામાં આવેલું હતું. કે જ્યાં ચોર અને

બદમાસો જ રહી શકે. અમે જેવા તે મકાને આવ્યા, તે વખતે એક માણુસ તે બન્નેની રાહ જોઇને બેસી રહ્યો હતો.

તે માણુસને જોતાં જ મારી સાથેના બેમાણુસોમાંથી એકે પૂછ્યું, "કેમ અલ્યા ! અત્યારે કેમ આવ્યો છે ?"

જવાબમાં તે માણુસે જણુાવ્યું. "આજે મારે તમારી સાથે આવી સરદારબહાદુરને મળવું છે. કારણુ કે તેમણે મને તમારી સાથે જ આવવાનું ફરમાન કર્યું છે." તે માણુસ હજી પૂરૂં બોલી રહ્યો ન્હોતો એટલામાં તો બીજો દારૂડીયો બોલી ઉઠયો; "પણુ તારે કામ શું છે એતો ઝટ ભશી મરને ?" તે માણુસે કહેવા માંડ્યું, "મને આજે સરદાર બહાદુર તરફથી સારી બક્ષીશ મળવાની છે. કારણુ કે આજે સરદારનો એક શત્રુ જહન્નમમાં પહોંચી જવાનોછે." તેનું આવું બોલવું સાંભળી હું ચમકયો અને વધારે આતુરતા પૂર્વક તેની વાત સાંભળવા લાગ્યો. પુનઃ તે માણુસે જણુાવ્યું કે; "આજે સરદાર સાહેબ મારી દુકાને આવ્યા હતા અને મારી પાસે ગુલાબનો એક મોટો હાર બનાવરાવ્યો હતો. હાર તૈયાર થતાં તેમણે એક શીશી કાઢી અને તે શીશીમાંનો પાણી જેવો પદાર્થ હાર પર છાંટયો અને પછી હારને કરંડીયામાં પેક કરી મને દશ રૂપીયા આપી ચાલતા થયા. મેં તેમની પાછળ દોડી કંઇક વધુ મળે એમ જણુાવ્યું. તેઓ તે વખતે કંઇક વિચારમાં હોય એમ જણુાયું. તેમણે કહ્યું કે આજે મારો એક શત્રુ મરવાનો છે તે જો મરી જશે તો હું તને ઇનામ આપીશ. માટે તું આપણુા પેલાઓ...સાથે મધ્યરાત્રિ પછી મુકામે આવજે. મારા મહેરબાનો ! આથી જ હું અહિં આવ્યો છું." તેનું બોલવું પૂરૂં થતાં જ એક દારૂડીયો કે જે ચકચુર બનેલો હતો તે બોલ્યો; 'પણુ હજી તો અગીઆરે નથી

વાગ્યા. સરદાર સાબ મોડા આવશે. તે હાર પહેરાવશે અને પછી હારમાં છાંટેલા ઝેરની અસર ધીમેધીમે થશે. ઝેર જલ્દ છે પણ ધીમું છે. બરાબર બાર વાગતાં જ હાર પહેરનાર હતો નહતો થઇ જશે. ઝેરની વાસથી ધીમેધીમે નીસો ચઢે છે અને અંતે રામ રમી જાય છે. આ બધું બન્યા પછી જ સરદાર આવશે. આજે સરદાર સાબ પણ પૂરા સાબ બનીને ગયા છે. કોટ–પાટલુન અને સાહેબની ટોપી પહેરવાથી તો તે ખરેખરા વિલાયતી સાહેબ જેવા જ બની ગયા છે. લે ચાલ હવે ઘરમાં. આપણે તેમની પાસે મોડી રાતે જઇશું." આટલું કહી તે દારૂડીયાઓ તે માણસને લઇ ઘરમાં પેઠા. હું ભેદ સમજ્યો. મારે જાણવાનું જાણી લીધું. મેં ઘડીયાળ કાઢી જોયું તો સાડા અગીઆર વાગેલા જણાયા. હું ગભરાયો. મારે અર્ધા કલાકમાં કામ કરવાનું હતું. હું તે દારૂડીયાઓને ઉંધું ચતું સમજાવી ત્યાંથી બહાર નીકળ્યો; અને બીજે કંઈ નહિ જતાં વામનરાયને બંગલે પહોંચ્યો. ત્યાંથી મેં ખબર મેળવી કે વામનરાય તેના એક યુરેઝીયન મિત્ર સાથે મેળાવડામાં ગયા છે. મારી પાસે વખત થોડો હતો. અહિં દૂર આવવાનું હતું. કોઇ ગાડી મળે તો ઠીક એમ ધારીને હું આસપાસ જોવા લાગ્યો; પણ ગાડીની આશા નિરર્થક જણાઈ. હું મારો વેશ બદલી આ તરફ દોડી આવ્યો અને છેક છેલ્લા સમયે સાહેબના ગળામાંથી હાર ખેંચી કાઢવામાં ફાવ્યો. ખૂની કાચો ન્હોતો, ખૂનીએ તરતજ ગોળી બહાર કર્યાં. એક ખાલી ગયો અને બીજાથી સાહેબને ઇજા થઇ. ખૂની નાઠો. હું તેની પાછળ પડ્યો; પણ અંતે ખૂની ઘોડા પર બેસી નાશી છૂટ્યો." યુવાને બનેલી ઘટના વિદિત કરી. કુસુમકાન્ત વિસ્મય થયો. તેણે આભાર સૂચક દષ્ટે યુવાન તરફ જોઇ પૂછ્યું; "વામનરાયની સાથે આવેલો યુરેઝીયન જ ખૂની હતો ને?"

"હા, તેજ ભયંકર ખૂની."

"તે ખૂની છે એવું વામનરાયના જાણવામાં હશે?" કુસુમકાન્તે પૂછ્યું.

"બીલ્કુલ નહિ. વામનરાય તો તેને એક મોટો શ્રીમંત વેપારી સમજે છે."

"ખરેખર! ખૂની અજબ છે."

"અજબની સાથે ગજબનાં કામ કરનાર છે. તે તમારૂં ચૈતન્યનું અને બીજાનું પણ અનિષ્ટ ઇચ્છે છે."

"અમારે અને તેને શું વૈર છે કે જેથી તેને અમારૂં અનિષ્ટ કરવું પડે?"

યુવાને કુસુમકાન્તના કાનમાં કંઇક ધીરેથી વાત કરી; કે જે સાંભળતાં જ કુસુમકાન્ત ચમક્યો અને વિચારમાં પડયો. યુવાને કહ્યું, "ગભરાવાનું પ્રયોજન નથી. તે નીચ ખૂની હવે થોડાક દિવસ સુધી જ છૂટો ફરી શકશે."

"તમે કોણ છો?" કુસુમકાન્તે પૂછ્યું.

"તે જણાવવાને હાલ લાચાર છું. આપ મને માફ કરો. હું સમય આવે મારી સઘળી વાત આપને વિદીત કરીશ. અત્યારે હું એવા સંયોગોમાં મૂકાએલો છું કે હું મારી સત્ય ઓળખાણ આપી શકું એમ નથી."

"તમારૂં નામ જણાવવામાં પણ વાંધો છે?"

"ના, મારૂં નામ સુરેશ છે. લ્યો હવે હું રજા લઉં છું. રાત્રિ ઘણી વીતી છે, મારે હજી એકાદ કામ બાકી છે."

"સાહેબને કંઈ કેહેવાનું છે?" કુસુમકાન્તે પૂછ્યું.

"ના, પણ ફક્ત મારૂં નામ જ જણાવશો. એટલે એ તરત સમજી જશે. પ્રણામ." કહી ગામડીયો સુરેશ વિદ્યુત વેગે ત્યાંથી નીકળી રસ્તે પડયો. કુસુમકાન્ત અને ચૈતન્ય તેની પાછળ દ્રષ્ટિ કરી રહ્યા. સુરેશ જોતજોતામાં અદ્રશ્ય થઈ ગયો.

---

## ૧૨

### કળીયુગની સતી.

या भार्या दुष्ट चारित्रा सततं कलह प्रिया ।
भार्या रूपेण साज्ञेया विदग्धै दारूणा जरा ॥

સુધારાના શિખરે ચઢેલી અને પોતાને સઘળી વાતે ફેશનેબલ સમજતી સુંદરીઓની સમાન શાન્તિલાલનાં પનોતાં પત્નિ સૌન્દર્યવતીની આજકાલ સર્વત્ર બોલબાલા બોલાઇ રહી હતી. તે પોતાને સાચી સુધારક અને ફેશનેબલ માનતી. ચાલુ જમાનાની છેલ્લામાં છેલ્લી મનાતી ફેશનનું અનુકરણ કરવાથી અને વિદેશી બારીક વસ્ત્રો શરીરપર ધારણ કરવાથી તે સાક્ષાત વારાંગના અથવા કોઇ નાટયની નટીના સમાન દિસતી હતી. શાન્તિલાલ પણ તેની પત્નીથી કોઇ પ્રકારે ઉતરે એવો ન્હોતો. પતિ પત્ની સમાન સ્વચ્છંદી હતાં. મદિરાનો યથેચ્છ અને ખુલ્લો ઉપયોગ કરતાં. સ્વચ્છંદાચારથી તેઓને તેમની ન્યાત બહાર રહેવું પડયું હતું. વ્યસનમાં અને મોજશોખમાં બન્ને જણાં પુષ્કળ ખર્ચ કરતાં. શાન્તિલાલને વાસુદેવ તરફથી અને મહારાજ તરફથી પૈસા મળતા. તે સઘળા બે ચાર દિવસમાંજ ખર્ચાઈ જતા. દેવું વધતું હતું. શાન્તિલાલને બહાર જવાને માટે ગલીકુંચીયોનો

---

+ જે સ્ત્રી દુષ્ટ ચરિત્રવાળી હોય, હમેશાં કજીયાખોર હોય, તે સ્ત્રી ધગધગતા અંગારા કરતાં પણ વધારે દારૂણ જાણવી.

તથા અંધારાનો આશ્રય લેવો પડતો. પતિ કરતાં પત્ની સારૂં પેદા કરતી હતી. શાન્તિલાલ પત્નીની પેદાશપર જ તેનું બાકી રહેલું પોઝીશન ટકાવી રહ્યો હતો. તેઓ એકજ મકાનમાં લાંબો વખત રહી શકતાં ન્હોતાં. ભાડાની ઉઘરાણી સખ્ત થતાં તેમને રાતોરાત ઉચાળા ભરવા પડતા. એવી રીતે તેમણે અનેક મકાનો બદલ્યાં હતાં. શાન્તિ નાણાં વિના ઘણો અકળાતો. પણ સૌન્દર્યવતી અરે સુધારાના છેલ્લા શિખરે ચઢેલી સુંદરી શા માટે વ્યાકુળ બને? સુધારક અને ફેશનેબલ બાનુનો સત્કાર કરનારા લાલા લોકની આ ઝેરી જમાનામાં ક્યાં ઓછી ખોટ છે? સૌન્દર્યવતી પર નાણાંનો વર્ષાદ વરસતો. લાલા લોકોમાં તે ચલણી નોટના નામથી ઓળખાતી. શાન્તિલાલનું ગૃહ નવનવા મિત્રો અને મ્હેમાનોથી સદા ભરાએલું રહેતું. સઘળા આવનારા સૌન્દર્યવતીના ઉપાશક હતા. પત્નીના દાબે દબાએલા અને પ્રેમદાના પૈસે પોઝીશન જાળવનારા શાન્તિલાલને પત્નીના પૂજારીયોની સરભરા અને ખુશામત કરવી પડતી. બન્નેનો ગૃહ સંસાર નાટકના એક ફારસની માફક ચાલતો. જો કોઇ અજાણ્યો જોનાર હોય તો સૌન્દર્યવતીને શેઠાણી અને શાન્તિને સેવક જ સમજે. શાન્તિ પત્નીનાં અધમ આચરણો નજરે નિહાળતો છતાં એક શબ્દનો પણ ઉચ્ચાર કરી શકતો નહોતો.

વાસુદેવ અને સૌન્દર્યવતીનો પ્રેમ તૂટયો હતો. વાસુદેવના ઘણા પૈસાનું પાણી સૌન્દર્યવતીએ કર્યું હતું. વળી વાસુદેવપ્રસાદને વેપારમાં ઉપરાસાપરી ખોટ આવતી હતી. શેરોના ભાવ પણ બેસી ગયા હતા. આથી તેનો હાથ ધીમેધીમે સંકોચાતો હતો. વળી સૌન્દર્યવતી પૈસાની લોભી અને છટકેલ છે જાણી વાસુદેવ તેનાથી અલગ થઇ ગયો હતો. પણ મહીને–છ મહિને સૌન્દર્યવતીની એકાદ વખત મુલા-

કાત લઈ સો–બસો રૂપીઆ આપી જતો. શાન્તિલાલનો શેઠ મહારાજ પણ આ કળીયુગની સતિના સ્નેહનો આસ્વાદ લઇ ચૂકયો હતો. તેઓ જે સ્થળે રહેતાં હતાં, ત્યાંના તેમનાં પડોશીયો પણ આ પત્ની પતીનાં પાપાચરણથી કંટાળ્યાં હતાં. તેમનો ગૃહસંસાર આવી રીતનો ચાલતો હતો. પણ હાલમાં કેટલાક વખતથી પતિ પત્નીમાં ક્લેશ કંકાશની શરૂઆત થઇ ચૂકી હતી. પ્રથમથીજ દાબમાં દબાઇ ગએલા-શાન્તિને તે હવે ધમકાવવા લાગી. પોતાની પાસે એકત્ર થતાં નાણાં-માંથી તેને એક પાઇ પણ નહિ આપતાં પોતાના ઉપયોગમાં વાપરતી. બિચારો શાન્તિ જ્યારે તેની અત્યંત આજીજી કરતો ત્યારે અનેક કુવચનો સંભળાવી થોડાક પૈસા આપતી. કોઈ કોઇ વખતે પોતાના આશકોની સમક્ષ જ શાન્તિને ન કહેવાનાં વચનો સંભળાવતી અને પોતાના પતિની સાથે એક ગુલામની માફક વર્તન ચલાવતી. શાન્તિ પુરૂષ હતો–મર્દ હતો, પણ કમાવાની અશક્તિના કારણે અથવા તો ખોટા મોજશોખ અને વ્યસનને આધિન હોવાથી છેક જ નામર્દ જેવો બની ગયો હતો. સ્ત્રીયોને પ્રથમથી જ જેવા સંસ્કાર પાડવામાં આવ્યા હોય તેવાજ પડે છે. પણ ચાલુ જમાનામાં આવા ભવાડા ઘણે સ્થળે જોવામાં આવે છે. પુરૂષો સ્ત્રીયોના નચાવ્યા નાચે છે. સ્ત્રી માલીક અને પુરૂષ ગુલામ એવો ઘાટ થઈ પડયો હોય એમ જણાય છે. આવી કળીયુગની સતીયોની દેશમાં વૃદ્ધિ થવાથી આ પરમ પવિત્ર આર્યાવર્તની આજે અધોગતી થઇ રહી છે. સ્ત્રી અને પુરૂષો ફેશનમાં આંધળાં બની વિદેશી વસ્તુઓમાં દ્રવ્યનો પાણીના પૂરની માફક વ્યય કરે છે. દેશનાં કંઇક જાડાં કપડાં ત્યાગી મહા મોંઘાં અને બારીક વસ્ત્રો શરીર પર ધારણ કરી મનમાં મલકાય છે. પણ તેવાં મૂર્ખાઓને ખબર પડતી નથી કે વિદેશી ઝીણાં

વસ્ત્રો તેમને શોભાવતાં નથી, પણ નગ્ન હાલતમાં જગતની નજરે અધમ ગણાવે છે. આવાં મોહાંધ જનોએ ભારતભૂમિને લજવી છે અને પોતાના ગરીબ કારીગરોના પેટનો રોટલો ખુંચાવી લઇ પરદેશને પૈસાપાત્ર બનાવે છે. આ વિસમી સદીની વિલાસી વનિતાઓને જાડાં કપડાં પહેરવાનો અને ચારિત્ર્ય સુધારવાનો ઉપદેશ આપવા જનાર મૂર્ખ ગણાય છે. ફેશનની ફીશીયારીમાં ફશી પડેલી પ્રેમદાઓ ઉપદેશકને અજ્ઞાન માની હશે છે. શાસ્ત્રનાં પોથાંને થોથાં ગણે છે. જુના વિચારવાળાઓને હમ્બગ માને છે. અને પોતેજ સર્વજ્ઞ અને સર્વગુણસંપન્ન છે એમ મનમાં સમજે છે. આવી સુંદરીયો !

ફેશન તણા ફંદે ચઢી, નિજ ધર્મ નારી ત્યાગતી;
સ્વતંત્રતામાં સુખ જાણી ધણીને ધમકાવતી.
શોભાવી સુંદર શરીરને, મનથી માને પદ્મણી;
પણ કહેવાય નહિ એ પદ્મિની, ખરેખરી એ શંખણી.

આવી સુંદરીયો શંખણી કે કળીયુગની સાચી સતીના ઉપના મનેજ યોગ્ય ગણાય. સૌન્દર્યવતી ઉપર પ્રમાણે પહેલા નંબરની સતી–શંખણી હતી. તેના નિરંતરના ત્રાસથી શાન્તિ છેવટે અત્યંત કંટાળ્યો અને પત્નિની પીડામાંથી જલ્દી છૂટવાની પ્રબળ ઇચ્છા રાખવા લાગ્યો. ધીમેધીમે બન્નેમાં વૈમનસ્ય વધતું ચાલ્યું. એક બીજાને જોતાંજ મુખ ચઢતાં અને પછી ક્લેશ કંકાશનું મંગળાચરણ થતું. શાન્તિ એક શબ્દ કહે તે પહેલાં તો સૌન્દર્યવતી તેને અનેક શબ્દો સંભળાવી દેતી. કોઇ કોઇ વખતે પતિ પત્ની મારામારી ઉપર પણ આવી જતાં. આ બધી બાબતોમાં સૌન્દર્યવતી તેના પતીથી આગળ વધી જતી હતી. અતીશય ક્લેશના કારણથી શાન્તિ ઘણા દિવસ સુધી

ઘેર પણ આવતો નહી. આથી તો સૌન્દર્યવતીના આનંદની સીમાજ રહેતી નહિ. હાલમાં તેણે નાટકના એક એકટરની સાથે સ્નેહગાંઠ બાંધી હતી. તેની સાથે તે દરરોજ નાટક જોવા જતી અને નાટક ખલાસ થતાં એકટરને લઇ પોતાને ગૃહે આવતી. નાટકનો ચાલાક એકટર પણ તેને જાણે પ્રાણ સમાન વ્હાલો હોય, એ પ્રમાણે પ્રેમ બતાવી પડયો પાથર્યો રહેતો. નાટકના એકટરની અને સૌન્દર્યવતીની ખરાબ વાત દરેક સ્થળે ચર્ચાતી. સૌન્દર્યવતી ઘણી વખતે એક્ટરની સાથે ખુલી ગાડીમાં બેસીને ફરવા જતી. બહાર પડી રહેતો શાન્તિ આવું જોઇ અકળાયો. વાસુદેવ અને મલ્લરાજે પણ પત્નિથી છૂટા-થવાની તેને સલાહ આપી. ગમે એ પ્રકારે શાન્તિલાલ પાસેથી છૂટા છેડા કરવાનો સૌન્દર્યવતીએ પણ નશ્ચય કર્યો. નાટકનો એકટર કે જેનું નામ રસીકલાલ હતું; તેણે પણ અનુમતી દર્શાવી અને એક દસ્તા-વેજ લખાવી તૈયાર કરી સૌન્દર્યવતીને સોંપ્યો. સ્ટાંપમાં શાન્તિલા-લની સહી લેવાને સૌન્દર્યવતી આતુર થઇ રહી. આજે કંઇ કામ હોવાથી શાન્તિલાલ સવારના પ્હોરમાંજ બહાર નીકળી ગયો હતો. જમવાના વખતે પણ ઘેર આવ્યો નહતો. કંઇ ખાઇ લીધું હશે જાણી સૌન્દર્યવતીએ પતીનું ખાવાનું પાછું લઈ જવાનું હોટેલવાળાને સૂચવ્યું. વાંચકોને વિદિત જ છે કે સૌન્દર્યવતી સ્વહસ્તે રસોઇ બનાવી પતિને જમાડતી નહિ અને પોતે પણ જમતી નહિ. સ્ત્રીયોને રાંધવું એ ગુલામીનું હલકું કાર્ય છે એમ સમજનારી સૌન્દર્યવતીએ હમેશાં બે વખત હોટેલમાંથી જ ખાવાનું આવવાનો હોટેલના માલીક સાથે બંદોબસ્ત કર્યો હતો. નોકર શાન્તિનું ભાણું પાછું લઇ ગયો. સાંજ પડવા આવી. રાજમાર્ગ પર પાણીના છંટકાવ થવા લાગ્યા. બાગ બગીચાઓનાં શોખીન જનોને એ તરફ ફરવા જવાનો સમય થવા

આવ્યો. સૌન્દર્યવતી સાંજે ફરવા જવાનો પોશાક પરીધાન કરી માથાના બાલને ફેશનમય ઓળવા લાગી. આયનામાં નિહાળી વાળને વાંકાચૂંકા કપાળમાં ગોઠવી મુખપર પાઉડર છાંટવા લાગી. આ વખતે તે સાક્ષાત અપ્સરા યાતો નાટકની એકટ્રેસ સમાન શોભી રહી હતી. આયનામાં જોઇ તે વારંવાર હસતી હતી. તેના મનમાં આ વખતે અવનવા વિચારો થઇ રહ્યા હતા. મુખને સુંદર શોભાવી તેણે નજીકમાં આવેલું એક કબાટ ઉઘાડયું અને તેમાંથી એક બ્રાન્ડીની બોટલ કાઢી એક નાનો ગ્લાસ અર્ધો ભર્યો અને પછી મેજપર પડેલી લેમનની બાટલી ફોડી શરાબમાં મિશ્રણ કરી પ્યાલો ગટગટાવી ગઇ. બ્રાન્ડીની બાટલીને યથાસ્થાને મૂકી તે મદઘેલી મહિલાએ પુનઃ આયનામાં નિહાળી પોતાનું મુખ સૌન્દર્ય અવલોકયું. અને તે સાથે જ તેનું અધમ મન બોલી ઉઠયું કે; "અહા ! શું મારૂં ગુલેગુલાબી વદન ? આવા સુંદર મુખડા પર ભલભલા આફ્રિન થાય એમાં શું નવાઇ? આ ખુબસુરતીને માટે મારો કહેવાતો કડકો ધણી હવે તદ્દન નાલાયક છે. ફાટેલો કોટ અને થીગડાં મારેલું પાટલુન પહેરવાથી તે મૂર્ખ તદ્દન એટીકેટ વિનાનો ગમાર જેવો જણાય છે. તેના મુખ સામે જોતાં મને એકાદ બેગર-ભીખારી યાદ આવે છે. છટ્! આવા નામ બોળુ ધણીનો ત્યાગ કરવામાંજ મારા જેવી અલબેલી સુંદરીનું સુખ સમાએલું છે. સાલ્લા ઇડીયનો અને તેમનાં પોથાંઓ સ્ત્રીયોને પતિની સેવા કરવાનું સૂચવે છે અને એમાંજ સ્ત્રીઓનું સૌભાગ્યસુખ સમજાવે છે. કેવું હમ્બગ? પણ તે મૂર્ખાઓને ક્યાં ખબર છે કે આજકાલની કેળવાએલી સુધારક સુંદરીયો સઘળું જ્ઞાન ગૃહણ કરી ચૂકી છે. તેઓ સ્વતંત્રતાનું સાચું સુખ સંપાદન કરવા સાચી સુધારક બની પુરૂષોની બરોબરી કરવા સંસારના મયદાનમાં ખુલ્લી પડી

છે. બસ હવે જ જંગલી હિંદુઓની આંખ્યો ઉઘડશે. સ્ત્રીયો સ્વતંત્ર છે. પુરૂષોની માફક જ સુખ વૈભવ ભોગવવાને લાયક છે. તેઓ કદીપણ ધણીની ગુલામગીરી સ્વીકારશે નહિ. રસીકાઓ રસીકને જ લાયક હોય છે. હું મારા રસીકની સાથે શોભું તેવી ચિંથરીયા શાન્તિ સાથે કદાપિ પણ શોભું જ નહિ. રસીક! વ્હાલા રસીક! ખરેખર! ત્હેં મારા કોમળ હૃદયમાં પ્રેમની કટારી જ મારી છે. અહા! શું તારૂં વદન કમળ! શું તારી પોશાક પહેરવાની છટા? શું તારી મનમોહક ચાલ? મારા લાલ! આ તારી લલીતા તારી ઉપર ગુલતાન થઇ છે. તને જ્યારથી નાટકમાં પાર્ટ કરતો જોયો છે; બસ ત્યારથી તો હું લયલીની માફક તારીપર દિવાની બની છું. વ્હાલા મજનુ! તેં ત્રણ દિવસથી મને શા માટે વિસારી મૂકી છે? હું..." સૌન્દર્યવતી આગળ બોલતાં અટકી, નીચેથી કોઇએ બૂમ મારી કે "ઘરમાં કોણ છે?"

સૌન્દર્યવતીએ બારી બ્હાર નજર કરી પૂછ્યું, "કોણ હશે?"

"એતો હું, કમાડ ખોલો." નીચેથી જવાબ મળ્યો.

"કોણ મદન? ઉભો રહે ઉઘાડું છું." સૌન્દર્યવતી ત્વરીત ગતીએ નીચે ગઇ અને બારણાં ઉઘાડી મદનને લઇ ઉપર આવી.

---

## ૧૩

**છુટા છંદ.**

જન જે નીચ નાર તણે વશ થૈ, તનને સ્નેહ ધરી અરપે;
પણ નાર નહિ દરકાર કરે, ઉપકાર નહિ હૃદયે કલ્પે.
ક્રૂર વાઘ તણો વિશ્વાસ કરો, વળી સાપ મૂખે જઇ હાથ ધરો;
સુણજો વિનતિ દીન શંકરની, મે ન નાર તણો વિસવાસ કરો.

આ આવનાર પંદરેક વર્ષનો એક છોકરો હતો. નાટકના ચીફ એકટરનો તે નોકર હતો. તેના સામે જોઈ સૌન્દર્યવતીએ પૂછ્યું, " મદન ! તારા શેઠ શું કરે છે ? "

" તમારીજ જપમાળા જપી રહ્યા છે. તમારા વિના તેમને કંઈ ચેન પડતું નથી, ત્રણ દિવસ થયાં તમને મળ્યા નથી એ કારણથી તેઓ મજનુની માફક દિવાના જેવા બની ગયા છે. ખેલના ટાઇમે તેમનાથી પાર્ટ પણ બરાબર ભજવી શકાતો નથી. શેઠાણી સાહેબ ! જો આજે તમે તેમને તમારા મુખચંદ્રનું દર્શન નહિ કરાવો તો ખરેખાત તેઓને હાર્ટડીઝીઝ થઈ જશે અને પરિણામે પરલોક પણ પહોંચી જશે. " નાટકીયાની સેવામાં રહેલા નાટકીય નોકરે નાટકી બાષામાં કહ્યું.

સૌન્દર્યવતી એક દીર્ઘ નિઃશ્વાસ નાખતાં બોલી, " હું ઘણીજ દીલગીર છું કે મારા ડિયરની મુલાકાત લઇ શકી નથી. મારો કડકો ધણી કેટલાક રોજથી પાછો ઘેર આવ્યો છે. હું તેની સાથે છેલ્લી પતાવટ કરવાના વિચારમાં હોવાથી મને ત્યાં આવવાનો ટાઇમ મળતો નથી. પણ તેમને તો જરૂર મારી પાસે આવવું હતું. રસીકની ફરજ છે આ રસીકાની ખબર લેવી. તું આવ્યો તે વખતે હું મારા ડીયરના જ વિચારમાં હતી. કહે હવે તું શું સંદેશો લાવ્યો છે ? "

" મઝાનો ? "

" પણ ? " સૌન્દર્યવતીએ હસ્તે મુખડે આતુરતાથી પૂછ્યું.

" તમે અત્યારે ગમે એ પ્રકારે તેમને મળો એવી તેમની ઇચ્છા છે. " મદને કહ્યું.

" હું તેમને મળવાને ઘણી જ આતુર છું. "

"ત્યારે ચાલો મારી સાથે. આજે તેમનો વિચાર તમને સાથે લઇ કેમ્પ તરફ ફરવા જવાનો છે."

"વિચાર ઘણો જ મઝેનો છે. પણ તું તેમની પાસે જા અને તેમને ગાડી સાથે અહિં જ મોકલ. અમારે આજે એક અગત્યનો વિચાર કરવાની જરૂર છે."

"જેવી તમારી મરજી." મદન રસ્તે પડયો. સૌન્દર્યવતી તૈયાર થઇ અને પ્રિયતમની આતુરતાથી રાહ જોવા લાગી. લગભગ એક કલાક વીતી ગયો. સૌન્દર્યવતી વારંવાર બારી બ્હાર નજર કરવા લાગી. વખત વિતતાં તે વ્યાકુળ બનવા લાગી અને અંતે આત્મગત્ બોલી, "હજી કેમ આવ્યાં નહિ હોય? શું ગાડી ખોળવા રહ્યા હશે? સાલ્લા આ શહેરમાં ગાડીયોનો પણ કેટલો દુકાળ છે? લાવ તે આવે તેટલામાં એકાદ ગાન ગાઇ મારા વ્યાકુળ મનને શાન્ત કરી ટાઇમ ગૂમાવું."

સૌન્દર્યવતી હારમોનીયમ પર બેઠી અને ગાનના સૂર સાથે પોતાનો સૂર મેળવી ગાયન ગાવા લાગી. ગાયનની બે ચાર કડીઓ ગાતાં તે ગુલતાન બની ગઇ. હૃદયમાંથી ઉપજાવી કાઢેલા ગાનની કડીયોને તે ઉલટાવી ઉલટાવીને ગાવા લાગી. આ વખતે જ તેનો વ્હાલો રસીક આવી પહોંચ્યો. ગાડીવાળાને નીચે ઉભો રાખી તે ધીમેથી મકાન ઉઘાડી મેડા પર આવ્યો. ગુલજારને ગાનમાં ગુલતાન બનેલી નિહાળી તેનું હૃદય પ્રફુલ્લ બન્યું અને દિલદારને હૃદય સાથે દાબી દેવા તેનું મદોન્મત્ત મન ઉત્સુક થયું. પણ રંગમાં ભંગ પડશે; આ દેખાવ ફરી ક્યારે નજરે પડશે એમ વિચારી રસીક ધીમે રહી સૌન્દર્યવતીની પીઠ પાછળ જમીન પર બેસી ગયો અને સુંદરીનું સંગીત અતી આનંદથી સાંભળી રહ્યો. ગાન લગભગ પાએક કલાક

ચાલી બંધ રહ્યું. સૌન્દર્યવતી મુખ પર રૂમાલ ફેરવી બોલી, "હજી મી. રસીકલાલ કેમ નહિ આવ્યા હોય ?"

તત્કાળ રસીક ઉભો થઇ બોલ્યો, "સુંદરતાની દેવીની સેવા કરવાને તમારો રસીક ક્યારનોએ હાજર થયો છે.

"અરે વાહરે તમારી બોલવાની સફાઇ ?" સૌન્દર્યવતીએ ઉભી થઇ રસીકને આલિંગન આપ્યું.

રસીકે પણ તેને હૃદય સાથે સજ્જડ દબાવતાં કહ્યું, "મન-મોહિની ! મારા પર તારી અનહદ કૃપા છે. તારા આલિંગનથી મારૂં તપ્ત હૃદય શિતળ થાય છે."

"તમારા જેવા સુંદર અને શોખીન પ્રેમી મળવાથી હું મને મોટી ભાગ્યશાળી સમજું છું. ડીયર ! આપણા સમાન સુંદર જોડું આખી આલમમાં જડવું મુસ્કેલ છે. હું વન નંબરની સુધારક ફેશનેબલ લેડી છું. પણ આજ સૂધી પરમેશ્વરની ભયંકર ભૂલ થએલી હતી કે જેથી મી. શાન્તિલાલ જેવા કડક નિર્માલ્ય અને પરાણે પોઝીશન જાળવનારા હસબંડ-ધણી સાથે મારૂં પાનું પડયું હતું. પરંતુ મેં ગૉડ-પરમેશ્વરની ગ્રેટ મીસ્ટેક-મોટી ભૂલ હવે સુધારી છે. મારા સારા ચાન્સ-નશીબના જોરે તમારા જેવો સુધરેલો અને એટીકેટવાળો લવર-પ્રેમી મેળવવામાં ફત્તેહમંદ થઇ છું. ડીયર ! મારો પ્રેમ સદાકાળ સંભાળી શકશોને ?"

"ઘણી સારી રીતે. તું તો મારૂં હાર્ટ-હૃદય છે. તારા જેવી મઝેની માશુક મળવાથી મારી જીંદગી સફળ થઇ છે. સુંદરી ! આજે હું તારા માટે એક ભેટ લાવ્યો છું."

"એમ ! શું લાવ્યા છો ?" સૌન્દર્યવતીએ કટાક્ષ ફેંકતાં પૂછ્યું.

"સુવાસિક સેન્ટ કે જેની ખુસબો ઘણા દિવસ સૂધી ટકી રહે છે. લે ડીયર." રસીકે સેન્ટની શીશી સૌન્દર્યવતીને આપી.

"હું તમારો ઉપકાર માનું છું અને મારા વ્હાલાની ભેટ સહર્ષ સ્વીકારૂં છું. આવો ડીયર! આપણે પેલા કોચ પર બેસી ભવિષ્યનો વિચાર કરીએ." સૌન્દર્યવતી રસીકનો હાથ પકડી કોચ તરફ ખેંચી ગઇ. બન્ને જણાં કોચ પર બેઠાં. સૌન્દર્યવતીએ રસીકના કંઠમાં કર આરોપણ કરતાં કહ્યું.

"હું આજે મારો છેલ્લો ફેંસલો કરી નાખનાર છું."

"તેમ કરવાથી જ સુખી થઇ શકાશે. પણ તે હમ્બગ સમજશે?"

"જરૂર, કારણ કે આજકાલ કરતાં ઘણા દિવસથી મેં તેની સાથે કજીયો કરવા માંડયો છે. અમે બન્ને એક બીજાને શત્રુ સમાન સમજીએ છીએ. તે મારાથી પૂરેપૂરો કંટાળ્યો છે અને હું તેનાથી છૂટી થાઉં એમ તે ઇચ્છે છે."

"જો એમ હોય તો ઘણું જ સારૂં. હું સ્ટેમ્પ પણ તૈયાર કરી લાવ્યો છું. તેમાં તું તેની સાઇન–સહિ કરાવી લે એટલે પત્યું."

"એમ જ કરીશ અને તે વળી આજે જ."

"લે ત્યારે આ લખેલો દસ્તાવેજ." રસીકે કાગળ સૌન્દર્યવતીના કરમાં આપ્યો.

સૌન્દર્યવતીએ લખાણ વાંચી જોયું, અને પછી ખુશી થતાં કહ્યું; "બસ બરાબર છે. આની નીચે સહિ કરવાથી તેનો સંપૂર્ણ હક્ક મારી પરથી જતો રહેશે. બસ આનંદ."

"આ આનંદમાં લાવો ત્યારે એકાદ ડોઝ ઉડાવીએ."

"તૈયાર છે મારા સરકાર." કહી સૌન્દર્યવતીએ કબાટ ખોલી

બૅાટલ કાઢી અને શરાબની પ્યાલી ભરી રસીકને સ્વહસ્તે પીવરાવી.

રસીકે બીજી પ્યાલી ભરી પોતાના હાથે સૌન્દર્યવતીને પીવરાવી. બાદ પાન સોપારી લઈ બન્ને જણાં કાચ પર બેસી ખુશ મિજાજે વાર્તાલાપ કરવા લાગ્યાં. વાતોને અંતે સૌન્દર્યવતીએ પૂછ્યું.

"આપને શું પગાર મળે છે?"

"ચોખ્ખા બસો રૂપીઆ. અને તે ઉપરાંત બીજા પાંચસો રૂપીઆ હું દર માસે પેદા કરૂં છું."

"તે શી રીતે?" સૌન્દર્યવતીએ આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું.

"સુંદરી! તું મારી દિલદાર બનેલી હોવાથી આજે જ તને મારા હૃદયની ખરેખરી વાત જણાવું છું. જો સાંભળ. હું મારી કંપનીમાં માનીતો ચીફ એકટર છું. મારા પાર્ટથી મારી પર અનેક શ્રીમંત સ્ત્રી પુરૂષો ખુશ થાય છે અને મારી મુલાકાતને તેઓ કોઇ દેવ અગર રાજાની મુલાકાત સમાન સમજે છે. આવા કારણથી હું અનેક શેઠીયાઓના ઘરમાં ઘુસ્યો છું. શેઠીયાઓની પત્નીઓ અને છોકરીઓની સાથે સ્વાર્થમય સ્નેહ બાંધી પૈસા પ્રાપ્ત કરી મોજ માણું છું અને તે ઉપરાંત શેઠીયાઓ પાસેથી પણ જુદાં નાણાં મેળવું છું. હું કેટલાક શ્રીમંત કુટુંબોમાં સ્ત્રીઓને આજકાલની અપટુડેટ ફેશન પ્રમાણે કપડાં પહેરતાં શીખવવા જાઉં છું અને કેટલીક બાળાઓને હારમોનીયમ સાથે ગાવા અને બોલવા–ચાલવાની એકટીંગની તાલીમ આપું છું. ડીયર સૌન્દર્યવતી! અમે નાટકવાળા આવી રીતે જ ફાવીએ છીએ. ખેલ ચાલતી વખતે જ એવા માલદાર શિકારની શોધને માટે અમારી ચપળ ચક્ષુઓ ચારે તરફ ફેરવીએ છીએ અને એવી કોઇ માલદારની પત્ની અગર બાળા નજરે પડતાંજ આંખ્યોના કાતીલ કટાક્ષથી તે કોમળ મનની કામિનીનું મન

ઘાયલ કરીએ છીએ. બસ તે પછી બીજે અગર ત્રીજે દિવસે જ અમારી પર પ્રેમ પત્રિકા આવે છે અને પરીણામે અમારા બન્ને વચ્ચે પ્રેમ બંધાય છે. દિલદાર ! આવી રીતના કારણોથી જ અમારા ખીસ્સાં ચીકાર રહે છે. મારી માનીતિ ! કહે હવે મારે કંઇ નાણાંનો ટોટો છે ? "

"નહિરે મારા સાહ્યબા. પણ..." સૌન્દર્યવતી બોલતાં અચકાઈ.

રસીક તેના ગૌર ગાલ પર હાથ ફેરવતાં બોલ્યો, " પણ કહીને કેમ શાન્ત રહ્યાં મારાં પદ્મિની ? "

" તમે અનેક સ્ત્રીયો સાથે સ્નેહ રાખો છો તેથી મને વિચાર થાય છે. "

" તેમાં વિચાર કરવાની જરૂર છેજ નહિ. અન્યની સાથે તો મારો સ્નેહ સ્વાર્થીજ હોય છે. ફક્ત સાચ્ચો અને દિલનો પવિત્ર પ્રેમ ફક્ત તનેજ આપ્યો છે."

" શું સાચું કહો છો ? "

" હું તારી સામેજ આ વખતે ગોડ–પ્રભુના કસમ ખાઇને કહું છું કે હું સાચુંજ બોલું છું. "

" બસ હવે હું ખુશ થઇ. લ્યો આ ઇનામ." સૌન્દર્યવતીએ રસીકને આલિંગન આપ્યું. આવી રીતે પાપમય ચેષ્ટાઓથી થોડેક સમય વ્યતિત કરી સ્વાર્થમય શયતાન રસીક ઉભો થયો અને સૌન્દર્યવતી પ્રત્યે કહેવા લાગ્યો; " દિલની દેવી ! હું હવે જાઉં છું. કારણ કે મારે રીયસલનો ટાઇમ થવા આવ્યો છે. તું તારા ધણીની સાઇન–સહિ લઇ તરતજ મારી પાસે ચાલી આવજે. પછી તું અને હું હૃદયની પ્રેમગાંઠથી થીએટરમાંજ સાથે રહીશું. "

" હું નવ દશ વાગતાં તો જરૂર આવી મળીશ."

રસીક નીચે ઉતર્યો અને બહાર ઉભેલી ગાડીમાં બેસી વિદાય થયો. સૌન્દર્યવતીએ પોતાનાં કપડાં-દાગીના ઇત્યાદિ જે કાંઇ સાથે લઇ લેવાનું હતું તે સર્વ એકત્ર કરી પોટકું બાંધ્યું અને પછી શાન્તિલાલના આવવાની રાહ જોવા લાગી. તેના હૃદય સમૂહમાં અવનવા તરંગો ઉઠતા હતા. ક્યારે શાન્તિ આવે અને હું તેનાથી છૂટી થાઉં એવી જપમાળા જપવા લાગી.

સાંજની પૂર્ણાહુતી થઇ. હજી પણ શાન્તિ આવ્યો નહિ. સૌન્દર્યવતી કકળી ઉઠી. મન સાથે અનેક કુવચનો પણ બોલવા લાગી. રાત્રિ પડી. અંધારૂં ફેલાયું. સૌન્દર્યવતીએ મકાનમાં દીવો પણ સળગાવ્યો નહિ. સૌન્દર્યવતી હાથે બાંધેલા ઘડીયાળ તરફ વારંવાર નજર કરવા લાગી. અંધારાના કારણે ટાઇમ જોવા અનેક દિવાસળીયો સળગાવી પણ એ શયતાની સુંદરીએ દીપક સળગાવ્યો જ નહિ. અંધારામાં કોચ પર બેસી રહી. લગભગ આઠનો સુમાર થતાં નીચેનું કમાડ ખખડયું. શાન્તીએ ઘરમાં પ્રવેશ કર્યો. ઘોર અંધકાર નિહાળ્યો. ગુસ્સો ચઢયો. અધુરામાં પૂરૂં તે અત્યારે મદિરા પાન કરીને આવ્યો હતો. દાદર આગળ જતાં જ વચમાં પડેલી કોઇ વસ્તુને અથડાયો અને પડયો. તેના મુખમાંથી રાંડ-કમજાત વગેરે શબ્દો નીકળી પડયા. આ શબ્દો સૌન્દર્યવતીએ સ્પષ્ટ સાંભળ્યા. તે છંછેડાએલી વાઘણની માફક ઉપરથી ઘુરકી ઉઠી બોલી, "એ મીસ્તરા! જરા સંભાળજો. રાંડ-કમજાત શબ્દો તો તમારૂં જે હોય તેને માટે વાપરજો."

"પણ તેં આજે ઘરમાં દીવો કેમ બાળ્યો નથી?" શાન્તિએ દાદરનાં પગથીઆં ચઢી ઉપર આવી દિવાસળી સળગાવી નજીકમાં પડેલું ફાનસ સળગાવ્યું. પુનઃ તેણે ગુસ્સામય નજર ફેંકી પૂછ્યું;

"અલી! સાંભળતી નથી? મેં પૂછયું એનો જવાબ આપ?"

"અલી શબ્દ તમારી મધર અને સીસ્ટરને માટે વાપરો. સમજ્યા?" સુંદરીએ જવાબ આપ્યો.

"પણ આટલી બધી નાઇટ–રાત્રિ પસાર થઇ છે; છતાં તેં દીવો શા માટે સળગાવ્યો નથી?" દારૂડીયાએ પ્રથમના જ પ્રશ્ન પૂછ્યો.

"તે મારી મરજીની વાત છે. હું તો આ ઘરમાં આવી છું ત્યારથીજ અંધારૂં જોઉં છું."

"એટલે?" શાન્તિએ આંખ્યો વિકાશી પૂછ્યું.

"એટલે એજ કે તમે એક નાલાયક નફ્ટ છો, મારા "સબંડ–ધણી ગણાવાને તદ્દન નાલાયક છો."

"શું તે વાત તેં આજે જ જાણી?" શાન્તિએ ધૂનમાં પૂછ્યું.

"નહિ, ઘણા વખતથી જાણતી હતી, પણ તમારી દયા ખાઇ તમારો નિભાવ કરવા ઇચ્છતી હતી; પણ હવે મારી સંપૂર્ણ ખાત્રી થઇ ચૂકી છે કે તમારો નિભાવ કરવો અને તમને ધણી તરીકે માન આપવું તે એકાદ મૂર્ખ યા ગધેડાને માન આપવા બરાબર છે."

"ઓ રાસ્કલ ચૂપ થા. આજે હું પીને આવ્યો છું. મારો મીજાજ વધારીશ નહિ."

"પણ તમે કહેવા શું માગો છો? હું તમારાથી દબાઇ જાઉં એવી નથી. રાસ્કલ તો તમે જ છો કે મારા જેવી અબળાને નાહક ત્રાસ આપો છો."

"હું તને શું ત્રાસ આપું છું?"

"ઘણો. તમારામાં કમાવાની શક્તિ ક્યાં છે? ફેશનેબલ પત્નીને પરણીને સંસારમાં આગળ પાડવાની લાયકાત તમારામાં ક્યાં

છે? તમે નફ્ફટ નિર્લજ્જ અને એક હિજડાની માફક મારા પેદા કરેલા પૈસાથી જ તમારૂં પેટ ભર્યું છે અને ભરો છો. શું કોઈ પણ બૈરીને તમારાં જેવો બેવકુફ પતિ હશે કે?"

"ઓ ઇડીએટ! તું શું બોલે છે તેનું કંઈ તને ભાન છે? આ પીધેલાને શામાટે વધુ ફકાળે છે?"

"બૈરીના પૈસાથી પેટ ભરી તમે તમારૂં ભાન વીસરી ગયા છો. તમે પીધેલા છો તેવી જ હું પણ પીધેલી જ છું. સ્ટુપીડ-ફુલ શબ્દો ખાસ તમારે માટેજ રજીસ્ટર છે."

"ડેમ, રાસ્કલ! એક તમાચો જ ખેંચી કાઢીશ ને?" શાન્તિએ અત્યંત ગુસ્સે થઇ કહ્યું.

"ચાલુ જમાનાની સ્ત્રીયો જો કે અબળા કહેવાય છે પણ તેનામાં બળ હોય છે; તે તમારા માઇન્ડમાં રાખજો. તમારા એક તમાચાની સાથે જ તમારૂં ગળું દબાવી તમને રામશરણે પહોંચાડી દેવાની સંપૂર્ણ તાકાત મારામાં છે."

"ઓ માય ગોડ! તું તો ગજબ કરનારી નીકળી? અફસોસ! હું તને પરણીને પૂરેપૂરો પસ્તાયો છું."

"અને હું પણ તમારાથી તદ્દન કંટાળી ગઈ છું. સુખ ભોગવવા સૃજાએલી આ સુંદરીને તમારા જેવો કડકો હસબન્ડ-ધણી મળવાથી જીવન ઝેર જેવું થઇ પડયું છે. ગોડ-પ્રભુ હવે તમારાથી છૂટી પાડે તો સારૂં."

"અને હું પણ ખરા જીગરથી જ એવું ઇચ્છું છું કે તું અહિંથી જાય તો તરત પીડા પતે."

"ચાલો ત્યારે આ દસ્તાવેજ પર સહિ કરી આપો." સૌન્દર્યવતીએ લખાવીને તૈયાર રાખેલો કાગળ શાન્તિને બતાવ્યો. કાગળ જોતાં જ શાન્તિ ચમકયો. તેણે સૌન્દર્યવતીના હાથમાંથી કાગળ લઇ

વાંચવાનો પ્રયત્ન કર્યો; પણ નીસાના જોરથી વાંચી શક્યો નહિ. સૌન્દર્યવતીથી છૂટવાને તે પણ ઇચ્છતો હતો. મલ્લરાજ–વાસુદેવ અને કાન્તિ તરફથી પણ તેને છૂટા થવાની જ સૂચના મળેલી હતી.

સૌન્દર્યવતીએ તેને સહિ કરવા ઇન્ડીપેન આપી. ધ્રૂજતા હાથે શાન્તિએ સહિ કરી કાગળ અને ઇન્ડીપેન સૌન્દર્યવતીને આપતાં કહ્યું; “ લે બસ; હવે તું તારે રસ્તે અને હું મારે રસ્તે. મહેરબાની કરીને હવે કોઇ દહાડો તારૂં મુખ બતાવીશ નહિ.”

સૌન્દર્યવતીએ વિશેષ કંઇ નહિ બોલતાં તૈયાર કરી રાખેલી ગાંસડી ઉપાડી બુટ પહેરવા માંડયા. શાન્તિએ નીસાની ઝુમમાં પૂછ્યુ; “ પણ અત્યારે ક્યાં જશો ? ”

“ તે જાણવાનો અને પૂછવાનો અધિકાર તમે હવે ગૂમાવ્યો છે. ”

“ શું એટલી જ વારમાં ? અરે આજની રાત તો ભેગાં રહો.” શાન્તિએ કહ્યું.

“ બી ક્વાઇટ યુ ફુલ. વધુ બેશરમ ના બનો. ” સૌન્દર્યવતીએ છેડાઇને જણાવ્યું.

“ શું આ ધણીને હવે ભૂલી જશો ? ” શાન્તિએ નફ્ટની માફક બોલવા માંડયું.

“ તું મારો પતિ નથી ? ”

“ શું હવે તુંકારે વાત આવી કે ? દિલદાર એક ચુંબન તો છેવટનું દેતાં જાવ. ” શાન્તિ ધૂનમાં ને ધૂનમાં સૌન્દર્યવતીની નજીક દોડયો. સૌન્દર્યવતી બુટ પહેરી રહી હતી. નજીકમાં આવતાં જ તેણે શાન્તિને જોરથી ધક્કો મારી દૂર હડસેલ્યો. દારૂના નીસાથી શાન્તિ મેજ સાથે અથડાઇ જમીન પર પડયો. મેજપર મૂકેલા મોટા આયનાના ટુકડા થઈ ગયા. સૌન્દર્યવતી બારણું ઉઘાડી રસ્તે પડી ગઇ.

શાન્તિ બેઠો થયો અને બરબડયો; “ કર્કશા ગઇ; ખુબસુરત બલા જવાથી નિરાંત વળી. રાંડની જીવતી ચૂડેલ. હાશ આજે છૂટયો.” આમ બકતો શાન્તિ કોચમાં સૂતો અને લગભગ એક કલાકે ગાઢ નિદ્રાને આધિન થયો.

---

## ૧૪.

## સતી અને શંખણી.

રાજનગરના એક ગરીબ મહેલ્લામાં કાન્તિલાલનું મકાન આવેલું હતું. કાન્તિલાલ હજી પણ કંઇ નોકરી ધંધો કરતો ન્હોતો. મલ્લ-રાજ અને વાસુદેવની ખુશામત–ગુલામગીરી કરતાં જે કાંઇ મળતું તે ચા પાણીમાં અને દારૂમાં ઉડાવી દેતો. તેનાં સદ્ભાગ્યે તેને સૌન્દર્યવતી જેવી સ્ત્રી મળી ન્હોતી. પણ આ ગમારને ગુણીયલ ગુણવંતી જેવું સ્ત્રી રત્ન પ્રાપ્ત થયું હતું. વ્યસની અને પ્રમાદી પતીએ તેનાં સૌભાગ્યભુપણો સાથે ઘરનાં વાસણો વગેરે રાચરચીલું પણ દારૂ વગેરે પીવામાં વેચી નાખ્યું હતું. ઘરમાં ખાવાને માટે ઉપયોગનાં વાસણો સિવાય વધારે કંઇ રહ્યું ન્હોતું. ઘરમાં પ્રવેશ કરનાર જો ઝીણી નજરે જુએ તો તરત જ જાણી લે કે આ ઘરમાં દારિદ્ર્ય દેવનો સદાને માટે નિવાસ થએલો છે. રહેવાનું ઘર નાનું હતું; પણ ગૃહદેવીની કાર્યદક્ષતાથી સ્વચ્છ અને રમણીય જણાતું. ઘરમાંની થોડીક વસ્તુઓ ગુણવંતી એવી સફાઇથી ગોઠવતી કે પરાયા માણસને ઘરની ગરીબાઇનો એકદમ ખ્યાલ આવી શકે જ નહિ. પાપી પતિના પનારે પડેલી આ પવિત્ર પ્રેમદાને પતિ તરફથી અતિ કષ્ટ સહન કરવું પડતું હતું, તદપિ તે એક શબ્દનો પણ સ્વામિ સન્મુખ ઉચ્ચાર કરતી નહિ. તેમ પડોશીઓને કે કોઇ અન્યને પોતાનું દુઃખ જણાવતી નહિ.

સઘળું દુઃખ મનમાંને મનમાં સમાવતી. કાન્તિલાલ એક રાતું દોઢીયું પણ તેને આપતો નહિ. ગૂજરાન ચલાવવાને માટે પણ મોટી મુશીબત પડતી. પોતે કંઈ કમાતો નથી; ઘરમાં અનાજ લાવતો નથી, એવું કાન્તિલાલ જાણતો હોવા છતાં ખાવાનું કેમ નથી? અનાજ કેમ નથી વગેરે કહી ગુણવંતીને સખ્ત ત્રાસ આપતો. ગરીબ ગુણવંતી મુંગે મોઢે સઘળું સહન કરતી. પતિ કમાશે એવી આશા તેણે હવે મૂકી દીધી હતી. ઘરનું ખોટું દેખાય નહિ તેને માટે તે દરણાં દળતી, રેંટીયો ફેરવતી. પડોશમાં બે સ્ત્રીઓને ભણાવવા જવાનું પણ શરૂ કર્યું હતું. આ સઘળી મહેનતમાંથી જે કાંઇ મળતું તેનાથી તેનું અને પતિનું ગૂજરાન ચલાવતી. ખર્ચ પણ ઓછું કરી નાખ્યું હતું. બે ખાદીની સાડીયો અને બે કબજાથી તેણે એક વર્ષ ચલાવ્યું હતું. પડોશનાં લોકો ગુણવંતીના ગુણથી તેની તરફ મમતાથી જોતાં; અને ગુણવંતીને આશ્વાસન આપી કંઇ જોઇતું કરતું આપતાં હતાં. પરંતુ ગુણીયલ ગુણવંતી જ્યાં સૂધી ચાલે ત્યાં સૂધી ચલાવી લેતી. ન છૂટકે જ પડોશીઓની પાસેથી મદદ મેળવતી. ખાવાનું ન હોય તો પોતે અપવાસ કરીને ચલાવતી; પણ પતીને પેટપૂર જમાડતી. આવી સતી સન્નારીની કદર કમભાગ્ય કાન્તિ કરી શકયો નહિ. પત્નિની આવી અપૂર્વ ભક્તિથી તે ગમાર મનમાં એમ સમજતો કે જેમ શાન્તિલાલે તેની બૈરીને કાઢી મૂકી તેમ હું કરૂં નહિ તેને માટે તે મને ખુશ રાખવાના પ્રયત્ન કરે છે.

ગુણવંતીને રેંટીયો કાંતતી અને ખાદીનાં જાડાં કપડાં પહેરતી જોઇ તે મૂર્ખનો શીરોમણી તેને અનેક પ્રકારનાં વ્યંગ વચનો સંભળાવતો. ગુણવંતી શાન્ત રહેતી. આ ગંભીરતા અને શાન્તિની અસર કાન્તિ પર જતે દિવસે સારી થઈ. હમેશાં ત્રાસ આપનારો અને

અનેક કુવચન સંભળાવનારો કાન્તિ ધીમે ધીમે પત્નિના પવિત્ર તેજથી દબાતો ગયો. કેટલાક મહિનાથી તો તેણે ગુણવંતીને એક પણ કટુ-વચન સંભળાવ્યું ન્હોતું. તેણે પત્નીથી છૂટા થઇ જવાનો વિચાર તો ક્યારનોએ ગોઠવી રાખ્યો હતો. તે વિચાર અમલમાં મૂકવાની ગોઠવણમાં તે હાલ વિશેષ ધ્યાન આપતો હતો. મલ્લરાજે તેને સઘળી વ્યવસ્થા કરી આપી હતી.

પત્નિનું ઠેકાણું કરવા તેને મુંબાઈ જવાનું હતું. પણ તેણે હજી મુંબાઇ જવાની વાત ગુણવંતીને જણાવી ન્હોતી. આજે જમી પરવારી કાન્તિલાલ બ્હાર સિધાવી ગયો હતો. ગુણવંતી ઘરમાંથી વાસીદું વાળતી હતી. એવામાં જ એક વિકટોરીયા ગાડી તેના ઘર આગળ આવીને ઉભી રહી.

ગુણવંતી ગભરાઇ અને ગાડી તરફ જોઇ રહી. પડોશની એ ત્રણ સ્ત્રીઓ પણ ઘરના ઓટલે ઉભી રહી જોવા લાગી. વિકટોરીઆમાંથી એક અપ ટુ ડેટ પોશાકથી પારસી બાનું જેવી જણાતી સુંદરી નીચે ઉતરી. તેણે આંખ્યોપર ચસ્માં પહેરેલાં હતાં, હાથમાં રેશમી રૂમાલ શોભી રહ્યો હતો. તાજા પૅાલીશ કરેલા ઉચી એડીવાળા કાળા બૂટ પહેરવાથી સુંદરીની શોભા કંઇક જુદી જ જણાતી હતી. આ ફેશનેબલ બાનુ અન્ય કોઇ નહિ પણ સુધારાના છેલ્લે શિખરે ચઢી ચૂકેલાં શ્રીમતી સૌન્દર્યવતી હતાં, કે જે થોડાક દિવસ થયાં એક એકટરની સાથે પ્રેમલગ્ન કરી નાટકશાળામાં રહ્યાં હતાં. આ નામચીન બાનુએ નીચે ઉતરી પડોશની સ્ત્રીયો તરફ બેદરકારીથી જોઇ રૂવાબથી પૂછ્યું, "મી. કાન્તિલાલનું મકાન ક્યાં છે ?"

ગાભરાની માફક જોઇ રહેલી ગુણવંતીએ તત્કાળ ઓટલે આવી કહ્યું, "આજ મકાન."

"ઓ ગુણવંતી! આ તમારૂંજ મકાન કે?" ગુણવંતીને ઓળખતાંજ સૌન્દર્યવતીએ કહ્યું.

"અને કોણ તમે સૌન્દર્યવતી ?" 'ગુણવંતીએ ગંભીરતાથી પૂછ્યું.

"યસ, શું તમે મને ન ઓળખી શક્યાં ?" મુખપર રેશમી રૂમાલ ફેરવતાં શ્રીમતી બોલ્યાં.

"આવો પધારો." કહી ગુણવંતી તેને ઘરનાં લઇ ગઇ અને પોતાને કાંતવાની જ્યાં જગા હતી ત્યાં એક સાદડી નાખી આપી તેનીપર બેસવાનું સૂચવ્યું. સૌન્દર્યવતી આસપાસ નજર ફેરવવા લાગી. પડોશીઓ પણ આ નવીન રંગીલી નારીને નીરખવાને ગુણવંતીના ઘરમાં આવ્યાં. ગુણવંતી મુંઝાઇ પણ શું કરે? સૌન્દર્યવતીને આ ગમ્યું નહિ. આવી અજ્ઞાન અને સાદી સ્ત્રીયોને જોઇ તેણે મુખ બગાડયું.

સઘળાંની સામે જોઇ તે મનમાં હસવા લાગી. ગુણવંતીએ તેની આગળ જળનો કળશ લાવી જળપાન કરવાનું સૂચવ્યું. સૌન્દર્યવતીએ ઉપકાર માન્યો. ગુણવંતી તેની સામે બેઠી અને બોલી, "કહો બ્હેન! આજે ઘણા દિવસે આ ગરીબ ઘરમાં પધારવું શાથી થયું?"

"હું એક ખાનગી કારણસર અહિં આવેલ છું. મારે તમારી સાથે કેટલીક અગત્યની વાતો કરવાની છે, તો આ સઘળાંઓને મહેરબાની કરીને જવાનું જણાવો તો સારૂં."

ગુણવંતી મનમાં ગભરાઇ. પોતાની પર પુત્રીવત્ પ્રેમ રાખનારાં પરગજુ પડોશીઓને તે શી રીતે કહી શકે કે તમે જાઓ? પણ પડોશની સ્ત્રીયો ચતુર હોવાથી સમજી ગઇ. તેમાંથી એકાદ તો સૌન્દર્યવતીને ઓળખતી હતી. ગુણવંતી તરફ પ્રેમ નજરે જોઇ સઘળી સ્ત્રીયો તરત ત્યાંથી ચાલતી થઇ. જતાંજતાં એક વાચાળ અબળાના

મુખમાંથી બોલાઈ જવાયું કે, "રાંડની વાંદરી જેવી જણાય છે. માબાપનું અજવાળ્યું. દેશનું નખ્ખોદ વાળ્યું."

આ શબ્દો ગુણવંતીએ બરાબર સાંભળ્યા; પણ સૌન્દર્યવતી કંઇક વિચારમાં હોવાથી તેના કાને એ બાઇના શબ્દો સંભળાયા નહિ. સૌના ગયા પછી સૌન્દર્યવતીએ પૂછ્યું, " મી. કાન્તિલાલ ક્યાં ગયા છે ? "

" મને ખબર નથી. " ગુણવંતીએ ટુંકામાં પતાવ્યું.

" ગુણવંતી! મને તમારી હાલત જોઇ ઘણો જ અફસોસ થાય છે. "

" મારી હાલત શું ખોટી છે ? "

" તમે ઘણાંજ ગરીબ છો ? "

" ત્યારે તમે ક્યાં શ્રીમાન છો ? "

" કેમ વારૂ ? "

" મારા ભાઇ શાન્તિલાલ ક્યાં નોકરી ધંધે જાય છે ? "

" મી. કાન્તિલાલ અને શાન્તિલાલ બેઉ નફ્ટ છે. તેઓ ભેજાના ખશેલ જેવા બની ગયા છે- "

" ત્યારે તમે પણ અમારી પેઠે ગરીબજ ને ? "

" અરે એમ તે હોય ? આ જમાનામાં પુરૂષો કરતાં સ્ત્રીયો ઘણુંજ કમાય છે. પુરૂષો નામના જ છે. ખરેખરી પુરૂષાર્થી તો આ જમાનામાં સ્ત્રીયો જ છે. "

" તમે શું ધંધો કરો છો ? "

" તે જણાવવાની હું કંઇ જરૂર જોતી નથી; પણ તમે પોતે જ મારાં કપડાંથી, અને મેં પહેરેલા આ સોનાના દાગીનાઓથી ખ્યાલ કરી જુઓ. "

"બ્હેન! મને ગમે એ હું કરૂં અને તમને ગમે તે તમે કરો."

"એમ કે? વારૂ આ જે જાડું કપડું તમે અત્યારે પહેરેલું છે તે શું કહેવાય?"

"ખાદી."

"શું ખાધી?" સૌન્દર્યવતીએ ચમકવાનો ડોળ કરી પૂછ્યું.

"હા, ખાદી. ગરીબનાં અંગ ઢાંકનારી આ ખાદી." ગુણવંતીએ કોમળ સ્વરે કહ્યું.

"તમારા જેવી સુકોમળ સુંદરી આવું જાડું અને ખડબચડું કપડું પહેરે છે જાણી હું ઘણીજ અજબ થાઉં છું. શું તમને આ જાડા કપડાથી ભાર લાગતો નથી? શું આ જાડા કપડાથી તમારૂં સુકોમળ અંગ છોલાતું નથી?"

"ના, સુંવાળાં રેશમી અને મલમલનાં વસ્ત્રો કરતાં મને આ જાડું કપડું ઘણું જ પ્રિય છે. આ જાડા કપડામાં જ મારી આબરૂ અને પવિત્રતા રહેલી છે. બ્હેન! તમે ભલે આ જાડું કપડું જોઇ અત્યારે હસો, પણ એક વખત એવો આવશે કે આખા દેશનો ધર્મ અને ઇજ્જત આવા જાડાં કપડાંથી જ જળવાશે. તમારા જેવી સુકોમળ સુંદરીઓ પણ ઝીણાં કપડાં પહેરતાં લજવાશે અને આવાં જાડા કપડાથી જ પોતાની ઇજ્જત આબરૂ જાળવશે. ટુંકાણમાં ખરી ખાનદાની આ ખાદીથી જ જણાશે."

"છટ્ નોનસન્સ. બધું હમ્બગ. તમારો આ ખ્યાલ ખાલી છે. સુંદર સ્વાદિષ્ટ ભોજન મૂકી ખરાબ ખાણું કોણ ખાશે? આવાં ઝીણાં–સુંવાળાં અને ફેશનેબલ કપડાં ત્યાગી જાડાં ખડબચડાં કપડાં કોણ પહેરશે?"

"બ્હેન ! એ તો સમય આવેજ ખબર પડશે. ભલે તમે તમારા મનમાં ગમે એ માનતાં હો-સમજતાં હો; પણ તમે અત્યારે પહેરેલાં વસ્ત્રોથી જગતનાં સમજદાર જનો તો તરતજ તમારી મશ્કરી કરશે? તમે આ પોશાકથી તમને પોતાને સુંદર જણાતાં હશો પણ જગતની દ્રષ્ટિએ તમારો પોશાક અને દેખાવ એક ગણીકા સમાન જણાય છે. જેમ વારાંગના પુરૂષોનાં દિલ ખેંચવાને સુંદર પોશાક પરીધાન કરે અને ટાપટીપ કરે એવું તમારા વર્તનથી સાફ જણાઇ આવે છે. વળી તમે પહેરેલાં આ બારીક વસ્ત્રોથી તમારાં અંગ-પ્રત્યંગ પણ ખુલ્લાં દેખાઇ આવે છે. ભારતની ભાગ્યવતી ભામિનીયોનાં મુખ દર્શન સૂર્ય ભગવાન પણ કરી શકતા ન્હોતા; તે અબળાઓ આજે વારાંગના સમાન વેશ ધારણ કરી ખુલ્લા બજારે ફાંકડી બની ચાલી જાય છે. બ્હેન! આ સઘળાં દેશની પાયમાલીનાં જ ચિન્હ છે." ગુણવંતીએ કહેવાનું કહી દીધું.

સૌન્દર્યવતી મનમાં ઘણી જ ગુસ્સે થઇ ગઇ, પણ પરાણે ગુસ્સાને શાન્ત રાખી બોલી, "ગુણવંત! તમે હજી દુનિયાંના રંગ જોયા નથી; તેમ જગતમાં સ્વતંત્રતાથી ફર્યાં નથી એટલે તમને વિશેષ અનુભવ મળે જ નહિ. આ સમયમાં જો તમે આવી જાડી ખાદી પહેરી બહાર નીકળો તો લોકો તમને જોઇ ખડખડાટ હસશે. કોઇ સારા સ્થળમાં તમારાથી જઇ શકાય જ નહિ. ટુંકાણમાં તમને સઘળાં ધિક્કારે. માટે સમયને માન આપવામાં જ મઝા છે. જુઓને તમારાં જેવાં જુનાં વિચારવાળાં બિચારાં ઘણાં દુઃખી થાય છે. તેમની દાદ-ફરીયાદ સાંભળે છે કોણ? પણ અમે હિંમતથી આગળ વધ્યાં અને જુના વિચારોને હાંકી કાઢી સાચા સુધારામાં ભળ્યાં તેથી કેવાં સુખી છીએ તે વિચારી જુઓ. તમે ગુણજ્ઞ

છો, પણ જુની સીસ્ટમને વળગી રહ્યાં છો તેથી જ ગરીબાઇમાં સડો છો–રીબાવ છો. ”

ગુણવંતી મનમાં હસી અને બોલી, “ મારૂં આ ગરીબાઇનું સુખ શાન્તિમય છે–અચળ છે. તમારૂં સુખ ક્ષણ ભંગુર છે, પાપમય છે. ગરીબાઇમાં જો કે રીબાવાનું છે; પણ તેમાં કલ્યાણ છે. હું આ સ્થિતિમાં જેટલી સુખી છું તેથી વિશેષ સુખી થવા ઇચ્છતી નથી.”

“ તમે કાન્તિલાલને જીગરથી ચ્હાઓ છો? સૌન્દર્યવતીએ બીજો પ્રશ્ન પૂછ્યો.

“ આ પ્રશ્ન પૂછવામાં તમારી શું મતલબ સમાએલી છે? સૌન્દર્યવતી! તમે શાસ્ત્રનું–ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજતાં હો એમ જણાતું નથી. જો સમજતાં હોત તો આ પ્રશ્ન તમારા મુખમાંથી નીકળત જ નહિ. પતિને પોતાનું સર્વસ્વ અને પ્રભુરૂપ માનવો એ આર્યબાળાનો પરમ અને સત્ય ધર્મ છે. તો હું મારા પતિ પ્રત્યે પ્રેમ ન ધરાવું એ બને જ કેમ? હું મારા પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી છું. મારૂં સર્વ સુખ તેની પ્રત્યેના પ્રેમમાં જ સમજું છું.”

“ પણ તે દારૂડીયા અને કામ ધંધા વિના રખડે છે તેનું...”

સૌન્દર્યવતીને વધુ બોલતી અટકાવી ગુણવંતી બોલી ઉઠી, “ તે ગમે એવા છે પણ મારા શિરછત્ર છે. મારા મુકુટ મણી છે. તેમના વિશેનો એક પણ હલકો શબ્દ સાંભળવાને હું ખુશી નથી. તમારી આ વાતને આટલેથી જ અટકાવો અને તમે જે કામે આવ્યાં હો તે કામ જણાવો.” ગુણવંતીએ કંઇક રોશમય અવાજે કહ્યું.

ચાલાક કુટિલા તરત સમજી ગઇ કે ગુણવંતી ગુસ્સે થઇ છે. આથી તરત તેણે વાત ફેરવી કહ્યું, “ બ્હેન! તમે આવી રીતે ગુસ્સે

થશો એવો મને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો. તમારાં જેવાં ગુણીયણ બાનુને તો સદા શાન્તિ ધારણ કરવી જોઇએ. હું તો તમને ગમ્મતની ખાતર જ પૂછતી હતી. બ્હેન! ખોટું લાગ્યું હોય તો મને માફ કરશો."

"સૌન્દર્યવતી! પતી પ્રેમી બાળાઓના હૃદયથી તમે છેક જ અજાણ છો એમ સમજાય છે. સતી સન્નારી પતિની નિંદા સાંભળવા કરતાં મરણને વધુ ઉત્તમ ગણે છે; અને પોતાના પતિનું ખરાબ બોલનાર-ઇચ્છનારને પોતાના જાલીમ દુષ્મન સમજે છે."

"હું તમારા આવા શુભ વિચારને માટે ધન્યવાદ આપું છું. બ્હેન! હું તો એમ જ સમજતી હતી કે જેમ હું મારા પતિથી કંટાળી છૂટી છું, તેવી રીતે તમે પણ કંટાળેલાં હશો?"

"હું જેની સાથે અગ્નિ અને બ્રાહ્મણની સાક્ષીએ લગ્ન ગ્રંથી વડે જોડાઈ છું; તેના ત્રાસથી-હાથથી અરે દુઃખથી મરણ પામવામાં હું મારૂં મહત્ કલ્યાણ સમજું છું. બ્હેન! હવે આ સઘળી વાતો જવા દઇ તમારો આગમનનો ઉદ્દેશ મને જણાવો?"

"તમે માઈન્ડથી-ધ્યાનથી સાંભળશો?"

"જરૂર."

"તમે મારી વાત જાણી?"

"ના."

"હું મારા પતિથી સદાને માટે છૂટી થઈ ગઈ છું."

"શા માટે?"

સૌન્દર્યવતીએ તમામ વાત ગુણવંતીને વિદીત કરી. ગુણવંતી તેની વાત સાંભળી કંપી ઉઠી. તેણે કહ્યું, "તમે ઘણું જ ખોટું કર્યું. શાન્તિલાલની સેવામાં જ તમારે તમારા સ્ત્રી જન્મની સાફ-

લ્યતા કરવી જોઇતી હતી. તમે ઘણી મોટી ભયંકર ભૂલ કરી છે. આનું પરીણામ તમારે ભવિષ્યમાં ઘણું સહન કરવું પડશે.”

“હું ભવિષ્યને માનતી નથી. આ જન્મમાં જેટલું સુખ ભોગવાય તેટલું ભોગવવું. આ માન્યતાથી જ હું મારા પતીને ત્યાગી અન્યની પ્રેમ પ્રતિમા બની છું.”

“સૌન્દર્યવતી ! તમે કહેવાતા સુધારામાં ભળી છેક જ અંધ બન્યાં છો. સતી સ્ત્રીની ગતી ફક્ત એક જ પતિની સેવાથી છે. પતિવ્રત એ પ્રેમદાનું પરમ પવિત્ર જીવન છે.”

“તમારી વાત મારા મગજમાં ઉતરતી નથી. પતિવ્રતનો મહિમા કાલ્પનિક છે. સ્વાર્થી સાધુડાઓએ અને ભીખારચટ્ટા બ્રાહ્મણોએ જ સ્ત્રીઓની સ્વતંત્રતાપર ત્રાપ મારવાને માટે જ પતિવ્રતના પૂંછડાને પરમ ધર્મ માની વર્ણવ્યો છે અને પૂરાણોમાં ઘુસાડયું છે. યુરોપ આદિ દેશોમાં સ્ત્રીયો યથેચ્છ સ્વતંત્રતા ભોગવે છે, આનંદ ઉડાવે છે. શું તેથી તેઓ પાપી અને અધમાચરણી ગણાય છે કે?” સૌન્દર્યવતીએ ગરદન ટટાર કરીને પૂછ્યું.

સૌન્દર્યવતી બ્હેન! તમારાં જેવાં સુધારક સુંદરીઓએ ઉંડો વિચાર કર્યા વિના અઘટતું વર્તન ચલાવવું એ લજ્જાસ્પદ છે. વિદેશી વનિતાઓ કેવું સ્વાતંત્ર્ય સુખ અનુભવે છે એ જાણવાને માટે વિદેશમાં જઈ ઘણા દિવસ રહેવાની જરૂર છે. તેમનામાં પ્રીતિ લગ્ન થાય છે. પણ એ પ્રીતિ લગ્નમાં વિશુદ્ધ પ્રભુત્વ છે એવું કોણ જાણે છે. પ્રતિપળે છૂટા છેડા થાય છે, ગરીબ અબળાઓ મહાન દુઃખી થાય છે. પતિવ્રતના મહીમાથી જ આપણો ભારતવર્ષ શોભી રહ્યો છે અને એ મહિમાવડે જ હજી ભારતની યશસ્વિ કીર્તિ દિગન્ત વ્યાપી રહી છે.”

“ત્યારે પુરૂષો સ્વતંત્ર અને સ્ત્રીયો પરતંત્ર એમજ ને?”

" ના, સ્ત્રીયો સ્વતંત્ર છે. પતિના હૃદયની સાથે ઐક્યતા થવાથી પતિ પત્ની આત્મસ્વરૂપ બનવાથી સ્વતંત્રતાનો સવાલ જ રહેતો નથી."

"પુરૂષો અનેક સ્ત્રીયો સાથે રમણ કરી શકે અને સ્ત્રી જો એમ કરે તો તે અધમાચરણી ગણાય. આ ક્યાંનો ન્યાય ? હુંતો તમારી વાત સમજી શકતી નથી. જેટલી છૂટ પુરૂષોને છે એટલી છૂટ સ્ત્રીઓને પણ અવશ્ય હોવી.જ જોઇએ. હું તમારાં પોથાં-થોથાંને માનનારી નથી. મારી બુદ્ધિ જે કબુલ કરે તેજ પ્રમાણે હું વર્તનારી છું. વળી કેટલાક ધર્મમાં પણ જુઓ? વલ્લભ સંપ્રદાયીઓએ વિષયાનંદને વખાણ્યો છે. તેમનાં મંદિરો અને ધાર્મીક ગ્રંથોમાં શૃંગાર રસની સરિતા વહેતી જોવામાં આવે છે. વળી વેદાંતીઓ-આત્મજ્ઞાનીયો તો ચોક્ખે ચોક્ખું કહે છે કે-આત્મા પ્રભુ સ્વરૂપ છે. તેને પાપ પુણ્યની સાથે લેવા દેવા નથી. ઇન્દ્રીયો તેનું કાર્ય કરે જાય છે. વામ માર્ગીઓમાં તો વિષયાનંદને ઉત્તમ માન્યો છે. શું આ બધા પંથ અને ધર્મમાં વિદ્વાનો નહિ હોય કે? એમ છતાં એમ માનો કે તમારા કહેવા મુજબ સ્ત્રીયોને અન્યની સાથે વ્યભીચાર કરવામાં મહા પાપ છે. પણ એ પાપનું પ્રાયશ્ચિત પણ છે. શ્રીકૃષ્ણભગવાને કહ્યું છે કે પુરાણ અને ગીતાનો પાઠ કરવાથી સર્વ પાપ નષ્ટ થાય છે. ગુણવંતી બ્હેન ? કહો હવે ? હું અન્યની સાથે રમણ કરૂં અને પછી ગીતાજી વાંચી જાઉં તો પછી પાપ લાગશે કે ? જો પાપ લાગે તો ભગવાનનું બોલવું ખોટું ઠરે. હું..."

ગુણવંતી અકળાઇને બોલી, " સૌન્દર્યવતી ! બસ કરો-બહુ થયું. તમે શુક પંડિતા છો. પુરાણ અને ગીતાનું રહસ્ય પૂર્ણ રીતે સમજી શક્યાં નથી. જે ધર્મ અને શાસ્ત્ર અધમાચરણોની પ્રવૃત્તિ કરનારાં છે, તે ધર્મ નહિ પણ ધતીંગ છે-શાસ્ત્ર નહિ પણ થોથાં છે.

તમે ગીતાજી જેવા પવિત્ર પુસ્તકનું તત્વ નહિ સમજવાથી જ સ્વછંદી બની પાપગામિની બન્યાં છો. આપણાં પવિત્ર પુરાણ અને શાસ્ત્ર અધર્મનું મંડન કરતાં નથી પરંતુ અધર્મનું ખંડન કરી મનુષ્યમાત્રને પરમ પંથે પ્રેરવાનું સૂચન કરે છે."

સૌન્દર્યવતી ખડખડાટ હસી પડી બોલી, "ગુણવંતી! તમે પોથાં બહુ વાંચ્યાં હોય એમ જણાય છે? ઘણું વાંચવાથી બુદ્ધિ બહેર મારી જાય છે. તમે અંધશ્રદ્ધાળુ છો. કદાચ શાસ્ત્રમાં સાચું લખ્યું હોય પણ સમય ફરતાં શાસ્ત્રોને પણ ફેરવવાની જરૂર છે. બાપના કુવામાં ડૂબી મરવાની જરૂર નથી. એકનું પૂંછડું પકડી રાખવાથી ઉન્નતિ થતી નથી. આ ભારત દેશ હજી સૂધી ગુલામીમાં જકડાએલો છે તેનું મુખ્ય કારણ પણ આજ છે. સાલ્લા ડોબા ચારૂ બામણાઓએ સારા દેશનું સત્યાનાશ વાળ્યું છે. પુરૂષ ગમે એમ વર્તે; એકની અનેક સ્ત્રીઓ કરે પણ સ્ત્રીયોને તેમની માફક વર્તવાની સખ્ત મનાઇ. ઓલ આર હમ્બગ–ઢેમ–વિદ્વાન ગણાતા બ્રાહ્મણોનાં એ પુરાણ શાસ્ત્ર તદ્દન અન્યાયી અને એક તરફી છે. પણ ફીકર નહિ. જમાનો બદલાયો છે. સાચા સમજદાર સુધારકો કમ્મર કસીને મેદાને પડયા છે. ગુણવંતી બ્હેન! મારા આજના વર્ડ–વર્ડ–શબ્દે શબ્દ યાદ રાખજો કે જમાનો બદલાયો છે. સાચાં સમજદાર દેખતાં થયાં છે. તમારાં જેવાં જુનાં વિચાર વાળાંને વિમાસવું પડશે અને લુચ્ચા બામણો અને સાધુઓને ઘેર ઘેર ફરી માગી ખાવું પડશે."

"બ્હેન! દરેકને બુદ્ધિનુસાર વર્તવાની છૂટ છે. હવે તમે જે કામે આવ્યાં હો એ કામ જણાવો?" ગુણવંતીએ કંટાળીને પૂછ્યું.

"હું તો તમને સુખી કરવાની ઇચ્છાથી અહિં આવી હતી. પણ તમારા વિચાર સાંભળી હું તે વાત તમને કરી શકવાની હિંમત કરી શકતી નથી."

"મને કેવા સુખમાં લઇ જવા ઇચ્છા રાખો છો ? " ગુણવંતીએ ઠાવકું મુખ રાખી પૂછ્યું.

"ઘણા જ મઝેના સુખમાં. સાંભળો, જાણે હું મારા નામના ધણીથી છૂટી થઇ ગઈ છું, અને નાટકમાં રહી છું. નાટકના મેનેજરે સુંદર સ્ત્રીઓનો સ્ટાફ રાખવાનો નિશ્ચય કર્યો છે. તમારા પતિ મારા આગલા પતિના મિત્ર હોવાથી તમારૂં દુઃખ હું જાણતી હતી. વળી એ એક વખત જ્યારે તમારી પાસે આવી હતી; ત્યારે પણ મેં તમારૂં દુઃખ અને ગરીબાઇ જાણી હતી. આપણે સમાન દુઃખી હોવાથી એક બીજાને મદદ કરવી એ આપણી ફરજ હોવાથી હું તમારી પાસે આવી. પણ."

"શું મને નાટકમાં નટી બનાવવા આવ્યાં છો ? ? " ગુણવંતીએ વચમાં જ પૂછ્યું.

"હા, તે સિવાય સુખી થવાનો એક પણ રસ્તો તમારા માટે નથી." કુટિલાએ જણાવ્યું.

"મહેરબાની કરીને તમે હવે અહિંથી પધારી જાવ."

"મારા શબ્દોથી તમને ગુસ્સો ચઢશે એવો ખ્યાલ મારા મનમાં કદી પણ હતો નહિ."

"સૌન્દર્યવતી ! જાઓ; વાર ન કરો. તમારાં પાપી પગલાંથી આ પૃથ્વી અપવિત્ર થઇ રહી છે. મારે તેને ગંગાજળથી શુદ્ધ કરવી પડશે. અફસોસ ! તમે તમારી જાત લજાવી છે. ભારતભૂમિને ભારે મારી છે. બાઇ ! વધુ કહી શકતી નથી. હું ગુસ્સાના ઘુંટને બળાત્કારે ગળી રહી છું. માટે તમે વિશેષ અપમાન સહન કર્યા વિના જલ્દી ઉભાં થાવ અને પધારી જાવ."

ગુણવંતી ઉભી થઇ. સૌન્દર્યવતી મનમાં ગુસ્સે થઇ, પણ ગુણવંતીનું

મુખ જોઇ વધુ કંઇ નહિ બોલતાં તરતજ ઉભી થઇ અને ઘરમાંથી બહાર નીકળી. પડોશની સ્ત્રીયો બહાર છૂપાઇને અંદરનો સંવાદ સાંભળી રહી હતી. દરેકે ગુણવંતીની પ્રશંસા કરી અને સૌન્દર્યવતીને બહાર નીકળતાં જ ગાળોથી વધાવવા માંડી. સૌન્દર્યવતી પણ ફાવે એમ બકવા લાગી. સ્ત્રીયોમાં વાક્યુદ્ધ મચી રહ્યું. ગુણવંતી તત્કાળ બહાર આવી અને બોલી, “ બ્હેનો ! આ શું કરો છો ? શામાટે તમારી પવિત્ર જીભને અપવિત્ર કરો છો ? જવા દો તેને. કુદરત કોપશે ત્યારે એની મેળે સમજશે. આપણે શું ? ”

સઘળાં શાન્ત રહ્યાં. ગાડીવાને ગાડી હાંકી. વિક્ટોરીઆ સૌન્દર્યવતી સાથે અદ્રશ્ય થઇ. પડોશીયો ઘરમાં ગયાં. ગુણવંતી પણ ઘરમાં ગઇ અને અધુરૂં રહેલું ગૃહકાર્ય કરવા લાગી.

## ૧૫

## પવિત્ર પત્નિ અને પતિત પતિ.

ગુણવંતી ગૃહકાર્યથી નિવૃત્ત થઇ રેંટીયો ફેરવી રૂ કાંતવા લાગી. તેના મનમાં સૌન્દર્યવતીના વિચાર આવવા લાગ્યા. સુધારાના બાહ્યાડંબરમાં ફસેલી એ ફેશનેબલ બલાની ભવિષ્યમાં શું દશા થશે ? અરેરે ! તેના જેવી સ્ત્રીયોએ જ ભારતવર્ષને ડાઘું કલંક લગાડ્યું છે. દુષ્ટાએ પરણેલ પતીનો ત્યાગ કરી બીજાનું ઘર માંડ્યું છે. અરે એટલેથી પણ નહિ વિરામતાં નાટકની નટી બની છે. આમ આત્મગત્ બોલતી ગુણવંતી સૌન્દર્યવતીની દયા ખાવા લાગી. રેંટીયો ધીમે ધીમે ફરતો હતો. સફેત રૂનો ઝીણો તાર ત્રાકપર વિંટાતો હતો. ગુણવંતી અપૂર્વ શોભી રહી હતી. ખાદીની સફેદ સાડી પહેરેલી હોવાથી એ પવિત્ર પ્રેમદા સાક્ષાત સરસ્વતી અને અંબા સમાન શોભતી હતી. રેંટીયો

ચલાવવામાં તે પૂર્ણ ધ્યાન આપી રહી હતી. દેખાવ દેવોને પણ જોવા લાયક હતો.

આ વખતેજ મી. કાન્તિલાલે ગૃહમાં પ્રવેશ કર્યો. સાહેબશાહિ પોશાક પહેરવાથી પોતાને મગરૂર માનતો કાન્તિલાલ જ્યાં ગુણવંતી હતી ત્યાં આવ્યો. ગુણવંતીનું ધ્યાન રહ્યું નહિ. કાન્તિ તેની પીઠ પાછળ આવી ઉભો રહ્યો; અને પત્નિને કાંતતી જોઇ તે મનમાં હસવા લાગ્યો. દારૂનો ડોઝ પીવાથી દિવાના સમાન દેખાતો દારૂડીયો પત્નિના આ પવિત્ર કાર્યની મશ્કરી કરવા લાગ્યો. તે તેના મનથી ગુણવંતીને અજ્ઞાન–મૂર્ખ અને એટીકેટ વિહિન્ સમજવા લાગ્યો. તે થોડીવાર ગૂપચૂપ ઉભો રહ્યો; પણ વધુ વખત તેનાથી શાન્ત રહી શકાયું નહિ. તેણે ખુંખારો કર્યો. ગુણવંતીનું ધ્યાન એની તરફ ખેંચાયું. મુછોને વળ ચઢાવતા પતિદેવને ઉભેલા જોયા. રેંટીયો બંધ કરી તે તત્કાળ ઉભી થઈ અને વિનયપૂર્વક બોલી, "પ્રભુ પધાર્યા કે ?"

"યસ, પણ તું આવું ક્યાં સૂધી કર્યા કરીશ ?" કાન્તિએ પૂછ્યું.

"જ્યાં સૂધી મનુષ્યનું જીવન છે ત્યાં સૂધી તેણે તેનું પવિત્ર કાર્ય કરવુંજ જોઇએ."

"એટલે શું તું તારી આખી જીંદગી સૂધી આ લાકડાનો ચરખોજ ચલાવ્યા કરીશ ?"

"એમાં શું ખોટું છે ? ચરખો ચલાવવામાં આપણું અને આખા દેશનું કલ્યાણ સમાએલું છે."

"શું આ ચરખામાં ? છટ્ ! હું માની શકતો નથી. તારા જેવાં ઘણાં મૂર્ખાઓ માને છે કે આ ચરખાથીજ હિંદુસ્થાનનું દળદર ફિટશે. તેમની આ માન્યતા ઉપર મને ઘણુંજ હસવું આવે છે. રેંટીયો ફેરવવાથી કદાપિ પણ હિંદુસ્તાનનું ભલું થનાર નથી. પણ

ઉલટું નુકશાન થશે. ગુણુ! તું આ ધતીંગ છોડી દે. તારા આ રેંટીયાનો અવાજ પણ મને ત્રાસદાયક લાગે છે. મારી શાન્તિમાં ભંગ પાડે છે. મારા પોઝીશનના ટુકડે ટુકડા કરી નાખે છે."

"પ્રાણેશ! આપ આ શું બોલો છો? આ રેંટીયાના રૂડા પ્રતાપથીજ હિંદુસ્તાન પ્રથમ સુખી અને આબાદ હતું. ગરીબ લોકો રેંટીઆ વડેજ ગુજરાન ચલાવતાં અને શરીર ઢાંકતાં. તેમને પેટની વેઠ કરવાને માટે કોઈની પણ ઓશીયાળ વેઠવી પડતી ન્હોતી. પણ જ્યારથી હિંદુસ્તાનીઓના ઘરમાંથી રેંટીયા ગયા; ત્યારથીજ આ દેશની દુર્દશા થઇ રહી છે. પેટની વેઠને માટે પારકાની ખુશામત કરવી પડે છે અને વસ્ત્રને માટે વિદેશપર આધાર રાખવો પડે છે. સ્વામી! આજની પરિસ્થિતિ તો નિહાળો. દેશમાં દારિદ્ર્યનારાયણની સત્તા ચાલી રહી છે. એક વખતના સુખી દેશનાં મનુષ્યો આજે દિવસમાં એકવાર પણ પેટ પૂરતો ખોરાક મેળવી શકતાં નથી. વસ્ત્રને અભાવે ઉઘાડાં ફરે છે. શું આપે પેપરમાં કોઇ વખતે નથી વાંચ્યું કે વસ્ત્ર અન્નના અભાવે અનેક સ્ત્રી–પુરૂષોએ આત્મત્યાગ કર્યાં છે? સ્વામી! આ બધાનું કારણ એજ કે આપણે સ્વાશ્રયી મટી અન્યની ઉપર આધાર રાખ્યો. કલ્પવૃક્ષ સમાન આવા ચરખાઓનો નાશ કર્યો અને દરેકે પોતપોતાનો સ્વાર્થ સાધ્યો. પ્રભુ!"

કાન્તિલાલ વચ્ચે જ બોલી ઉઠ્યો; "ગુણુ! તું બહુ પંડિતા છે એવું હું સારી રીતે જાણું છું. બસ, હવે તારૂં બોલવું બંધ રાખ અને મને પાણી લાવી આપ." કાન્તિલાલે માથા પરની હેટ ખીંટીએ ભરાવી એક સાદડી પર સ્થાન લીધું. ગુણવંતીએ જળ લાવી પતિને પાયું. રૂમાલથી મુખ લ્હોતાં કાન્તિ બોલ્યો; "ડીઅર! આવ; અને મારી નજીક બેસ. મારે આજે તારી સાથે જ વાતો કરવી છે."

"આપની આવી જ દયામય કૃપાની હું ઇચ્છા રાખું છું." ગુણવંતી પતિની નજીક બેઠી.

"ડિયર ! તું દિવસમાં કેટલા કલાક કાંતે છે વારૂં ?"

"મને જે વખતે સમય મળે છે તે વખતે કાંતવા બેસી જાઉં છું."

"પણ હું તો જ્યારે ઘરમાં આવું છું ત્યારે તને ચરખાનું ચક્કર ચલાવતી જ જોઉં છું."

"મારો ઘણો ખરો સમય કાંતવામાં જ જાય છે. ઘરનાં કામકાજ હું જલ્દીથી આટોપી લઉં છું."

"મને લાગે છે કે તું આ ચરખો ચલાવવામાં આખરે દિવાની બની જઇશ."

"પ્રાણેશ ! આ રેંટીયો રત્ન છે. માંદાને પણ સાજા કરવાની શક્તિ ધરાવે છે. આ રેંટીયામાં અજબ ચમત્કાર છે. આ કષ્ટનો ચરખો ગરીબોનું અક્ષય પાત્ર છે. શત્રુઓને સુદર્શન સમાન છે. આપને અનુભવ કરવો હોય તો થોડાક દિવસ રેંટીયો ચલાવી જુઓ."

કાન્તિલાલ ચમકીને બોલી ઉઠયો, "શું હું રેંટીયો ચલાવું? ઓ મૂર્ખ ! તું આ શું બકે છે? જ્યારે મી. કાન્તિલાલ રેંટીયો ચલાવશે ત્યારે આ આસમાન જમીન પર તૂટી પડશે. મારા જેવા કૂકડથી એવું હલકું કાર્ય બની શકે જ નહિ. મેં તને બોલવા ચાલવાની છૂટ આપી છે તેથી જ તું આવું કહી શકે છે. બાકી જો બીજા કોઇએ ચરખો ચલાવવાનું કહ્યું હોત તો તેને મારૂં પોઝીશન એકદમ બતાવી દેત. ગુણવંતી! તું તારા રેંટીયાને ગમે તેટલો વખાણીશ પણ તે મારા મગજમાં ઉતરનાર નથી. તારા રેંટીયાને હું ધિક્કારૂં છું."

પ્રભુ! શા માટે? આ રેંટીયાના પ્રતાપે જ આપણે સુખી છીએ. આ રેંટીયોજ આપણા ગરીબના ઘરનું કલ્પવૃક્ષ છે."

"શું આ રેંટીયાથી જ આપણે સુખી છીએ? કેવું હમ્બગ!"

"હા, આપજ વિચાર કરી જુઓ કે આપ શું કમાવ છો? આપ તો નિરંતર બહાર ફર્યા કરો છો. આપણું ગૂજરાન શાથી નભે છે? નાથ! આ રેંટીયાના જ રૂડા પ્રતાપ છે. હું ગૃહકાર્યથી નિવૃત્ત થઈ આ રેંટીયો કાંતું છું. તેમાં આપણું સુતર અને વેપારીઓનું પણ કાંતું છું. આપણા કાંતેલા સુતરનું કપડું વણાવું છું અને એ કપડું હું પહેરી આપને મારા કપડાંના ખર્ચના બોજામાંથી બચાવું છું. વેપારીઓના સુતરના નાણાંની ઘરમાં પરચુરણ ચીજો લાવું છું. આમાંથી પણ વખત બચાવી બે બાઇઓને વાંચતાં શીખાડું છું. પરોઢીએ ઉઠી દરણું દળી નાખું છું. આવી રીતના કામ ધંધામાંથી પેદા કરેલા પૈસાથી આપણું ગુજરાન નભે છે." ગુણવંતીએ પોતાની સ્થિતિનું દિગ્દર્શન કરાવ્યું. દારૂડીયો કંપ્યો અને આશ્ચર્ય પામ્યો. આવી સુલક્ષણી પવિત્ર પ્રેમદાના શબ્દો સાંભળી હસવા લાગ્યો અને ગુણવંતીને મનમાં મૂર્ખ માનવા લાગ્યો. તેણે સીગાર સળગાવી અને તે પીતાં બોલ્યો, "તારૂં કહેવું રાઇટ-ખરૂં છે. તું ઘણી મહેનતુ સ્ત્રી છે. હિંદુ શાસ્ત્રમાં લખ્યું છે કે પતિની સેવા કરવી એ સુઘડ સ્ત્રીનો ધર્મ છે. આ ધર્મ તું બરાબર પાળે છે. પણ તારા રેંટીયાથી કંઇ આપણું અને દેશનું દળદર ફીટે એવું તો મારા સમજવામાં આવતું નથી."

"પ્રાણેશ! આજે આખું હિંદુસ્થાન વિદેશી વસ્તુઓના મોહમાં અંધ બનેલું છે. આ રેંટીયાનો નાશ થયા પછી આખો દેશ પરતંત્ર બન્યો છે. પણ આખરે સત્ય સમજતાં અને ગુલામીની બેડીયો વધુ મજબુત થતાં ભારતવાશિયોની આંખ્યો ઉઘડશે અને જે રેંટી-

યાની તમે અત્યારે મશ્કરી કરી રહ્યા છો; તેજ રેંટીયો ઉત્તમ ગણાશે અને તે દરેકના ઘરમાં શોભશે."

"એને માટે ઘણો લોન્ગ ટાઇમ-ઘણો વખત જોઇશે. પણ મારા જેવા તો મરી જશે અરે કદાચ ભીખ માગશે તો પણ રેંટીયાને હાથ લગાડશે નહિ."

"પ્રાણેશ! ભૂલો છો. ભારતનાં સંતાનો જ્યારે યથાર્થ રીતે સ્વમાન સમજતાં થશે ત્યારે જરૂર આ રેંટીયા સમાન સુદર્શન ચક્ર હાથમાં ધારણ કરી ગુલામીની બેડીયો તોડશે અને આજના ભીખારી ભારતને મહાભાગ્યવાન બનાવશે. મારા શિરછત્ર! સાંભળો. હું આપને રેંટીયાની મહત્તાનું એક ગીત સંભળાવું."

"કેટલી વાર ચાલશે? ટુંકું હોય તોજ ગાજે."

"ટુંકું છે; પણ મધુરૂં છે."

"એ તો તને મધુરૂં લાગે. વારૂં ક્યાંથી શીખી?"

"સ્વદેશ ગીતા નામક ચોપડીમાંથી વાંચી કંઠે કર્યું છે."

"ઓલરાઇટ. ચલાવ જોઇએ." સીગારના ધૂમાડા કાઢતા કાન્તિએ હુકમ કર્યો.

ગુણવંતી તેના મીઠા સૂરથી ગાવા લાગી.

પ્રાચીન અમારા દેશનો, ઉદ્યોગ ગૃહનો રેંટીયો;
ઘર ઘર ફરી જાગૃત કરો, પાછો મૂકેલો રેંટીયો.
મૃત પ્રાય ભારતદેશનું, છે એક અમૃત રેંટીયો;
ભારત તણા સૌ રોગનું, છે એક ઔષધ રેંટીઓ.
લાખ્ખો નિરાશાની મહીં,આશા કિરણ છે રેંટીઓ;
ભારત તિમીર દળ ભેદીને, ચમકી રહે છે રેંટીઓ.

મશગુલ થઇ એ સુરમાં, જન ફેરવો આ રેંટીઓ;
સ્વધર્મની સેવા ગણી, છે ભવ્ય મૂર્તિ રેંટીઓ.
મંદિર અને મસ્જીદમાં, પધરાવજો આ રેંટીઓ;
સાઠ ક્રોડી દ્રવ્યનો, રક્ષક પિતા છે રેંટીઓ.
દુષ્કાળનો પણ કાળ છે, આ પ્રાણ ભરતો રેંટીઓ;
ભૂખ્યા કરોડો બાન્ધુનો, છે અન્નપૂર્ણા રેંટીઓ.
ટાઢે થથરતાં રંકજનનો, વસ્ત્રપૂર્ણા રેંટીઓ;
આ શસ્ત્ર હીન પ્રજાતણો, છે શસ્ત્ર પૂર્ણા રેંટીઓ.
લાજ લેંકેશર તણી, લુંટાવશે આ રેંટીઓ;
માન માન્ચેસ્ટર તણાં, મૂકાવશે આ રેંટીઓ.
જડ કાષ્ટનો જોકે બનેલો, દીસતો આ રેંટીઓ;
ચેતન થકી ભરપૂરને, જીવંત છે આ રેંટીઓ.
ખાતાં પીતાં સુતાં અને, વળી સ્વપ્નમાંહી રેંટીઓ;
રટન કરજો રાત દિન, બસ રેંટીઓને રેંટીઓ.

"હજી કેટલું લાંબું બન્યું છે?" કાન્તિએ સીગારના ઠુંઠાને ફેંકી દેતાં પૂછ્યું.

"પૂરૂં થઇ ગયું. કેમ આપને પસંદ પડયું ને?"

"આમાં શું ગાયું તારૂં કપાળ? મેં તો જાણ્યું કે કેવું એ મઝાનું ગાન હશે? પણ ગાનનું જ્ઞાન તારા જેવી ગમારને ક્યાંથી હોય? ગાન તાન તો ગણીકાનું જ, બાકી ફાંફાં. ગુણવંત! ત્હેં ગાએલું ગાન તદન ખરાબ છે. માટે હવે ગાઇશ નહિ. વળી મહિં લેંકેશાયર અને માનચેસ્ટરનાં નામ આવ્યાં તેથી કરીને ઘણું ડરવાનું કારણ છે. કારણ કે આપણા નામદાર સરકાર જોકે હાલ રાજા કહેવાય છે પણ તે અસલ તો વેપારી હતા. આ દેશમાં

વેપાર કરવાને બ્હાને જ આવ્યા હતા. તે વખતે આપણો આ દેશ તદ્દન જંગલી હતો; અરે અક્કલ શૂન્ય કહીએ તો પણ ચાલી શકે. તે વખતે ચોર–લુંટારા પિંઢારાનો ત્રાસ બેહદ હતો. રાજા–મહારાજાઓ એક બીજાની સામે તલ્વારો ખેંચતા અને કપાઇ મરતા. ઓરતોની આબરૂ જાળવવી પણ મુશ્કેલ. લોકો તદ્દન જડ અને જાડાં ખાદીનાં કપડાં પહેરવામાં જ આનંદ માનનારા. આવી દુર્દશા નિહાળી બ્હાદુર અંગ્રેજ. વેપારીયો વ્હારે ચઢયા. તેમણે બદમાસ લોકોનો નાશ કરી શાન્તિ સ્થાપિ. રાજાઓને એક બીજાની સાથે લઢતા અટકાવ્યા અને તે સઘળાઓના રક્ષણનો ભાર પોતાને માથે લઇ સર્વત્ર સુલેહ શાન્તિ પાથરી. જંગલી લોકોને ભણાવી સુધાર્યા. દેશી કારીગરો કે જેઓ રેંટીઆ વગેરે ચલાવનારા હતા તેમને મશીન પર કામ કરતા કરી દીધા. તેમના દેશથી સુંવાળું કાપડ આવ્યું. આપણા લોકો ગાંડા ઘેલા બની ગયા અને પૂર્ણ ઉત્સાહથી ખડ-બચડી ખાદીને છેવટના રામ રામ કરી ફેશનેબલ વસ્ત્રો પરીધાન કરી રંગીલા બની ગયા. ગુણવંત! ટુંકામાં તને આખો ઇતીહાસ જણાવી દીધો. બોલ હવે તારો રેંટીયો કોણ ફેરવશે અને ખાદીનાં કપડાં કોણ પહેરશે ?"

"જેને સ્વમાન વ્હાલું હશે, જેને ભારતમાતાની જતી લક્ષ્મીને અટકાવવી હશે; જે પોતાનો જન્મ સિદ્ધ હક્ક બરાબર સમજતો હશે અને જેને ભારત માતાના કલ્યાણની ખરી લાગણી હશે એતો જરૂર રેંટીયો ફેરવશે અને જાડાં ખડબચડતાં ખાદીનાં કપડાં પૂર્ણ પ્રેમથી પરીધાન કરી પોતાનું અને પોતાના દેશનું ગૌરવ જાળવશે."

"અરે ગાંડી! નકામાં ટાયલાં શું બકયા કરે છે? એતો સમય આવે ખબર પડશે. જ્યાં સુધી નામદાર સરકાર આંખ આડા કાન

કરશે ત્યાં સૂધી જ તારા જેવા વિચારવાળાં ખાદી પહેરશે. પણ જ્યારે ખાદી પહેરનાર વિશે ખાસ સખ્ત કાયદો ઘડાશે અને ખાદી પહેરનાર–રેંટીયા ચલાવનાર રાજ્યના ગૂન્હેગાર ગણાઈ જેલની જાત્રાએ સિધાવશે ત્યારે જોજે કે ખાદી પહેરનારાઓમાંથી કટલા ઓછા થઇ જાય છે. ખાદી પહેરવાનો હાલમાં તો એક જાતનો મેનીયા ચાલ્યો છે. પણ તે વધુ વખત ચાલી શકશે જ નહિ."

"જેની રગેરગમાં સ્વદેશાભિમાન વસ્યું છે; જે પોતાનાં અનેક કંગાલ ભાઇ બ્હેનોને અન્ન વસ્ત્ર ભેગાં કરવાની કાળજી ધરાવે છે, એ તો પ્રાણ જતાં પણ લીધેલા વ્રતનો ત્યાગ કરશે નહિ. પછી ભલેને તેને કેદમાં નાખો કે ફાંશીને માંચડે ચઢાવો. સાચા દેશ ભક્તોનો ટેક તો અચળજ રહે છે."

"એતો સમય આવે બતાવીશ. મારા માઇન્ડમાં તારી દલીલો નકામી છે. મને તો ખાદીનો પહેરવેશ તદ્દન ગામડીયા ગમાર જેવો જણાય છે. તેં પહેરેલી જાડી ખાદી તારા રૂપને શોભાવાને બદલે તને ઘણીજ બદસુરત બનાવે છે."

"સ્વામી! રૂપ ક્ષણીક છે. રૂપ આખરે કરૂપ થવાનું છે. મારા મનથી તો ખાદી પહેરવાથી સ્ત્રીયોની સુંદરતા વધે છે. પણ તમારી દ્રષ્ટિમાં અને માન્યતામાં જુદું હોવાથી હું આપને વિશેષ કેવી રીતે સમજાવી શકું?"

"મારે વિશેષ સમજવાની લગીર પણ જરૂર નથી. પતિની આજ્ઞા પત્નીએ પાળવી એ સ્ત્રીનો ધર્મ છે. જો કે તું ખાદી પહેરે તેમાં મને વાંધો નથી; પણ લોકોમાં શું કહેવાય? હું બહાર રોફ બંધ ફરૂં અને તું આવી રીતે મવાલી જેવી રહે. આથી શું મારા પોઝીશનમાં ખામી ન પડે કે? હું આજ સૂધી તને કંઇ પણ નહિ

કહેતાં ચલાવી લેતો, પણ જ્યારે પોઝીશન પાયમાલ થવા બેઠું ત્યારે જ તને કહેવાની જરૂર પડી. ડીઅર! તને ખબર છે? આજકાલ ભભકાબંધ રહેવાથીજ દુનિયાંમાં પૂજાવાય છે. દુનિયાં દંભને જ માનનારી છે."

"આપની આજ્ઞા પાળવાને હું ધર્મથી બંધાયેલી છું. આપની જો એવીજ ઇચ્છા હોય તો હજારેક રૂપીઆ ખર્ચી મને સુંદર રેશમી વસ્ત્રો લાવી આપો. હું ક્યાં ના પાડું છું."

કાન્તિ ગભરાયો. પાસે પૈસા છે નહિ એનો ખ્યાલ આવ્યો. ઘરની દશા તાજી થઇ. તેણે આંતરીક નિઃશ્વાસ નાખ્યો. ભૂલે ચૂકે કહ્યું તો ખરૂં પણ કપડાં લાવવા રૂપીઆ લાવવા ક્યાંથી? કાન્તિ વિચારમાં પડયો. પુનઃ ગુણવંતીએ પૂછ્યું, "કેમ બોલ્યા નહિ? કહો ક્યારે કપડાં લાવી આપશો?"

કાન્તિ એક દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલ્યો; "હું એજ વિચાર કરૂં છું કે કપડાં શી રીતે લાવવાં? જો કપડાં નથી લાવતો અને તેથી તું નિરંતર ખાદી પહેર્યાં કરે તો બહાર મારૂં પોઝીશન શું રહે? આ માટે શું કરવું તેનો વિચાર મારે કરવાની ઘણી જરૂર છે."

"સ્વામી! વ્હાલા પ્રાણેશ! આપ પૂર્ણ વિચાર કરી જુઓ કે પોઝીશન શામાં ગણાય છે? આપ જેને પોઝીશન માનો છો એ સત્ય પોઝીશન નથી. તમારૂં પોઝીશન કોટ પાટલુન હેટ પહેરી ફરવામાં, દારૂડીયા દોસ્તોની સાથે દોસ્તી કરી દારૂના ડોઝ ઉડાવવામાં; નાસ્તીકોની સાથે મળી ખોટી-સાચી નિંદાઓ કરવામાં, નિષેધ ખોરાક ખાવામાં, નાટક ચેટક જોવામાં, પરાઇ સ્ત્રીયો તરફ વિકારમય નેત્ર ફેરવવામાં, સાહેબલોકોની સાથે શેકહેન્ડ કરી તેમની સાથે ખાવાપીવામાં અને નિર્દોષ લોકોને પોઝીશનના ખોટા દંભથી આંજી પાય-

માલ કરવામાંજ તમે અને તમારા મિત્રો ખરૂં પોઝીશન સમજી રહ્યા છો; પણ એ પોઝીશન નથી પણ પતિત–પિશાચીપણું છે. કોઈ પણ સમજુ માણસ તમને પોઝીશનવાળા ગણી માન આપેજ નહિ. જન-સમાજ તો તમને સફેત શાહુકાર અને ઉજળા ખીસ્સા કાતરૂ–ધાપ મારૂજ સમજે. જો તમે સાચું પોઝીશન રાખતા હોત તો આ આપણા ઘરની આવી દુર્દશા હોતજ નહિ. સ્વામી! વખત વિચારો. મારે પડોશીયોને ત્યાંથી અનાજ માગીને લાવવું પડતું હતું. હું રેંટીયો વગેરે મહેનત મજુરી કરી ઘર ચલાવું છું. શું આજ આપનું પોઝીશન કે? બોલો? કેમ બોલતા નથી? પોઝીશનવાળાની વહુને શા માટે જાડી ખાદી પહેરવી પડે? શા માટે તેને લોકોની મજુરી કરવી પડે? પ્રાણેશ! ફરીથી કહું છું કે આ પોઝીશન નથી પણ એક જાતની પ્રાણહારક પીડા છે. સાચું પોઝીશન તો સાદાઇમાં, સ્વદેશમાં બનેલાં વસ્ત્રો પહેરવામાં; જનસમાજની સેવા કરવામાં, પ્રમાણિક-પણામાં અને વિનય વિવેક વાપરવામાંજ ખરૂં પોઝીશન સમાએલું છે.”

કાન્તિ આભો બન્યો. તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે ગુણ-વંતી આજે આટલું બધું કહી નાખશે. તે એક પણ શબ્દનો ઉચ્ચાર કરી શકયો નહિ. તે શાન્ત બેસી રહ્યો. ગુણવંતી સમજી કે કહેવાની કંઇક અસર થઇ છે ખરી. પણ તે તેની માન્યતામાં ઠગાતી હતી. નફટ–નિર્લજ્જ અને બેઠા ખાઉને કદાપિ હિતોપદેશની અસર થાય ખરી કે? દારૂડીયો મનમાં કંટાળ્યો હતો અને વિચારતો હતો કે ક્યારે આનું ઠેકાણું થઇ જાય કે જેથી હું આ બૈરીની બલામાંથી છૂટું અને રૂપીઆ મેળવું. બસ આ વિચારજ તેને થયા કરતો હતો. પતીને ઘણીવાર સુધી શાન્ત બેસી રહેલો જોઇ ગુણવંતીએ પૂછયું, “કેમ શું વિચાર કરો છો?”

"તારા શબ્દોનો. તારા કહેવાની મારા મન પર આજે સજ્જડ અસર થઈ ચૂકી છે. હું પસ્તાઉં છું." કાન્તિએ હાંકે રાખ્યું.

"પશ્ચાતાપ કરવો એ નિરર્થક છે. ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો. જુવાની છે ત્યાં સુધી સૌ કાંઇ થઇ શકશે. આપણું કલ્યાણ ઇચ્છતા હો તો કોઈ ઉધમે વળગી જાવ."

"પણ પૈસા વિના ધંધો શી રીતે કરવો ?"

"હાલમાં કોઇ નોકરી સ્વીકારો."

"છટ્. જે શહેરમાં રોફ બંધ ફર્યા-હર્યા; તે શહેરમાં પ્રાણ જતાં પણ નોકરી કરવાની મારી મરજી નથી."

"ત્યારે કોઇ બહાર ગામ ચાલો."

"હું તેજ વિચારમાં છું. મેં મારા પેલા દોસ્તને પત્ર લખ્યો છે. તેનો જવાબ આજ-કાલ આવી જશે, એટલે આપણે મુંબાઇ ઉપડી જઇશું."

પતિના શબ્દો સાંભળી ભોળી ગુણવંતી કંઇક ખુશી થઈ અને સ્વામી સુધરશે એમ આશા બાંધી પ્રભુનો પાડ માનવા લાગી. પણ ગરીબભોળી બાળાને ક્યાંથી ખબર પડે કે તેનો દુષ્ટ પતિ તેને ખોટું સમજાવે છે? તે નોકરી કરવા નહિ પણ તેના બદલે નાણાં લેવા તેને લઈ મુંબાઈ જવાની ઇચ્છા ધરાવે છે.

ગુણવંતીએ હસ્તા મુખડે પતી સામે જોઇ કહ્યું, "હું આપને માટે ચા બનાવવા જાઉં છું?"

"હા, ટાઇમ થયો છે. જલ્દી બનાવજે. જરીક સ્ટ્રોંગ કરજે."

"બહુ સારૂં."

ભવિષ્યની સુખી આશા રાખતી ભોળી અબળા મેડા પર ગઈ અને પતિને માટે ચા બનાવવા લાગી. એકલો પડેલો કાન્તિ

કંઇક ઉંડા વિચારમાં પડયો. લગભગ દશેક મીનીટ વિચારમાંને વિચારમાં વ્યતિત કરી તે આત્મગત્ બોલવા લાગ્યો, "ગમે એ ઉપાયે ચાર દિવસમાં આ શહેર છોડવું જ જોઇએ. નહિ તો પાંચમા દિવસે મારા પોઝીશનની પાયમાલી થઇ જ સમજવી. વળી મારા વકીલ મીત્ર મી. તાતીયાએ પણ આ શહેર છોડી ચાલ્યા જવાની ભલામણ કરી છે. સાલ્લા કાંધીયાએ મારી ઉપર વોરંટ કાઢયું છે. વોરંટનો અમલ પણ પાંચમે દિવસે થવાની ચોકસ બાતમી મળી છે. જો પકડાયા તો પૂરા બન્યા. કોટ–પાટલુન–ટાઇ વગેરેના પોઝીશનમાં પૂળોજ મૂકાયો સમજવો. માટે ગમે એમ થાય પણ અહિંથી થવું પસાર. જો નશીબ યારી દે અને ગુણવંતીનું ચોકઠું બેસી જાય તો પીડા ટળે. રૂપીઆ હાથ આવવાથી કાંધીયાનું દેવું પણ ચૂકાશે અને બીજાં દેવાના પાપે છૂપાવવાને માટે ગલી કુંચીયો પણ શોધવી મટશે. વળી પોઝીશનથી ફરાશે અને વેપાર પણ કરાશે. મલ્લરાજે બે દિવસમાં સઘળી ગોઠવણ કરી નાખવાનું જણાવ્યું છે. ગોડ કરે અને ગુણવંતીનું ચોકઠું બેસી જાય." કાન્તિલાલ હવાઈ વિચારો કરવા લાગ્યો. એવામાં જ બહારથી અવાજ સંભળાયો કે, "કાન્તિલાલનું ઘર કયું ?"

કોઈ લેણદાર હશે ધારી કાન્તિ ગભરાયો. આવનાર માણસને પડોશીએ ઘર બતાવ્યું. તે માણસે કાન્તિલાલના ઓટલા પર ચઢી પૂછયું, "મી. કાન્તિલાલનું મકાન આજ કે ?"

આવનાર માણસ મુસલામાન હતો. કાન્તિએ કમાડના ઓથે છૂપાઇ જોયું. તેણે તે માણસને જોઇ જાણી લીધું કે તે લેણદાર નથી. તરત તે બહાર નીકળી રૂવાબથી બોલ્યો, "કાં કોનું કામ છે ?"

"મી. કાન્તિલાલનું."

"ક્યાંથી આવો છો ?"

"એક માણસ પાસેથી." આમ કહી તે માણસે એક રૂમાલ બતાવ્યો કે જેથી કાન્તિ તરત સમજી ગયો કે આ માણસ મલ્લરાજ તરફથી આવ્યો છે. આવી અનેક જાતની સંજ્ઞાઓથી મલ્લરાજે પોતાના મળતીઆઓને માહિતગાર કરી દીધા હતા. તત્કાળ કાન્તિ તે માણસને અતિ આદર પૂર્વક મકાનમાં લઇ ગયો. તે માણસ એક સાદડી પર બેસતાં બોલ્યો, "આપનું જ નામ કાન્તિલાલ કે ?"

"હા, હું પોતે જ મી. કાન્તિલાલ. વારૂ શું સમાચાર છે ?"

"તમને આ ચીટ્ઠિ આપવાની છે." તે માણસે એક ચિઠ્ઠી આપતાં કહ્યું.

"તેઓશ્રી હાલ ક્યાં છે ?" કાન્તિએ ચીઠ્ઠી ઉકેલતાં પૂછયું.

"તેની કોઇને ખબર નથી. પણ તેઓશ્રી અહિં તો છેજ નહિ. લ્યો હવે હું રજા લઉં છું."

"બેસો જવાય છે. ચા પીને જજો."

"હું મુસલમાન છું."

"ફીકર નહિ. હું તો મુસલમાનનો સગો ભાઈ જ છું."

કાન્તિએ ચિઠ્ઠી વાંચવા માંડી. તેમાં ટુંકું લખેલું હતું, "આ ચિઠ્ઠી મળતાં તમે મુંબાઈ જજો અને મેં પ્રથમ લખી આપેલો પત્ર શીરનામા પ્રમાણેના માણસને આપજો. તે માણસે સઘળી ગોઠવણ કરી રાખી છે. તમને જલ્દી જવાનો આજે તાર છે. માટે પહેલી ટ્રેઇનમાંજ ઉપડી જાવ."

આ પ્રમાણે લખ્યું હતું. લખનારની સહિ ન્હોતી. પણ કાન્તિ

લખનારને ઓળખતો હતો. કાન્તિનું હૃદય હર્ષથી ઉછળવા લાગ્યું. તેણે ગુણવંતીને ચા લાવવાની તાકીદ કરી. ગુણવંતી ચા લઇ નીચે આવી. નવીન માણસપર દ્રષ્ટિ પડી. અજાણ્યાને જોઇ ચમકી અને કંઇક આશ્ચર્ય પણ પામી. બે પ્યાલા તૈયાર કરી બન્નેની આગળ મૂક્યા. બન્ને બદમાસોએ ચા પીધી. કાન્તિએ આવનાર માણસને પાન અને સીઝર આપી. પાન ખાઇ સીગાર સળગાવી તે આગંતુક સલામ કરી રસ્તે પડયો. કાન્તિએ કાંડે બાંધેલા ઘડીયાળમાં ટાઇમ જોયો. પાંચ વાગવા આવ્યા હતા. તેણે મુછોને વળ દેતાં ગુણવંતી પ્રત્યે કહ્યું, " ડીઅર ! આજે આપણે માટે આનંદનો દિવસ છે. મારૂં નશીબ ફરી ગયું છે. મને સારી નોકરી મળી છે અને તેથી આપણે આજેજ મેલમાં મુંબાઈ સ્ટાર્ટ થવાનું છે. "

" શું આજેજ ? " ગુણવંતીએ ગભરાઇને પૂછયું. તેનું જમણું અંગ ફરકવા લાગ્યું, અનેક કલ્પનાઓ હૃદયમાં થવા લાગી. કાન્તિએ કહ્યું, " હા, ચાલ જલ્દી તૈયારી કર. "

" ખબર કોણ લાવ્યું ? " ગુણવંતીએ ધડકતા હૃદયે પૂછયું.

" હમણાં જ આવેલો માણસ ચિઠ્ઠી આપી ગયો છે. લે વાંચ." કાન્તિએ ચિઠ્ઠી પત્નીના હાથમાં મૂકી.

ગુણવંતીએ ધ્રુજતા હાથે ચિઠ્ઠી વાંચી પતિને પાછી આપતાં પૂછયું; " નીચે લખનારની સહિ નથી. આ ચિઠ્ઠી લખનાર કોણ છે? "

" તે એક પૈસાપાત્ર માણસ છે. બિચારો ભૂલથી સહિ કરવાનું ભુલી ગયો હશે. તેણે આપણે માટે ઘણી મહેનત ઉઠાવી છે. પ્રભુ તેનું ભલું કરે. ગુણુ ! તું હવે તૈયાર થા. કંઇક ભાતુ પણ બનાવી લે. હજી આપણી પાસે ઘણો ટાઇમ છે. તું તૈયાર થાય એટલામાં હું પણ બહાર જઈ આવી ઘરબારનો બંદોબસ્ત કરૂં. ડિયર ! હું બરાબર

સાથે આવીશ." કાન્તિ માથે ટોપી મૂકી ઘરની બહાર નીકળ્યો. ગુણવંતી ઉતાવળથી તૈયારી કરવા લાગી. પણ તેના હૃદયમાં ઉત્સાહ ન્હોતો. મુંબાઇ જવાને માટે તેનો આત્મા ના પાડતો હતો; પણ પતિ કંઇક ઠેકાણે પડે તો સુખી થવાય એ આશાથી તેનું મન જવાને કંઇક ઉતાવળું જણાતું હતું. ગુણવંતી મુંબાઇ જનાર છે એવી વાત પડોશીઓએ જાણતાં સઘળાં તેના ઘરમાં ભરાઇ ગયાં. વિવિધ વાતો ચાલવા લાગી. ગુણવંતીએ સાથે લઇ જવાને પૂરીયો બનાવી એક ડબ્બામાં ભરી લીધી. બીજા જોઇતા સામાનની પણ ગાંસડી બાંધી દીધી. સાત વાગતામાં તો ગુણવંતી તૈયાર થઈ. કાન્તિ આવ્યો. પતિ–પત્નિએ વાળું કરી લીધું. કાન્તિ ભાડાની ગાડી સાથે લેતો આવ્યો હતો. ગાડીમાં ગાંસડી મૂકી. ગુણવંતીએ ઘરને તાળું વાસી પડોશીયોને ઘરની સંભાળ રાખવાનું કહ્યું. પરગજુ પડોશીયો ગુણવંતી જાય છે જાણી ગળગળાં થઇ ગયાં, અને બ્હેન સંભાળીને જજો; પહોંચ્યા પછી કુશળ પત્ર લખજો વગેરે શબ્દો સંભળાવવા લાગ્યાં. કાન્તિ ગાડીમાં ચઢી બેઠો અને ગુણવંતીને ગાડીમાં બેસવાની ઉતાવળ કરવા લાગ્યો. ગુણવંતી પડોશીયોને મળી–ભેટી ગાડીમાં બેઠી. ગાડીવાળાએ ઘોડાને ચાબુક લગાવી. ઘોડો વેગથી ઉપડયો. ગાડી સ્ટેશન તરફ જવા લાગી. લગભગ અર્ધા કલાકે ગાડી સ્ટેશન પર આવી. કાન્તિએ નીચે ઉતરી ભાડું ચૂકાવ્યું. નજીકમાં ફરતા એક મજુર પાસે ગાંસડી ઉંચકાવી પતિ પત્ની ટીકીટ ઓફિસ આગળ આવ્યાં. કાન્તિ ગ્રાંટરોડની બે ટીકીટો લઇ આવ્યો. મેલ તૈયાર હતો. ઉપડવાની વાર હતી. બન્ને જણાં ટ્રેઇનમાં બેઠાં. મજુરને પૈસા આપી વિદાય કર્યો. ટાઇમ થતાં ટ્રેઇન ઉપડી; અને જોતજોતામાં દ્રષ્ટિ મર્યાદામાંથી અદૃશ્ય થઇ ગઈ.

## ૧૬.

## સાચો સંન્યાસી.

* That there is a heaven in this world, and that the power of knowing it and appreciating it is in your own soul.

*Confucius.*

સૂર્ય ભગવાનને અસ્તાચળ તરફ પધારવાની હજી વાર હતી. સૃષ્ટિનાં પાપ-પુણ્યની નિરિક્ષા કર્યાં બાદ પોતાના ઉગ્ર સ્વરૂપને શાન્ત બનાવ્યું હતું. ભાનું ભગવાનને વધાવવાને માટે પશ્ચિમાકાશમાં વિવિધ રંગ પૂરાઇ રહ્યા હતા. પવન મંદ મંદ વાતો હતો. અરણ્ય આનંદમય ભાસતું હતું. પશુ પક્ષીઓ પૂર્ણ ખોરાક મળવાથી અતી આનંદિ બની આમ તેમ ખેલતાં-કુદતાં હતાં. પર્વતોની વિશાળ ગગનચુંબીત હારમાળાઓ અપૂર્વ ભાસ ઉપજાવી રહી હતી. પર્વત પ્રદેશ આ સમયે રમણીય લાગતો હતો. આ પહાડી પ્રદેશમાં એક નાનકડી નદી સર્પાકારે વાંકી ચૂકી વ્હેતી હતી. તેનો જવાનો માર્ગ બે પર્વતોની વચ્ચે થઇને હતો. જળ નિર્મળ હતું. પર્વતો પરથી તુટી પડેલા પત્થરો સરિતામાં પડેલા હતા. આ નદિના કિનારે શ્રી શંકરનું એક જીર્ણ દેવાલય આવેલું હતું. આ શિવાલય નિર્જન સ્થાનમાં આવેલું હોવાથી અલૌકીક ભાસતું હતું. ચારે તરફ આવેલા મોટા પર્વતો; આસપાસ વૃક્ષોની ઘનઘોર ઘટા અને નજીકમાં વ્હેતી નિર્મળ ગંગાથી દેખાવ કૈલાસ સમાન લાગતો હતો. આ

* આ સંસારને વિશે જ સ્વર્ગ છે. અને તેને પારખવાની શક્તિ તમારા પોતાના જ આત્મા વિશે વાસ કરે છે.

શિવાલયમાં કેટલાક દિવસથી એક સંન્યાસીએ આવીને નિવાસ કર્યો હતો. એ સંન્યાસી અન્ય કોઇ નહિ પણ સ્વામી રામાનંદ હતા. અનેક સ્થળોએ ભ્રમણ કરી તેઓ કેટલાક દિવસ થયા આ સ્થળે આવીને રહ્યા હતા. પ્રભુનું ધ્યાન ધરવાને આ સ્થળ તેમને ઉત્તમ જણાયું હતું. તે ઘણો સમય એકાન્તમાં જ રહેતા. દિવસમાં મુકરર કરેલા વખતે તેઓ નજીકના કોઇ ગામમાં જતા અને લોકોને શુભોપદેશ આપી જે કાંઇ મળતું તે લઇ પાછા આવતા અને પ્રભુના ધ્યાનમાં ધ્યાનસ્થ થતા. તેઓ ઘણે સ્થળે ફર્યા હતા. અનેક લોકોને ધર્મ-કર્મ સત્ય અને સ્વદેશભક્તિના અમૂલ્ય ઉપદેશનો લાભ આપ્યો હતો. દરેક ઉપદેશ વખતે તેઓ સ્વદેશ સેવાને પ્રધાનપદ આપતા. સ્વદેશી વસ્તુઓ વાપરવાની ખાસ ભલામણ કરતા; દરેક માણસોને સ્વાશ્રયી બનવાનું કહેતા. તેમના આવા શુભોપદેશથી લોકોમાં સારી જાગૃતી આવી હતી. અનેક લોકો તેમની તરફ આકર્ષાયા હતા અને તેમને પોતાના ગુરૂ તરીકે માન્યા હતા. ત્યારે થોડાક લોકો તેમની નિંદા પણ કરતા. સંન્યાસીને પ્રભુ ભકિત કરવા સિવાય અન્ય કંઇ કરવાનું નથી; છતાં આ સાધુ લોકોને જુદો જુદો ઉપદેશ આપે છે; રાજકીય ચળવળ ચલાવે છે વગેરે બોલી સ્વામિની નિંદા કરતા. આમાંનો મોટો ભાગ પારકાનું ખાવાને પ્રભુના ઘરનો પટો લઇ આવેલા બ્રાહ્મણોનો માલતાલ ખાઇ ધર્મ વિહીન્ બનેલા મંદિરોના મહંતોનો અને સરકારની ખુશામદ કરનારા કેટલાક શ્રીમંતોનો હતો. પણ આવાઓની દરકાર સ્વામીજીને હતી જ નહિ. તેઓતો પોતાનો સાધુ ધર્મ લોકોનું કલ્યાણ ઇચ્છી દીપાવી રહ્યા હતા. રામાનંદ ગામમાં કે શહેરમાં રહેતા નહિ. કાર્ય પૂર્ણ થતાં જ ચાલ્યા જતા અને ક્યાં જતાં એ કોઇને પણ જણાવતા નહિ. આવા પવિત્ર અને જગતનું કલ્યાણ ઇચ્છનારા યો-

ગેન્દ્ર રામાનંદ આ વખતે શિવાલયના ઓટલા પર બેસી સરિતાના વ્હેતા જળ તરફ જોઇ રહ્યા હતા. પવનથી તેમની લાંબી શ્વેત દાઢીના વાળ ઉડતા હતા. તેમના હૃદય સમૂહમાં કંઇક વિચારો ઉત્પન્ન થતા હોય એવું તેમના મુખપર પ્રતિપળે થતા ફેરફારોથી અનુમાન થતું હતું. સ્વામિજી ઘણીવાર સૂધી વિચારવશ વદને શાન્ત બેસી રહ્યા. અંતે હૃદયના વિચાર મુખદ્વારાએ ધીમે ધીમે બહાર નીકળવા લાગ્યા. "અહા! આ સ્થળે કેવું શાન્તિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે! પશુ પક્ષીઓ શાન્તિથી–સ્વતંત્રતાથી આમ તેમ દોડા દોડી કરી રહ્યાં છે. કેવું અનુપમ આનંદદાયક સુખ? જગતનાં મનુષ્યોને આવી અપૂર્વ શાંન્તિનો સ્વપ્ને પણ ક્યાંથી ખ્યાલ હોઇ શકે? જગતનાં મનુષ્યો સ્વાર્થની રાક્ષસી તૃષ્ણાઓને આધિન થઇ જીવન વ્યર્થ ગુમાવે છે. જગતમાં જન્મ લઈ શું કર્તવ્ય કરવાનું છે તેનું ભાન એ બિચારાંઓને ક્યાંથી હોય? સ્વાર્થની રાક્ષસી વૃત્તિથી જગતમાં ઉત્પાત મચી રહ્યો છે. સર્વત્ર સ્વાર્થ–સ્વાર્થ અને સ્વાર્થ જ જોવામાં આવે છે. સ્વાર્થના લીધે મનુષ્ય પાપી બને છે અને અમૂલ્ય માનવ જીવન નષ્ટ કરે છે.

વસે છે ઘોર પાપીને, બળે છે વ્યાધીના ભડકા,
હણે છે ભ્રાતૃ ભ્રાતાને, બતાવે પાપના તડકા;
પિતા પુત્રો વિદારે છે, હણે છે માત બાળોને,
બને છે દોસ્ત દુષ્મનો, ખરેખર છે કળી કાળો;
નથી કંઈ સાર સંસારે, બધે માયા છવાણી છે;
ખરે એ ખોટી માયાથી બધી આશા દબાણી છે.

દુનિયાંમાં દોલત મેળવવાનીજ દોડધામ મચી છે. મનુષ્યો તેમનું સાચું સુખ સંપતિમાંજ સમાએલું સમજે છે. એ સંપતિ સંપાદન કરવા

અનેક કાળાં ધોળાં કરવાં પડે છે. હરી, હરી; સંપતિના કારણેજ મારે મારાં સ્વજનોથી વિખૂટો પડી આ ભગવાં ધારણ કરવાં પડયાં છે. દ્રવ્ય હોવાથીજ આશ્રયે રાખેલો ભીખારી ભયંકર થઇ પડયો, દોલતના કારણે જ આ ભવ્ય ભારતભૂમિ વારંવાર લુંટાઇ છે અને હજી લુંટાય છે. આ બધો લક્ષ્મીદેવીનોજ પ્રતાપ છે. પણ હવે શું ? હું સંપતિ વિહીન—સ્વજન વિહીન થઇ ભગવાં ધારણ કરી આ એકાન્ત અરણ્યમાં બેઠો છું; છતાં પણ મારી અવદશા કરનાર શયતાન હજી શાન્ત થયો હોય એમ જણાતું નથી. તે આજ સુધી મને મારેલો માનતો હતો; પણ જ્યારે સાબરમતીના કિનારે તેનો અને મારો સાક્ષાત્કાર થયો ત્યારથી જ મારા જીવનની તેને ખાત્રી થઇ ચૂકી છે. તે મારો પ્રાણપરહરવાને અનેક કાવાદાવા ચલાવી રહ્યો છે એમ સાંભળવામાં આવ્યું છે. ફિકર નહિ. ભગવાં ધારીને હવે ભય શો ? દેહ જ્યારે ત્યારે પડવાનો છે. આત્મા પ્રભુ રૂપ છે. પ્રભુને કોનો ભય ? પાપાત્મા ! તે ઘણું કર્યું છે. તારા મ્હોતની નોબત હવે વાગી ચૂકી છે. તારાથી ખેલાય એટલા દાવ તું હવે થોડા વખતને માટે ખેલી લે. તારા જેવા ભયાનક પાપીઓના પ્રતાપે જ સૃષ્ટિમાં પાપાચારની વૃદ્ધિ થઇ રહી છે.” સ્વામીજીએ થોડીક ક્ષણ મૌન રહી પુનઃ બોલવા માંડયું; “ જો ધર્મનું યથાર્થ રક્ષણ કરવામાં આવે છે તો ધર્મ તેનું રક્ષણ કરનારનું રક્ષણ કરે છે. જ્યારથી હિંદુસ્થાન પોતાનો સત્ય ધર્મ ભુલ્યું ત્યારથી જ દુઃખના દાવાનળમાં સપડાયું. પરદેશીઓના ચારે તરફથી હુમલા શરૂ થયા. ભારતના ભવ્ય રત્ન ભંડાર લુંટાવા લાગ્યા. અનેક ધર્મો ફેલાવા લાગ્યા. ધર્મના અનેક ફાંટાથી કુસંપ કલેશની વૃદ્ધિ થવા લાગી. હિંદુસ્થાનમાં લોહીની નદીયો ચાલવા લાગી. પરીણામે આમાં ત્રીજાને લાગ મળ્યો. વેપાર નિમિત્તે આવેલી ઇસ્ટ

ઇંડીયા કંપનીએ પરસ્પરના કુસંપનો લાભ લઇ રાજ્યસત્તા સ્થાપિ. ખૂની–ચોર–ધાડપાડુઓને વશ કર્યા. પરસ્પરમાં લઢતા રાજાઓને અભયદાન આપી તેમના રક્ષણનો ભાર પોતાના માથે લઇ તેમનું અરાજકતા દૂર થઇ. શાન્તિનું રામરાજ્ય કહેવાયું. લોકોને સત્ય અને સસ્તો ન્યાય મળવા લાગ્યો. જનસમાજમાં અંગ્રેજી રાજ્યની બોલબાલા બોલાઇ. અંગ્રેજી રાજ્ય અમલથી જો કે શાન્તિ થઇ પણ દેશની ઉન્નતિ ન થઈ. હિંદુસ્થાનનો વેપાર ધીમે ધીમે નષ્ટ થયો અને એ વેપાર પરદેશીઓએ હાથમાં લીધો. શ્રીમંતોએ મોટાં કારખાનાં સ્થાપ્યાં. તેમાં હજારો ગરીબ માણસો ખેતી અને પોતાના બાપનો ધંધો ત્યાગી કારખાનામાં જઇ કામ કરવા લાગ્યા. ગરીબોના ભોગે શ્રીમાનોની વૃદ્ધિ થતી રહી. આવા અનેક શ્રીમાનો અને કરોડો ગરીબોથી હિંદુસ્થાન ઉભરાયો. શ્રીમંતો સ્વાર્થી એશ-આરામી અને ખુશામતીયા બન્યા. સમય જતાં આખો દેશ પરદેશ-પર આધાર રાખતો થઈ ગયો. પહેરવાનાં કપડાં માટે પણ પરદેશ ઉપર આધાર, સરકારમાં શ્રીમંતોનું ચાલે. શરૂઆતમાં જે ન્યાય સસ્તો અને સત્ય મળતો તે ન્યાય આજે મહામોંઘો મળવા લાગ્યો. ટુંકાણમાં જે ભારતવર્ષ પૃથ્વીનો પોષક હતો; તે આજે અન્યના ઉપર આધાર રાખતો થયો છે. ભારતનાં લાખ્ખો મનુષ્યો નિરાધાર અને નગ્ન હાલતે ફરે છે. શ્રીમંતોને ગરીબોની લેશ માત્ર પરવાહ નથી.

દેશમાં પ્રમાદ પ્રસરી રહ્યો છે. દેશભક્તી અદૃશ્ય થઇ. છે અનેક ધર્મ અને મતમતાંતરોથી દેશમાં પક્ષ પડી ગયા છે. મનુષ્યો અંધ-શ્રદ્ધાળુ બનવાથી ભીખારીયો અને સાધુઓની સંખ્યા દિન પ્રતિદિન વૃદ્ધિ પામતી જાય છે. બ્રાહ્મણો પોતાના સ્વાર્થને માટે લોકોને અસત્ય સમજાવી રહ્યા છે. આ સઘળું પરિણામ સત્ય ધર્મ ભૂલવાથી જ

આવ્યું છે. પ્રભુ! પરમાત્મા! શું આ દેશની દયા આપને નથી આવતી? શું આ સ્વર્ગભૂમિમાં આવું થવું સંભવે છે? આપ ગૌપ્રતિપાળ છો. તો શું આ ગૌપાલક ભૂમિમાં ગાયોનો વધ નથી થતો? પ્રભુ! દયા કરો-દયા કરો અને સત્ય ધર્મ ભૂલેલા આ ભારતને ગુલામીમાંથી છોડાવી પૂર્વવત સુખી સંતોષી અને ગૌપાલક બનાવો. ગૃહે ગૃહે રામ-સીતા-સાવિત્રી-શીવાજી-પ્રતાપ વગેરે દેશભક્ત મહાત્માઓ અને સતિ સન્નારીયો ઉપજાવો. પ્રભુ! આપ અંતરયામી છો. કલ્પાંતે ભગવાન્ પ્રભુ એ શાસ્ત્ર વાક્ય છે. ભારતભૂમિ હજારો વર્ષથી પિડાઈ રહી છે; તો હવે વારે આવો અને તેને સુખી સ્વતંત્ર બનાવો." સ્વામિજી બોલતા બંધ રહ્યા; અને ખળખળ અવાજે વ્હેતા સરિતાના જળ તરફ જોઈ રહ્યા. આ અરસ્સામાં જ એકાએક શાન્તિનો ભંગ થયો ઘોડાનાં પગલાંનો અવાજ સંભળાયો. સ્વામિજીએ ઉભા થઈ વિસ્મયતાથી એ તરફ જોયું; તો તેમની અજબ અજાયબીની અંદર જણાયું કે કોઇ એક યુવાન ઘોડેસ્વાર પોતાની તરફ આવે છે. વિકટ-નિર્જન પ્હાડી પ્રદેશમાં ઘોડેસ્વારને આવતો જોઇ સ્વામિજીના હૃદય સમૂહમાં અનેક પ્રકારના તર્ક-વિતર્ક થવા લાગ્યા. તે અનિમેષ દ્રષ્ટે આવનાર ઘોડેસ્વારને અવલોકી રહ્યા. પ્હાડી પ્રદેશ ખાડા-ટેકરાવાળો હોવાથી ઘોડો મંદગતીએ ચાલતો હતો. ઘોડા ઉપર બેઠેલો યુવાન રંગે ગૌર, વિશાળ નેત્રો અને લલાટ દીર્ઘ હોવાથી કંદર્પ સમાન ભાસતો હતો. તેનું માથું ખુલ્લું હતું. વાળ ઓળેલા હતા. ડાબી બાજુએ પાડેલી પાંથી સ્પષ્ટ અને મોહક જણાતી હતી. કોટ પાટલુન પહેરેલાં હોવાથી તે કોઇ અમલદાર જેવો જણાતો હતો. અશ્વ નજીક આવતાં જ સ્વામીજીએ તેને ઓળખ્યો સ્વામિજીના મુખપર છવાએલી ચિંતાને બદલે હવે હર્ષ છવાયો. ઘોડેસ્વાર નજીક આવતાંજ ઘોડેથી

નીચે ઉતરી પડયો અને સ્વામીના ચરણમાં નમતાં બોલ્યો; " બાપુજી ! પ્રણામ. "

" કલ્યાણ. " સ્વામીએ તેને સ્વહસ્તે ઉભો કરતાં પૂછયું, " એકાએક આ તરફ ક્યાંથી આવ્યો ? "

" શિવાલયમાં ચાલો. નિરાંતથી ત્યાં વાતો કરીશું. "

" પણ આજે તો તું સાહેબ બનીને અહિં આવ્યો છેને ? " સ્વામીજીએ હસીને કહ્યું. યુવાને પગમાં પહેરેલા બુટ કાઢી બહાર મૂક્યા અને પછી સ્વામીજી સાથે શિવાલયમાં પ્રવેશી શંકરના બાણની સમિપમાં બન્ને બેઠા. સ્વામીએ પૂછયું; " તને અસલ નામથી બોલાવું કે નવા નામથી ? "

" નવા નામથી. આ નવા નામથીજ હું સર્વત્ર ઓળખાઉં છું. "

" સુરેશ ! તારો અને મારો મેળાપ આજે ઘણા દિવસે થયો નહિ વારૂ ? " સ્વામીજીએ પૂછયું.

" હાજી; પણ આટલા દિવસમાં મને ઘણું વીત્યું છે. પાપીને પકડવાને અને તેના પાપના પૂરાવા એકત્ર કરવાને મને બહુ સુશીબતો પડી છે. "

" તે પાપીનું નામ જવા દે; તેનો પીછો છોડી દે. શ્રીહરી તેને તેનાં પાપનાં ફળ આપશે. "

" બાપુ ! એ પાપીને પકડવાની મેં બિપણ પ્રતિજ્ઞા કરી છે. તેને હું ગમે તે પ્રકારે પકડીશ, તેનાં પાપ પ્રકાશ કરીશ અને નામવર સરકારે જાહેર કરેલું ઇનામ પણ મેળવીશ. "

" તે પાપી હાલમાં ક્યાં છે ? "

" હાલમાં તે એક સ્થળે નહિ રહેતાં છૂપાતો ફરે છે. તેણે જોનસનનો જીવ લેવાનો પ્રયત્ન કર્યો હતો; પણ તેનો એ પ્રયત્ન

પ્રભુ કૃપાએ નિષ્ફળ નીવડયો છે. આ પછી તે પાપી રાજનગર-માંથી વિદાય થઇ ગયો છે."

"રાજનગરમાં તેણે ઘણા મિત્રો કર્યાં હશે?"

"હા, પણ તે વામનરાયની પર જેટલો વિશ્વાસ મૂકે છે તેટલો અન્યની પર મૂકતો નથી. તેણે ઘણી વખતે વામનરાય દ્વારાજ પોતાનું કામ કાઢી લીધું છે."

"વામનરાયને તેની સત્ય ઓળખાણ કરાવી હોય તો?"

"વામનરાય દોલતનો કીડો છે. પૈસા પ્રાપ્ત કરવામાં તે પાપ-કર્મ કરવામાં પાછું વાળીને જુએ એમ નથી. આવા માણસને કદાચ પાપીનો સત્ય પરીચય કરાવીએ તોપણ આપણને ફાયદો થાય નહિ. ઉલટો તે પૈસાનો પૂજારી આપણનેજ ફસાવે. તે દુષ્ટ ખૂની અનેક જાતના સ્વાંગ ધારણ કરે છે. ઘડીમાં તવંગર બને છે, ઘડીમાં ભી-ખારી સાધુ બને છે અને ઘડીમાં સરકારી અમલદાર બની જાય છે. આવી કળાથીજ અને પાપકર્મ કરી મેળવેલા પૈસાનો પાણીની માફક વ્યય કરવાથી તે હજી સુધી છૂટો ફર્યાં કરે છે. વળી તે અનેક નામથી ઓળખાય છે. અનેક યુરોપિયન અને દેશી અમલદારોને નાણાંથી પોતાને આધિન કર્યા છે. વળી એવું પણ સાંભળવામાં આવ્યું છે કે તે ખૂની ડીટેક્ટીવ ખાતામાં રહી ડીટેક્ટીવનું પણ કામ કરે છે."

"ખરેખર આતો ઘણોજ ભયંકર માણસ. આવાને પકડવો તે ઘણુંજ મૂશ્કેલ છે. સુરેશ! તેં આજ સુધી શું કર્યું અને આટલી બધી બાતમી શી રીતે મેળવી?"

સુરેશે ચૈતન્ય અને બુલબુલખાનને છોડાવ્યા ત્યાંથી માંડીને છેક જોનસનનો બચાવ કર્યો ત્યાં સુધીની તમામ વાત રામાનંદને વિદિત કરી; અને પછી જે દસ્તાવેજ મલ્લરાજની તિજોરીમાંથી હાથ લાગ્યો

હતો તે સ્વામીજીને બતાવ્યો. દસ્તાવેજ જોતાંજ સ્વામીજી આનંદ પામ્યા અને બોલ્યા, "બસ આ દસ્તાવેજ પાપીના પૂરાવા રૂપ છે. આ કાગળથી જ પાપી પકડાશે ત્યારે ગુન્હેગાર ઠરશે અને ફાંશીના માંચડે લટકશે. બહાદુર જુવાન! તને ધન્ય છે. તારા અનેક ઉપકાર મારીપર થયા છે. તારા પ્રતાપથીજ મારૂં અને બીજાનાં જીવન બચ્યાં છે. પ્રભુ તારૂં કલ્યાણ કરો."

"બાપુ! મેં આમાંનું એક પણ કાર્ય ઉપકાર જેવું કર્યુંજ નથી. આપના અનહદ ઉપકાર તળે તો હુંજ દબાએલો છું. આ જગતમાં જેનું જે વખતે કોઇ ન્હોતું અને સગાં સંબંધીયો શત્રુ થઇ પડયાં હતાં, તે વખતે આ નિરાધારને આધાર આપનાર તમે જ હતા. તમારા પ્રતાપથીજ હું જગતમાં ઓળખાયો છું, અને કંઇક કરી શક્યો છું. તમારા એ અતુલનિય ઉપકારનો બદલો તો આ જન્મે પણ વાળી શકાય એમ નથી."

"સુરેશ! પેલી બાઇનો કંઇ પત્તો લાગ્યો કે?"

"હા, તે શાન્તિ સ્થળમાંજ મરણ પામી છે."

"શું તે મરણ પામી?" સ્વામીએ નિઃશ્વાસ નાંખી નેત્રો મીંચ્યાં. નેત્રોમાંથી એકાદ–બે જળ બીંદુઓ પણ જમીનપર પડયાં. તેમણે થોડીકવાર પછી નેત્રો ઉઘાડી પૂછ્યું; "તે બાઇને તેના છોકરાનો મેળાપ થયો હોય કે નહિ?"

"મૃત્યુ સમયે જ માતા–પુત્રનો મેળાપ થયો હતો. બાઇએ તેનો એક હાથ કુસુમકાંતના માથે અને બીજો તેના છોકરાને માથે રાખી દેહ છોડયો હતો. અગ્નિસંસ્કાર પણ તેના પુત્રના હાથે જ પામી હતી."

"તે માતા પુત્રે ઘણું જ દુઃખ સહન કર્યું છે. સુખમાં રહેલી બાઇ અંતે દુઃખમાં જ મરી. પ્રભુ તેના આત્માને પરમ શાન્તિ સમર્પો." સ્વામીજીએ પુનઃ આંખ્યો બંધ કરી પ્રભુનું ધ્યાન ધર્યું.

---

૧૭.

## સ્વામિ અને શિષ્ય.

હે ભલા મરના ઉસીકા, જો જીયે અપને લીએ;
વહ અમર જો મર ગયા, જનની જનમ ભૂકે લીએ.

"તે છોકરો હાલ કયાં રહે છે?" ધ્યાન મૂકત થઇ સ્વામિએ પૂછયું.

"શાન્તિ સ્થળમાં. કુસુમકાન્ત તેને સગાભાઇની માફક ચાહે છે."

"પેલો બુલબુલખાન પણ ત્યાંજ રહે છે નહિ વારૂ?"

"હા, બુલબુલખાન મુસલમાન છે; પણ ત્યાંનાં તમામ માણસો તેને પોતાનો જ કુટુંબી ગણે છે."

"ભગવાન એવી ભાવના દરેક ભારતવાસીયોમાં ઉત્પન્ન કરો કે જેથી હિંદુસ્થાનમાં રહેતી તમામ પ્રજા એક બીજાને ભ્રાતૃ ભાવથી ચહાતાં શીખે અને જુદા જુદા ધર્મીઓમાં પણ આત્મ સ્વરૂપ ભગવાનનાં દર્શન કરી દેશનો ઉદ્ધાર કરે."

"બાપુજી! તમે ગમે એમ માનો; પણ મને તો આ દેશ ગુલામીમાંથી છૂટે એવી સ્વપ્ને પણ આશા નથી. દેશની લાગણી ધરાવનારા અનેક વિદ્વાન નેતાઓ પોતાના સર્વસ્વનો ભોગ આપી જન સમાજને સત્ય સમજાવી સ્વદેશાભિમાન જાગૃત કરવા પ્રબળ પ્રયત્નો કરી રહ્યા છે; છતાં ઘોર પ્રમાદમાં પડેલી પ્રજા આટલું-આટલું દુઃખ વેઠતાં; કરોડો દેશબંધુઓને ભૂખે ટળવળી મરતાં જોતાં પણ જાગૃત

થતી નથી. જે પ્રજા વસ્ત્ર જેવી વસ્તુને માટે પરદેશપર આધાર રાખે અને વસ્ત્રો વિના ગરીબ દેશ બંધુઓને દુઃખી થતાં અને ટાઢથી ધ્રુજતાં નિહાળે છતાં પરદેશી વસ્ત્રોનો પ્રેમથી સ્વીકાર કરી તેને પહેરવામાં મહા પુણ્ય અને શોભા માને તેવી પ્રજાનો ઉદ્ધાર કોઈ દહાડો સંભવે ખરો કે? શ્રીમંતો અને મોટા દેશી અમલદારોને તો દેશની કે ગરીબોની લગીર પણ પડી નથી. તેમનામાં દયાનો અંશ તો મારા જોવામાં આવતો જ નથી. કહો બાપુ! આવી સ્થિતિમાં દેશની ઉન્નતિ શી રીતે થાય? દેશનાં કરોડો દુઃખી ગરીબ માણસો સુખી કેવી રીતે બને? તેમની પર દયા દર્શાવનાર કોણ છે?"

"સુરેશ! ભાઈ! તું આમ નિરાશાવાદી શા માટે બને છે! જેનું કોઇ નથી તેનો પ્રભુ છે. દાંત દેનાર જ ચાવણું દેશે. દુઃખની પણ પરી સીમા હોય છે. આ દેશે ઘણું સહન કર્યું છે તો તેને સુખ પણ અવશ્ય મળશે. જડ–પ્રમાદી અને અંધકારમાં ગોથાં ખાતી પ્રજા અંતે જાગૃત થશે, સ્વદેશાભિમાન દરેકની રગેરગમાં પ્રસરશે અને તેજ વખતે કસોટી કરતી આપણી સરકારના દિલમાં પણ અંતરયામી ઉતરશે અને પોતે જ પોતાની પ્રજાને સુખી કરી અપૂર્વ પ્રેમથી ચાહશે. સુરેશ! શું તને ખબર નથી કે નિરાશામાં આશાનું કિરણ છૂપાયેલું હોય છે? તું કહે છે કે ગરીબોની દયા ખાનાર કોઇ નથી; પણ હું કહું છું કે ગરીબોની દયા ખાનાર એક એવી સમર્થ અને સર્વ વ્યાપી શકિત છે કે જે ગરીબોની ઉપર હમેશાં દયાનું અમૃત સીંચ્યા જ કરે છે. શું તેં આ અંગ્રેજી વાક્ય નથી વાંચ્યું કે, +"The

+ દયાનો ગુણ પરાણે ખીલતો નથી, આ પ્રથ્વીપર આકાશમાંથી મધુર મધુર વરસાદ જેમ ટપકે છે તેમ દુઃખીયો પર આકાશ જેવા વિશાળ હ્રદયોમાંથી દયા ઝર્યાજ કરે છે." શેકસપીયર.

quality of mircy is not strained. It droppeth as the gentle rain from heaven, upon the place beneath." માટે નિરાશ થયા સિવાય તું મહાપુણ્યમયી જનસેવા કે જે ઈશસેવા સમાન છે તે બજાવી તારી કીર્તિ યશસ્વિ કર. પણ અરે! હું તને આ બધું ક્યાં કહું છું? હજુ તો ત્હેં વિદેશી વસ્ત્રો પહેર્યાં છે. તું તો અત્યારે મોટા લોર્ડ સાહેબ જેવો જણાય છે." સ્વામીજીએ હસતાં હસતાં કહ્યું.

"સ્વદેશી વસ્ત્રો પહેરવાથી કદાચ સરકાર નાખુશ થાય તો?" સુરેશે સહાસ્ય વદને પૂછ્યું.

"જેનામાં આત્મશ્રદ્ધા નથી; જેનામાં લેશ માત્ર પણ દેશ પ્રત્યેની લાગણી નથી અને જે હમેશાં સ્વાર્થ સાધનાર છે; તેવાઓ જ આવો ભય ધરાવી શકે છે. બાકી મને તો પૂરેપૂરી ખાત્રીજ છે કે આપણી સરકારમાં સત્યાસત્ય સમજવાની સમજ શક્તિ સારી રીતે છે. વળી હિંદી પ્રજા કેટલામાં છે એ જોવાને સરકાર ભારેમાં ભારે કસોટી કરે તો પણ નવાઇ પામવા જેવું નથી. પણ જો ભારતીય પ્રજા કસોટીમાંથી આબાદ બહાર આવે તો તરત જ આ શાણી અને બુદ્ધિમાન સરકાર ધન્યવાદ આપ્યા વિના રહે જ નહિ. માટે પ્રથમ તો દેશ ભકતોને કસોટીના કસે કસાવુંજ પડે છે. કવિ કહે છે કે:-

સ્વદેશ ભક્તિ સાધતાં, સદાય સંકટો નડે;
પળે પળે શિરે અનેક, આફતો ટૂટી પડે.
વિપત્તિ વાદળો વિશેષ, જોર જોર ગડગડે;
અભાગ્ય-મેઘ દીન દેશભક્ત મસ્તકે ચડે.

ડરે નહિ હઠે નહિ, ન કર્મ–મર્મ ચૂકશે;
મરે કદી પ્રયાસમાં, ન પુત્ર ધર્મ મૂકશે.
ગૂમાવશે સ્વદેહ–ગેહ, નેહ માતૃ ભક્ત છે;
ન લોપશે ગૃહેલ માર્ગ, ભારતાનું રક્ત જે."

"આવું દરેક ક્યારે સમજશે?"

"સમય આવે ભગવાન જરૂર તેમના હૃદયમાં સમજાવશે." પણ તું ક્યારે સ્વદેશી બનીશ?"

"બાપુ! હું તો પ્રથમથી જ સ્વદેશી છું. પણ મારા લીધેલા કાર્યમાં મારે અનેક વેશ ભજવવા પડે છે. મારી પ્રતિજ્ઞા પૂર્ણ થતાં જ હું શુદ્ધ સ્વદેશી વસ્ત્ર પહેરતો થઇ જઇશ."

"બીજા કંઇ સમાચાર છે?" સ્વામીજીએ વાત બદલી પૂછ્યું.

"નામધારી મલ્લરાજ તમારો વિનાશ કરવા ઇચ્છે છે. તેમ જ તમે જે સ્વદેશ ભાવનાની પ્રવૃત્તિ કરી રહ્યા છો તે વિશે મોટા અમલદારોને ખરૂં ખોટું સમજાવી તમારી પ્રત્યે દ્વેશ ઉત્પન્ન કરાવે છે. વળી તે મોટા પંડિતો શાસ્ત્રીયો સાધુઓ અને બ્રાહ્મણોમાં પણ ફરી વળ્યો છે અને તેઓને ખરૂં ખોટું સમજાવી જણાવે છે કે રામાનંદ નામનો એક સાધુ સન્યસ્ત ધર્મ વિરૂદ્ધ વર્તન ચલાવી રહ્યો છે અને પ્રભુ ભકિત ત્યાગી લોકોમાં રાજ્યદ્વારી ચળવળ ચલાવી રહ્યો છે."

રામાનંદે થોડીવાર શાન્ત રહ્યા પછી ગંભીર હાસ્ય કરી કહેવા માંડયું; "ભલેને મનુષ્યો ફાવે એમ વર્તે–કહે; પણ પ્રભુ કૃપાએ મારૂં કંઈ પણ અનિષ્ટ થનાર નથી. સૂર્ય ભગવાનની સામે ધૂળ નાખવાથી સવિતા દેવ ઝાંખા થનાર નથી અને ઢંકાઈ પણ જનાર નથી. સારાં કામ કરનારને પળે પળે વિપત્તિઓ આવ્યા જ કરે છે. મારો ધર્મ શું

છે તે હું યથાર્થ રીતે સમજું છું અને તે મુજબ જ મારૂં કાર્ય બજાવું છું. સંન્યાસીઓનો ધર્મ પોતાનું અને જગતનું કલ્યાણ કરવાનો અને ઇચ્છવાનો છે. પણ જગતનું કલ્યાણ તેમનાથી કેવી રીતે થઈ શકે? શું એક સ્થળે બેસી રહી રામ નામ જપવાથી? શું લોકોનાં મિષ્ટાન્ન જમવાથી? શું મોટાં મંદિરોના મહંત બનવાથી? શું સ્વર્ગની કચેરીમાં જવા લોકોને જુઠ્ઠી ક્રિયા કરાવી પૈસા પડાવવાથી? હું આ માની શકતો નથી. જ્યારે ધર્મની અવનતી થાય; ન્યાયનીતિનું ખૂન થાય ત્યારે સાચા સંન્યાસીયોએ અને બ્રાહ્મણોએ ધર્મ—નીતિનું સ્થાપન કરવા એકદમ મેદાનમાં આવવું જોઇએ. પણ આજે આવું કોણ સમજે છે? સંન્યાસીયો માલતાલ મળવાથી મસ્ત બની બેસી રહે છે અને ગાંજાની ચલમો ફુંકી જીવન વ્યતિત કરે છે. બ્રાહ્મણો ખરૂં—ખોટું સમજાવી યજમાનોને છેતરી પોતાનું પાપી પેટ પોશે છે. સંન્યાસી અને બ્રાહ્મણો બન્ને પોતપોતાનો ધર્મ ભૂલ્યા છે અને એજ કારણથી દેશની અવનતી થઇ રહી છે. આવી દશામાં સાચા સંન્યાસીની ફરજ એજ કે જનસમાજને ઉપદેશ આપી તેમનામાં આત્મબળ શ્રદ્ધા—સ્વદેશાભિમાનની લાગણી ઉત્પન્ન કરવી. સાંપ્રત સમયમાં—આ ઘોર કળી કાળમાં અને ભારતની આ ભયંકર દુર્દશાના સમયમાં સાચા સંન્યાસીની—સાધુની અને ઉત્તમતાનો દાવો કરનારા બ્રાહ્મણોની ખાસ ફરજ કર્તવ્ય અને ધર્મ આજ છે."

આટલું જુસ્સાથી બોલી સ્વામીજી બોલતા બંધ થયા. સુરેશનું હસતું મુખ ગંભીર બન્યું. તે બોલ્યો; 'બાપુજી! આપનું કહેવું યથાર્થ છે. જો સાધુઓ અને બ્રાહ્મણો ધારે તો એક પલકવારમાં દેશની દુર્દશા દૂર કરી શકે. પરંતુ કમનશીએ તેઓ દેશની પરીસ્થિતિના સંબંધમાં કંઈ પણ કરી શકવા કમ્મર કસતા નથી. રંકજનોને ભૂખના દુઃખથી ટાંટીયા

ઘરથી મરી જતાં નજરેનજર નિહાળે છે, ધન-વસ્ત્ર વિહીન બાળાઓનું સતીત્વ નષ્ટ થાય છે એવું જાણવા છતાં રાક્ષસી સ્વાર્થને વળગી રહી મોહ-માયાના ગાઢ અંધકાર નીચે દબાઇ રહ્યા છે. પ્રભુ ! આપ ગમે એ કહો પણ આ દેશ અંધકારમાં રહેવાને સર્જાએલો છે. જો આમ નહોત તો આ પવિત્ર ભૂમિમાં અનેક ધર્મો શામાટે હોત? અનેક પેટા જ્ઞાતિયો શા માટે થાત? કદાચ ધારો કે એ બધું હોઈ શકે; પણ અનેક રેલ્વેઓના ફાંટા જંકશન સ્ટેશને તો એકત્રજ થાય છે. તે મુજબ હિંદુસ્થાનમાં ચાલતા અનેક ધર્મનું તત્વ કોઈ સમજતું નથી. ન્યાતીઓનું રહસ્ય જાણતું નથી. ફલાણો અન્યધર્મી, અમુક ફલાણી જાતનો; આવી માન્યતાથી દ્વેશ અને કુસંપની પ્રચંડ જ્વાળામુખી ફાટી નીકળેલી છે. આત્મા પ્રભુ રૂપ છે અને તે સર્વત્ર પશુ પક્ષી અને મનુષ્યોમાં વ્યાપી રહ્યા છે. પૂર્વની આ ભાવના સર્વથા નષ્ટ થઈ છે. તો આવી પરીસ્થિતિમાં ગમે એટલા પ્રયત્નો થાય પણ તે નકામા છે. દેશની દાઝ ધરાવનારા અનેક મહાત્માઓ જીવન પર્યંત દેશનો ઉદ્ધાર કરવાને મથી મર્યા; પોતાના સર્વસ્વનો ભોગ આપ્યો. પણ મરણ સમયે તેમની આશા પૂર્ણ નજ થઇ. ભડભડાટ સળગતી ચીતામાં ભષ્મ થતાં પણ તેમની છેલ્લી આશાઓ અધુરી રહી ગઈ. આવું જોઈ ભારતના કોઈ પણ મનુષ્યનું પાષાણ હ્રદય પીગળશે કે? બાપુ ! ઉન્નતિની આશા અશક્ય છે. જેને પોતાનામાંજ શ્રદ્ધા નથી તે શ્રદ્ધાનું જ્ઞાન કેવી રીતે સંપાદન કરી શકે? મૂળથીજ સંસ્કાર નહિ, અને બાલ્યકાળમાંજ બ્રહ્મચર્યનો સંહાર કરનારમાં સ્વદેશાભીમાન ક્યાંથી ઉત્પન્ન થઇ શકે? બાપજી ! આપના અને અન્ય દેશભક્તોના પ્રયત્નોની અસર આ પ્રજા પર કંઇ પણ થનાર નથી. આવી પ્રજામાં રાજદ્વારી જાગૃતિ પણ જોઇએ જ નહિ. હાલની બહાદુર સરકારના લીધેજ આ પ્રજા સુખ શાન્તિથી

રહી શકી છે. આપજ વિચારી જુઓ કે આગળના જેવા જુલ્મો હાલમાં ક્યાંય થઇ શકે છે? સ્ત્રી પુરૂષો નિર્ભયતાથી સુખમાં ફરી હરી શકે છે. વળી હું મારા અંતઃકરણથી કહું છું કે જેવું સુખ આ રાજ્યમાં પ્રજાને મળ્યું છે અને મળે છે તેવું સુખ હિંદી પ્રજાએ પ્રથમ જોયુંજ નથી. તેમજ આખી સૃષ્ટિમાં અંગ્રેજ સરકાર રાજદ્વારી બાબતમાં જેવી છૂટ મૂકીને વર્તે છે, તેવી છૂટની આશા પ્રજાસત્તાક રાજ્ય વિના કોઇ પણ રાજ્ય તરફથી આપણે રાખી શકીએ નહિ, વળી આ પરોપકારી સરકારના રાજ્યમાં જેવો ન્યાય પ્રજાને મળે છે તેવો ન્યાય બાદશાહો અને અન્ય રાજાઓના વખતમાં પણ મળ્યો નહિ હોય. આ પ્રતાપી સરકારના અમલમાં રૈયતને જે સુખ અને સગવડતા છે તેવી સગવડતાનો ખ્યાલ અસલના લોકોને સ્વપ્નમાં પણ નહિ આવ્યો હોય. તેમજ આપણી માયાળુ સરકાર પ્રજામતની જેટલી દરકાર રાખે છે તેટલી દરકાર અન્ય રાજ્યોમાં હશે કે કેમ તેની મને તો શંકા છે. પોતાની પ્રજાના સુખની સરળતા ખાતર અંગ્રેજ સરકાર જેટલું ખર્ચ કરે છે એટલું ખર્ચ કોઇ પણ સરકાર કરતી હોય એવું મારા માનવામાં આવતું નથી. હિંદી પ્રજાના શું હક્ક છે તે અંગ્રેજ સરકાર સારી રીતે સમજે છે અને પ્રજા આગળ વધતાં તે હક્ક ધીમે ધીમે આપે પણ છે. જન્મસિદ્ધ હક્ક ભોગવવાનો દરેક મનુષ્યને હક્ક છે. સ્વરાજ્ય એ હિંદી પ્રજાનો જન્મ સિદ્ધ હક્ક છે એવું સરકાર પણ સારી રીતે સમજે છે; પણ તે હક્ક પ્રાપ્ત કરવા પહેલાં પ્રજાએ કેટલું આગળ વધવું જોઇએ એનો પણ ખ્યાલ તેને છે, જ્યારે પ્રજા પૂરેપૂરી આગળ વધશે અને પોતાના હક્ક ભોગવવા જેટલી લાયકાત ધરાવશે, ત્યારે તુરતજ અરે એક પળવારનો પણ વિલંબ કર્યા વિના કાર્યદક્ષ સરકાર આપણા તમામ હક્ક સમર્પણ કરી આપણી શુભેચ્છક બની

જશે અને આપણી વધુ ઉન્નતિને માટે ભગીરથ પ્રયત્નો કરશે.” સુરેશે જેટલું કહેવાનું હતું તે બધું સ્વામીજીને કહી સંભળાવ્યું.

સ્વામીજી થોડીવાર શાન્ત રહી બોલ્યા, “આપણી સરકાર વેપારી છે એટલે સર્વ બાબત જલ્દી સમજવાનું તેનામાં પૂરતું જ્ઞાન છે. પરંતુ વર્ષોનાં વર્ષ વિત્યાં છતાં તેણે આપણા માટે ઘણું કાંઇ કર્યું નથી. પ્રજાને જન્મસીદ્ધ હક્ક ભોગવવાને લાયક બનાવવી એ આપણી સરકારની પ્રથમ ફરજ છે. અનેક સ્વદેશ વત્સલ વીરલાઓ સ્વદેશ ભક્તિની ભાવના જાગૃત કરવા મયદાને પડયા અને એજ પરમ પવિત્ર કર્તવ્ય બજાવતાં સ્વર્ગે સંચર્યા. જે પ્રજામાં રાજ્યદ્વારી જાગૃતિ નથી એ પ્રજા જરૂર અવનતિના ઉંડાણમાં ઉતરે છે. રાજ્યદ્વારી બાબતના અજ્ઞાનથી આપણી પ્રજાની પડતી થઇ ચૂકી છે. જો રાજદ્વારી બાબતમાં આપણી પ્રજા કેળવાઇ હોત અને તેનો અવાજ હોત તો આવી કંગાલીયત દેશમાં હોતજ નહિ. ભાઈ! તું કહે છે કે આ પ્રજાને રાજદ્વારી જ્ઞાન આપવાની જરૂર નથી. પણ તું સમયે સમજીશ કે જરૂર છે કે નહિ. રાજદ્વારી બાબતનું જ્ઞાન મેળવવું અને અન્યને આપવું તેમાંજ ખરો આનંદ અને ખરૂં કર્તવ્ય સમાએલું છે. રાજ્યદ્વારી બાબતોમાં આગળ વધવાથીજ જન્મસીદ્ધ હક્ક પ્રાપ્ત થાય છે. દેશની દરીદ્રતા દૂર કરાય છે; સરકારના મિત્ર બનાય છે અને અંતે જનસેવાના અલભ્ય લાભથી મોક્ષની પણ પ્રાપ્તિ થાય છે. રાજદ્વારી જ્ઞાનથી પ્રજાનો જુસ્સો વધે છે, પ્રજામાં નવું જીવન-ચૈતન્ય આવે છે, અને તેથી પ્રજા હાલના કરતાં આપણી સરકારને વધુ મદદગાર થવાને લાયકની બને છે. પ્રજા સરકારને જેમ વધારે મદદ આપી શકે તેમ વધારે હક્ક પ્રાપ્ત કરી શકે. ટુંકાણમાં રાજ્યદ્વારી જ્ઞાનથીજ પ્રજા આગળ વધે છે અને પોતાના સર્વ હક્ક સ્વ-

તંત્રતાથી ભોગવી શકે છે. આવી અપૂર્વ જાગૃતી લાવવાને માટે દરેકે મહેનત કરવી જોઇએ. સંન્યાસીયો–સાધુઓએ એકાન્ત ત્યાગી આગળ આવવું જોઇએ. બ્રાહ્મણોએ શાસ્ત્રથી વર્જીત એવા નીચ ભીખના ધંધા અને પારકાની આશા ત્યાગીને સ્વતંત્રતાનો ઝુંડો ઉપાડવો જોઇએ. ક્ષત્રિયોએ ગાયોની રક્ષા કરવા અને નિર્બળને સબળ બનાવવા એશઆરામ અને પ્રમાદ ત્યાગી પ્રથમ પોતેજ બહાદુર બનવાને આગળ વધવું જોઇએ. વૈશ્યોએ વેપારી સરકારની તાલીમ મેળવેલી છે તો તેણે દેશ દેશાન્તરોમાં પોતાના દેશની કીર્તિનો ડંકો વગાડવા તત્પર થવું જોઇએ. શુદ્રોએ જનસેવા એજ પ્રભુ સેવાનો મહામંત્ર જપી હિંદુસ્થાનને દિપાવવું જોઇએ. હિંદુસ્થાનનો ઉદ્ધાર ગુફાઓમાં પડી રહેવાથી; ગાદી તકીએ બેસી રહેવાથી; ઉપવાસવ્રત કરવાથી અને બગ ભક્તની માફક રામનામ મુખેથી બોલવાથી કદાપિ કાળે થનાર નથી. હિંદુસ્થાનના ઉદ્ધારને અર્થે દરેકે કર્મવીર બની જવું જોઇએ. દરેક કોમમાં રહેલા આત્માને પીછાનવો જોઇએ. સત્ય શાન્તિ અને ધિરજના ગુણ ગૃહણ કરવા જોઇએ. દેશ–કુસુંપને તિલાંજલી આપી શત્રુ પરત્વે પણ દયાની ભાવના ખીલવવી જોઇએ. આ કર્મ ભૂમિ છે. મનુષ્ય માત્ર કર્મ કરવાને માટે બંધાએલો છે. દરેક હિંદવાસીએ પોતાની માતૃભૂમિનું ઋણ અદા કરવાનું છે. આ ઋણ અદા કર્યા વિના મરનારને પુનઃ પુનઃ આ પૃથ્વી પર આવવું પડશે. પરમાત્મા સર્વેનું કલ્યાણ કરો અને ઘોર અંધકારમાં ગોથાં ખાતા આ દીન દુઃખી દેશની ઉન્નતિ કરી તેની કીર્તિ પૃથ્વીના નવે ખંડમાં પ્રસરાવો.” સ્વામીજી બોલતા બંધ થયા. સુરેશે પણ પ્રભુને માથું નમાવ્યું. વાતોમાંને વાતોમાં રાત્રિ પડી. તેનું ભાન બન્નેમાંથી કોઇને રહ્યું નહિ. સ્વામીજીએ ઘીનો દીપક પ્રકટાવ્યો, બન્નેએ એકાગ્રતાથી

શ્રીશંકરનું સ્તવન કર્યું. બાદ ગુરૂ શિષ્ય શિવાલયની બહાર આવી ચોગાનમાં બેઠા. શશીકાન્ત પૃથિવી પર્યટન કરી રહ્યા હતા. શાન્ત જ્યોત્સ્નાઓ ચળકી રહી હતી. પ્હાડી પ્રદેશ રમ્ય અને આલ્હાદ જનક ભાસતો હતો. થોડોક વખત સૃષ્ટિ સૌંદર્ય નિહાળી રામાનંદે પૂછ્યું; "સુરેશ! સવારમાં તું તો જઇશ નહિ વારૂ?"

"હાજી."

"અહિંથી ક્યાં જઇશ?"

"પ્રથમ તો કુસુમકાન્તના નિવાસસ્થાન તરફ અને પછી ઘર તરફ."

"ત્યાં શા માટે જવું છે?"

"કુસુમકાન્ત, ચૈતન્ય વગેરે ઉપર પેલો દુષ્ટ આપ્ત લાવનાર છે. વામનરાય કુસુમકાન્તનો કાકો થાય છે; પણ અંદરથી તેનો ભયંકર શત્રુ થઇ પડેલ છે. કુસુમકાન્તના સુખની અને કીર્તિની તેને ઇર્ષ્યા આવે છે; તેથી કુસુમકાન્તનું અનિષ્ટ મલ્લરાજ દ્વારા કરાવવા તે અત્યંત આતુર છે."

"પ્રભુ તેમને બચાવો. વારૂ તારાં સ્ત્રી પુત્રની શી ખબર છે? તેઓ હાલ ક્યાં છે?"

"તેઓ ખુશી આનંદમાં છે અને મારા એક પરમ મિત્રને ત્યાં રહે છે. તે મિત્ર મુંબાઇ મહાજન વાડીમાં રહે છે. ધર્મી–પ્રેમી અને શ્રીમાન છે. મારાં સ્ત્રી બાળકને પોતાનાં ભાંડું સમાન ચાહે છે, એટલે હું નિર્ભયતાથી મારૂં કાર્ય કરી શકું છું."

"તમારે પતિ–પત્નીમાં હવે મતભેદ પડે છે કે?"

"બાપુ! આ પ્રશ્ન ન પૂછ્યો હોત તો ઠીક થાત. બાળ વયમાં પરણેલાં પતિ–પત્નિના હૃદયની ઐક્યતા થવી અશક્ય છે. મતભેદ

તો જીવન પર્યંત રહેવાનાજ. પણ પ્રથમના કરતાં કંઇક ઠીક છે. ઘણી વખતે મતભેદ પડે છે; પણ પ્રથમની માફક તેના શબ્દોમાં હવે કટુતા નથી. એ સઘળો પ્રતાપ સ્વર્ગસ્થ દેવીનોજ છે. તેણેજ મારો સંસાર સુધાર્યો છે. ભગવાન ! તે પવિત્ર બાળાના આત્માને અક્ષય સુખ સમર્પો." સુરેશની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાયાં.

"તે દેવીના સ્થાનકે તું જાય છે કે ?" સ્વામીજીએ પૂછયું.

"દર રવીવારે ત્યાં જાઉં છું અને ઘણી વાર ત્યાં બેસી દેવીનું ધ્યાન ધરી હૃદયમાં શાન્તિ મેળવું છું."

"તું સવારે જાય તે વખતે હું આપું તે પત્ર સાથે લેતો જજે અને તે કુસુમકાન્તને આપજે. તેમાં સાવધ રહેવાની સૂચના લખીશ."

"બહુ સારૂં. પણ હવે પછી આપનો મેળાપ ક્યાં થશે ?"

"હું હાલમાં અમૂક સ્થળે વધારે રહેવાને ઇચ્છતો નથી. પણ હું તને થોડે થોડે દિવસે મળતો રહીશ."

આ પછી બન્ને વચ્ચે ઘણી વાતો થઈ. સ્વામીએ ઘણો સદ્‌બોધ પણ તેને આપ્યો અને સાથે લઇ જવાનો પત્ર પણ લખી આપ્યો. વાતોમાં રાત્રિ વીતી ગઇ. મોટું મસળકું થયું. આમ્રકુંજમાં કોકિલા ટહુકી. પૂર્વ દિશાએ કસુંબી સાડી પરીધાન કરી. સુરેશે હાથ મુખ ધોઇ રામાનંદને દંડવત્ પ્રણામ કરી જવાની આજ્ઞા માગી. સ્વામીએ તેના શીરે હાથ મૂકી મંગળ આશિષ આપી. સુરેશે અશ્વપર સ્વારી કરી અને ફરીથી એકવાર સ્વામીજીને પ્રણામ કરી અશ્વને દોડાવી મૂક્યો. સ્વામીજી તેની પાછળ ઘણી વાર સુધી જોઈ રહ્યા. બાદ સ્વામિજી પણ ત્યાં વિશેષ નહિ રોકાતાં સરિતા પાર કરી સામે કિનારે ગયા અને ત્યાં જઇ સ્નાન—સંધ્યા આદીથી નિવૃત્ત થઈ નજીકમાં આવેલી ઝાડીમાં પ્રવેશી અદ્રશ્ય થઇ ગયા.

## ૧૮

## માનવ કે શયતાન?

એક કનક અરૂ કામિની, બિખ્યા ફલકુ પાય;
દેખતહિસેં બિખ ચઢે, ખાય તે મર જાય.

કબીર.

વામનરાયના જીવનનું સૂત્ર અને મનનો મહામંત્ર એજ કે ગમે એ પ્રકારે ધનાઢ્ય બનવું. આ ઉપરાંત જગતમાં ઓળખાવાની પણ તેની તિવ્ર વાંચ્છના હતી. જનસમાજમાં સારાં સારાં ભાષણો આપવાને તે અત્યંત ઉત્સુક રહેતો; પણ પૂર્ણ ભણ્યા વિના–જ્ઞાન અનુભવ મેળવ્યા વિના પોતે પોતાનું ભાષણ તૈયાર કરવામાં અસમર્થ નીવડતો અને તેથી તેને ભાષણ લખવાને માટે વિદ્વાન–લેખકોની ખુશામત કરી પૈસા આપવા પડતા. તે દરેક સભાઓમાં અને મીટીંગોમાં હાજર રહેતો. પોતાને ભાષણ કરવાનો સમય આવતાં તરતજ ઉભો થતો અને અગાઉથી લખાવી રાખેલું ભાષણ વિવિધ પ્રકારની હાથ પગની એક્ટીંગ સાથે કડકડાટ વાંચી જતો. જો કદાચ તેના ભાષણ વખતે શ્રોતાઓ તરફથી કરતલ ધ્વનિ થતા તો તેની છાતી સવાગજ ફુલાતી. તેની ભાષણ કરવાની છટાથી અને હાજર જવાબથી તેના પ્રશંસકોમાંથી કેટલાકોએ તેનું ઉપનામ શીઘ્ર કવીશ્વર પાડેલું હતું. પણ છેલ્લા કેટલાક વખતથી તો તે જનસમાજમાં ઘણોજ અપ્રિય થઇ પડયો હતો. તેણે અનેક લોકોને લુંટી ધન એકત્ર કરેલું હતું, પોતાના ભ્રષ્ટ મિત્રો અને ભાડુતી દલાલો મારફતે લોકોને મોટી મોટી લાલચો બતાવી એક મીલ અને બીજી ચારેક લીમીટેડ કંપનીઓ સ્થાપિ હતી. તેની મિલમાં અને કંપનીઓમાં તેના ખાસ માણસોજ નીમાએલા હતા. એકાદ–બે વખત તો તેણે સારો નફો બતાવી વ્યાજ પણ સારૂં આપ્યું હતું; પણ પછી સરવૈયું

સરખું બતાવી લોકોને વ્યાજની એક રાતી પાઈ પણ આપવી બંધ કરી. ઘણા શેર હોલ્ડરો વિરૂદ્ધ પડયા, સભાઓ ભરી પણ બધું ફોકટ. વામનરાયના ઘણા મિત્રો સરકારી અમલદારો હોવાથી તે એક રાજાની માફક સત્તા ચલાવતો. શેર હોલ્ડરોને તેણે ધમકી આપી જણાવ્યું કે જો કાંઇપણ ધાંધલ કરશો તો જડમૂળથી જ ઉખેડી નાખીશ. બીચારા ગરીબ શેર હોલ્ડરોએ ટાઢા પાણીએ સ્નાન કરી નાખ્યું અને પછી તેનું નામ લેવાનું પણ બંધ કર્યું. આવી રીતે કરવાથી તે અનેક લોકોની આંખ્યોએ ચઢયો. લોકોમાં તેની નિંદા થવા લાગી; પણ નિંદાની અસર વામનરાય શેઠને થાય એમ ન્હોતું. તે તો એમજ સમજતો હતો કે પૈસો એજ આબરૂ અને તેથી દ્રવ્ય પેદા કરવાને માટે ગમે તે કાર્ય કરવું; પછી ભલેને તે કાર્ય ભયાનકજ હોય. આ માન્યતા મુજબ તેણે વેપાર નિમીત્તે લીમીટેડ કંપનીયો કાઢી બિચારા ઘણા નિર્દોષ જનોનું નિકંદન કાઢયું હતું. આવી લીમીટેડ કંપનીઓ કાઢી ધાપ મારનારા એજન્ટો વિશે એક વૃદ્ધ કવી કહે છે કે;

કરી આંજા ફ્સાંજાની, અમે પેઢી કમાવાની,
કજા કેવી લગાવી તે, જરા જોની કહ્યું માની.
કરોડો કેપીટલ રાખી, મઝાની કંપની કીધી;
પછીથી અર્જદારોની, હજારો અરજીઓ લીધી.
રૂપૈયા લોકના લેઇ, રીસીટો હાથમાં આપી;
નથી જાહેર માટે આ, મથાળે રાખીયું છાપી.
અમારા દંભને દેખી, ભરાણી મેદની મોટી;
અજા ઘેટાં અને ઊંટે, ન જાણ્યું પ્હોંચ છે ખોટી.
અભાગી એક ના ચેત્યો, ગયા અંજાઇ તે દેખી;
ભરી શેરો થયા રાજી, અમારી મોટરો પેખી.

પરાણે નોટ ને નાણાં, ભરાણાં જે કમાવાને;
રવાને બેંકમાં કીધાં, અમે તે વ્યાજ ખાવાને.
દલાલો એક-બે સાધી, શેરોને વેચવા માંડયા;
પહેલાં પાવલીથી ને, પછી પાંચે દશે કાઢયા.
બજારે ભાવ બોલાવી, દલાલો દોડતા આવે;
હજારો શેર એનાથી, અમોને વેચવા ફાવે.
કમાણી આ નશા જેવી, કરેશું હિંદમાં કોઇ ?
મશાણે પ્રિમિયમ પહોંચ્યાં, પછીથી અરજીઓ જોઈ.
ગણીને શેરની સંખ્યા, કટારી હાથમાં લીધી;
હજારો અર્જદારોની, કતલ ત્યાં ચાલતી કીધી.
વધેલા જુજ શેરો તે, વરાડે તેમને આપી;
ભરેલા રૂપીઆ લેવા, પધારી નાંખીયું છાપી.
ખબર આ સ્નાનની સુણતાં, પડી એજન્ટની પોકો;
હજારો અરૂજદારો કે', ઠગાયા આપણે લોકો.
ઉધાડી કંપની આવી, કમાયા જે જનો તેને;
કહે કેશવ શું આથી, વધારે વીર તે એને.

દુર્ભાગ્યે આવા અનેક વીરલાઓ (?) આ પવિત્ર વસુધાપર પારકા પૈસે કંપનીઓ કાઢી કમાવાની ઇચ્છા રાખનારાઓ છે. દેશનું દરિદ્રય કેવી રીતે દૂર થાય? જ્યાં ભાઇ પોતાનાજ ભાઇના ગળા પર છૂરી ફેરવે તો અન્યની શી નવાઇ? આવા છળકપટના ધંધાથીજ વામનરાય શ્રીમંત બન્યો હતો અને હાલમાં મીલમાલેક બની મૂલ્યવાન મનહર મોટરમાં મ્હાલી મન માનતી મોજ માણી રહ્યો હતો. આ ઉપરાંત તેનાં બીજાં પણ કાળાં કર્મોનો સૂમાર ન્હોતો. એક-બે શરાપનાં પેઢાં પણ તેણે ઉઘાડયાં હતાં. પેઢીઓનાં નામ કાય-

દાની બારીકીમાં ન આવે એવાં ભળતાંજ રાખ્યાં હતાં. જુજ વ્યાજે રકમો જમા માંડતો અને પોતે વધુ વ્યાજ ઉપજાવતો. વળી વખત આવે કોઇ સારા માલદારને કોર્ટનો રસ્તો પણ બતાવી ચૂકયો હતો. તેને ત્યાં જમે મૂકવા જનારા અનેક જનો પોક મૂકીને રોયા હતા. સારૂં દ્રવ્ય જમા થયું કે તરતજ પેઢીનું નામ બદલાઇ જતું. વામનરાય મહા કારસ્થાની અને તાલીમબાજ હતો. તે કોઇના દાવમાં આવે એમ ન્હોતું. લુચ્ચા–ચોર–જુગારી અને ભયંકરમાં ભયંકર ભામટાઓને પણ તે ચાર–પાંચ ઘણા વ્યાજે નાણાં ધીરતો. આવા લોકોની પાસેથી પૈસા વસુલ કરવાને બલુચી લોકોની એક મોટી ફોજ રાખતો. આ ફોજને પગાર આપવામાં આવતો નહિ પણ જે વ્યાજ કર્યું હોય તેમાંથી અમૂક તે લોકોને આપવાનું ઠરાવ્યું હતું. ભોળાં–નિર્દોષ અને સાધારણ સ્થિતિનાં માણસો આવા સફેત શાહુકારના હાથે હલાલ થઇ જતાં. વળી તેણે જણસો ઉપર ઓછા વ્યાજે નાણાં ધીરવાની પણ એકાદ દુકાન ખોલેલી હતી. રૂપીઆ લેવા આવનારની પાસેથી જે જણુસ તે લેતો; તે બરાબર તપાશી અને અંકાવીને લેતો. પોતે અનેક બનાવટી ગીલીટવાળી જણસો બનાવી રાખી હતી, જો કોઇની જણસો ઓળવવાનું તેનું દિલ થતું; તો તે ખરી જણસોને બદલે બનાવટી આપતો. આવી બનાવટી જણસો બનાવનારા તેણે અનેક મિત્રો ખોળી કાઢ્યા હતા. વળી વિદેશના હોંશીયાર કારીગરો પણ વામનરાયના મદદગાર હતા. બનાવટી જણસો એવી તો સફાઇબંધ બનાવેલી હતી કે વર્ષોનાં વર્ષો સૂધી ખબર પડે નહિ. હોંશીયાર કારીગરને પણ તે બનાવટી છે એવું જાણવાને બારીકાઇથી તપાસ કરવી પડે. અને જ્યારે તે બનાવટી જણસોને ભાગવામાં આવે ત્યારે જ સઘળી બાબતની ખબર પડે. આવી રીતે અનેક ગરીબ–તવંગ-

રની જણસો તેણે ઓળવી હતી. ટુંકામાં વામનરાય આ કળીયુગમાં શ્રીમંતના સ્વરૂપમાં ખરેખરો શયતાન હતો. તેની મીલના કારીગરોને પણ બહુ ત્રાસ હતો. મજુરો પૂરો પાધરો પગાર મહિને લઇ જાય નહિ તેને માટે વામનરાય ખાસ કાળજી રાખતો. બીચારાં મજુરો કે જે પોતાનાં લોહીનું પાણી કરી તેને પૈસાપાત્ર બનાવી રહ્યાં હતાં; તે નિર્દોષ મજુરોને મહા ધૂર્ત ધનાંધ વામનરાય કનડતો અને વખતે માર પણ મારતો. ગરીબનો શુભેચ્છક બનવાને બદલે તે ગરીબોના દુષ્મન તરીકે મજુર અને ગરીબ જનોમાં ઓળખાતો. આથી તેની મીલોમાં વારંવાર હુલ્લડ થતાં. હુલ્લડ સમાવવા કંઇક નમતું મૂકતો અને હુલ્લડ શાંત થતાં પુનઃ પાછો હતો તેવો બનતો. વામનરાયના આવા કામથી તેના વખાણનારાઓ સિવાય સર્વત્ર તેની અપકીર્તિ થઇ રહી હતી. અમલદારોમાં તે માનીતો ગણાતો. કારણ કે ગરીબોને અને કોઇ પૈસાવાળાને છુંદવામાં અમલદારોની તેને મોટી મદદ મળતી અને હરામનાં મેળવેલાં નાણાંમાંથી અમલદારોને પણ કંઇક મળતું. અમલદારોને ખુશ રાખવાને માટે ખુશામત અને માખણની તેની પાસે ખોટ ન્હોતી. કદાચ જો કોઇ સ્વદેશી હિલચાલ ચાલી તો તેને તોડી પાડવાને તરત અગ્રેસર થતો. આથી તેને એકાદ નાના ઇલ્કાબની પણ પ્રાપ્તિ થઇ હતી; ને મોટાની તેને વધુ તૃષ્ણા હતી. આ અરસ્સામાં સ્વદેશીની હિલચાલ વધુ આગળ વધવા લાગી. લોકોમાં સ્વદેશી માલ વાપરવાની અને વિદેશી વસ્તુઓ નહિ ખરીદવાની પ્રતિજ્ઞાઓ લેવાવા લાગી. કોઇ દેવાંશીના અવતારથી પ્રજામાં સ્વદેશાભિમાનની જ્વલંત જ્યોત ઝબકવા લાગી. જે વિદેશી બારીક વસ્ત્રો શરીરને શોભાવતાં હતાં; તેના બદલે સ્વદેશમાં બનેલાં જાડાં-ખડબચડાં વસ્ત્ર પરીધાન કરવામાં લોકો માન અને ભૂષણ સમજતાં થયાં.

ગૃહે ગૃહે ચરખા અને શાળાની શરૂઆત થઈ. દેશભક્તો ગામે ગામ ફરી સ્વદેશ સેવાનો મહા મંત્ર શીખવવા લાગ્યા. આવું જોઇ વામનરાયનું દિલ કકળી ઉઠયું. તેણે અને તેના સ્હાયકોએ દર અઠવાડીએ સભાઓ ભરવા માંડી અને તેમાં સ્વદેશી લુંગડાં જાડાં છે, મોંઘાં છે; દગો થાય છે, તે શરીરને માફક નહિ આવે વગેરે વગેરે કહી તેણે અને તેના મિત્રોએ સ્વદેશી વસ્ત્રોની પુશ્કળ નિંદાઓ કરવા માંડી અને વિદેશી વસ્ત્રોનાં ગુણગાન ગાઇ લોકોને તે પહેરવાની પ્રાર્થનાઓ કરવા માંડી. પણ પરીણામ નિરાશામાંજ આવ્યું. જે લોકો તેમને સાંભળવા આવતા; તે લોકો સ્વદેશી વસ્ત્રોની નિંદા થતી જાણી સભામાંજ આવતા બંધ થયા. વામનરાયની પ્રત્યેનો અણગમો સખ્ત રીતે વધતો ગયો. તેનું ભાષણ સાંભળવાને કોઇ રાજી ન્હોતું. તે બોલવા ઉભો થતો કે તરત તાલીયો અને ખૂસરાણ મચી રહેતું. સભામાંથી કોઈ ઉદ્ધત એમ પણ સંભળાવી દેતા કે; બેસી જાવ, બહુ થયું. સ્વદેશીની નિંદા કરો છો તો શા માટે બિદેશમાં જન્મ્યા નહિ. વળી કોઇ કમઅક્કલ એમ પણ બોલતો કે; એ બેસી જા તારૂં ટાયલું બંધ કર. વગેરે અપમાનસૂચક શબ્દો શ્રવણ કરવા પડતા. વામનરાય આવી રીતે સ્વદેશી વસ્ત્રોથી સખ્ત વિરૂદ્ધ હતો; ત્યારે તેની સદ્દગુણી સુશિલપુત્રી ઈંદિરા સ્વદેશીની પૂર્ણ હિમાયતી હતી. બાપ ગરીબોનો દુષ્મન હતો; ત્યારે પુત્રી ગરીબોની ખાસ મદદ હતી. વામનરાય સફેત શાહુકાર હતો; ત્યારે તેની પુત્રી પ્રમાણીક અને પવિત્ર હતી. આવી રીતે પિતા પુત્રીમાં આસમાન જમીનનું અંતર હતું. કુસુમકાન્તના ઉપદેશથી ઇંદિરાએ શુદ્ધ સ્વદેશી ખાદી પરીધાન કરી હતી. આથી તેની ઉપર તેના પિતા અને તેની નવી માતા ઘણાંજ કકળ્યાં હતાં. નિરંતર માતા પિતા અને પુત્રી

વચ્ચે ચકમક ઝરતી. વામનરાયની પત્ની ગામડાની હતી. કંઇપણ ભણેલી ન્હોતી. પૈસાદાર પતિને પરણવાથી તેનો મીજાજ અને રોફ બાર ખાંડી વધી ગએલ હતો. ઇંદીરાને માતા તરફથી ઘણું સહન કરવું પડતું. પણ એ સુશિલ બાલીકા સઘળું દુઃખ શાન્તિથી સહન કરતી. તે પોતાનો ઘણોખરો વખત રૂ કાંતવામાં અને ગરીબ લતાઓમાં જઈ ગરીબોને સ્વચ્છતા–આરોગ્યતા–કસરત–કેળવણી વગેરે સદુપદેશ આપવામાં નિર્ગમન કરતી. તેના પ્રયાસથી એક મંડળ સ્થપાયું હતું. તેમાં દસ બાર બાળાઓ સામેલ થઇ હતી. પ્રમુખ કુસુમાવતી અને ઉપપ્રમુખ વાસુદેવની પત્ની ઇંદુમુખી હતી. ગુણવંતી કોઇ કોઇ વખત આ મંડળમાં આવતી. આ મંડળથી ગરીબોમાં સારી જાગૃતિ આવી હતી. વામનરાયના ઘરમાં ઇંદીરા દેવીનો અવતાર હતી; પણ દુષ્ટ વામનરાય અને તેની પત્નીને ઇંદિરા ઉદ્ધત અને અજ્ઞાન લાગતી. ઇંદિરા પોતાનું દુઃખ શશીકાન્તને લખતી. શશીકાન્ત તેને આશ્વાસન લખી ધીરજ ધરવાનું સૂચવતો. પરસ્પરના પત્ર વ્યવહારથી ઇંદિરા કંઇક શાન્તિ સુખ અનુભવતી. ઇંદિરા અને શશીકાન્તના પત્રવ્યવહારની ખબર સુભાગ્યે હજી સુધી વામનરાયને પડી ન્હોતી. શશીકાન્ત ઇંદિરાની પરના પત્ર કુસુમકાન્ત ઉપર મોકલતો. ઇંદિરા ભાઈની પાસેથી પત્ર લઇ આવતી વાંચતી અને પછી એકાન્તમાં જઇ પ્રત્યુત્તર લખતી. સંપતિના સેવક અને ગરીબોના હિત ઉચ્છેદક શ્રીમાન શયતાન વામનરાયની જાહોજલાલી આ પ્રમાણે ચાલી રહી હતી. આજે રાત્રિ પડવા આવી પણ વામનરાય શેઠ ગૃહે હજી પધાર્યા નહોતા, તેમ ઇંદિરા પણ બહારથી આવી નહોતી. શેઠાણી વ્યાકુળ વદને શેઠની રાહ જોઇ રહ્યાં હતાં, અને શેઠની રીસ બિચારા નોકરોપર કાઢતાં હતાં. સરીયામ રસ્તા પર વામનરાયે હાલમાંજ એક નાનો

બંગલો બનાવ્યો હતો. આ બંગલાનું નામ તેમણે પોતાના નામ પરથી વામનવિહાર રાખ્યું હતું. વામનવિહારમાં ઇલેકટ્રીક લાઇટો પ્રકાશી રહી હતી. વિજળીના અજવાળામાંથી વામન વિહાર રસ્તે જનાર આવનારને રમણીય જણાતું હતું, પણ જાણીતા લોકો એ વામન વિહારને ધાપમારૂના ધામથી ઓળખતા અને અન્યને ઓળખાવતા. શેઠાણી અને નોકર ચાકરો શેઠની રાહ જોઇ રહ્યા હતા; શેઠાણીની શંકા તો પ્રતિપળે વધતી હતી. શેઠને જોવાને માટે તે વારે ઘડીએ બારણાં આગળ જતાં–આવતાં. ઘડીયાળમાં બરાબર નવનો ટકોરો થતાંજ શેઠની મોટર બંગલા આગળ આવી. નોકર–ચાકરો ભય પામી સાવધતાથી કામે વળગી ગયા. ઝાંપા આગળ ઉભેલો ભૈયો મોટર આગળ આવ્યો. શેઠ મોટરમાંથી ઉતરી બંગલામાં પ્રવેસ્યાં.

---

## ૧૯

### સફેત શાહુકાર.

એજ શ્રીમંત વડો વળી, એજ વડો દાતાર;
દેહ ધરી દુનિયાં વિશે, કરતો પર ઉપકાર.
સંભાળી ચાલે સમય: એજ શ્રીમંત ગણાય;
નહિ તો ખરમાં તે ખપી, ખચીત ખત્તા ખાય.

દિવાનખાનામાં આવી વામનરાયે ઝડપથી કપડાં ઉતારી બીજાં પહેર્યાં. એવામાંજ તેમનાં પત્ની ત્યાં પધાર્યાં અને અમાવાસ્યા જેવું મુખ કરી બોલ્યાં; "આજે આટલું મોડું કેમ થયું ?"

"એક સભામાં જવું પડયું હતું." વામનરાયે ટુંકો ઉત્તર આપ્યો.

"મુઆ લોકો પણ નવરા છે કે રોજ-રોજ સભાઓ ભરે છે. બળ્યું મારૂં જીવવું. તમારે સભાઓમાં ભટક્યા કરવું અને અમારે ભૂખે મરવું. રાંડની ઘોડી પણ બહાર ટળી છે તે અડધી રાત જવા આવી પણ મરી ગઇ નહિ. તમારા એથી તો ભગવાન તોબાહ." શેઠાણીએ મનનો ઉભરો ખાલી કરી નાખ્યો.

વામનરાય છેડાઇ પડી બોલ્યો; "અલી એ? ઝાઝી લવારી અત્યારે મારી આગળ કરીશ નહિ. હું બહારથી ગરમ થઇને આવ્યો છું. જો વધારે બોલીશ તો બહારની દાઝ તારી પર નીકળશે. માટે છાનીમાની ચાલી જા અને ભટને કહી થાળી તૈયાર કરાવ."

વામનરાયના સ્વભાવથી પૂર્ણ પરિચિત થએલી વામનરાયની પત્ની વધુ કંઇ નહિ બોલતાં ત્યાંથી ચાલી ગઇ અને રસોડા આગળ જઇ ભટની પાસે થાળી પીરસાવી. વામનરાય આવીને પાટલા પર બેઠો. શેઠાણીએ થાળી શેઠની આગળ મૂકી. ભૂખ્યો ડાંસ થએલો વામનરાય મોટા મોટા ગ્રાસ ભરી જમવા લાગ્યો. બે ત્રણ મીનીટ ચૂપકીદિથી પસાર થયા પછી ધીમે રહી શેઠાણી બોલ્યાં; "આજે તમારૂં મુખ રાતું કેમ જણાય છે?"

"મેં તને એક વખત જણાવી દીધું કે આજે મારા ગુસ્સાનો પાર નથી. આજે મને પુસ્કળ ક્લેશ થયો છે-"

"પણ શાથી?"

"સાળા લોકોએ મારૂં આજે હડહડતું અપમાન કર્યું છે.

"પ્રાણનાથ! શાન્ત થઈ વિગતવાર વાત સમજાવો તો સારૂં. તમારૂં દિલ દુભાતું જોઈ મારૂં હૈયું બળી જાય છે."

એક મોટો કોળીઓ મુખમાં મુકી વામનરાય બોલ્યો, "જો સાંભળ; આજે હું મીલમાંથી ઘેર આવવા નીકળ્યો એવામાં મારા

એક પારશી મિત્રની મોટર મને સામી મળી. મેં તરતજ મોટર અટકાવી. પારશી ગૃહસ્થે પણ તેમની મોટર ઉભી રાખી મને સાહેબજી કરીને કહ્યું કે; સારૂં થયું કે તમે અહિંજ મલી ગયા. હું તમારી પાસેજ આવતો હતો. મેં તેને પૂછ્યું શા માટે? ત્યારે તેણે જણાવ્યું કે, આજે સ્વદેશીવાળાના કામને વખોડવાને માટે એક સભા બોલાવવામાં આવી છે. તેમાં નામદાર સરકાર તરફ સંપુર્ણ વફાદારી અને સ્વદેશી ચળવળીયાઓ તરફ સખ્ત નાપસંદગી દર્શાવવાના ઠરાવો કરવાના છે અને તે ઉપરાંત સ્વદેશી ચળવળીયાઓની જાળમાં બિચારાં ભોળાં લોકો ફસાય નહિ, તેને માટે ગામે ગામ અને મહેલ્લે મહેલ્લે ફરી તેમને સમજાવવા માટે કેટલાક સારા ગ્રહસ્થોને ચુંટી કાઢવાના છે. સભામાં પધારવાનું આમંત્રણ હું સૌને કરી આવ્યો છું. તેનું આવું કહેવું સાંભળી મેં તેને કહ્યું ચાલો હું તમારી સાથે જ આવું છું. તેણે તેની મોટર વિદાય કરી આપણી મોટરમાં મારી સાથે સ્થાન લીધું. અમે બન્ને સભાસ્થાને ગયા. શ્રીમંતો–અમલદારો અને સરકારના વફાદારોથી સભાનું સ્થળ ભરાઇ ગયું હતું. અમે ત્યાં પહોંચી ગયા અને અમારા સ્થાને બેઠા. સર્વની અનુમતીથી મને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું. મેં સભા ભરવાનું કારણ જણાવી અન્ય જનોને બોલવાનું સૂચવ્યું. સરકારની ઘણાં વર્ષ સેવા બજાવનાર એક પેન્શનર ભાષણ કરવાને ઉભા થયા. તેઓ ભાગ્યેજ પાંચેક મીનીટ બોલ્યા હશે એટલામાંતો એક મોટું ટાળું વિરોધીઓનું સભામાં ધસી આવ્યું. સભાની વ્યવસ્થા જાળવનાર સ્વયંસેવકોએ તેમને પૂર્ણપ્રેમથી આવકાર આપ્યો. સઘળા પ્રથમ તો શાન્તિથી બેઠા, પણ પછી તેઓના કાર્યની કારકિર્દિ શરૂ થતાંજ તેમણે જબરો ઘોંઘાટ મચાવી મૂકયો, તે એટલે સૂધી કે ભાષણ કર્તાનું બોલવું કોઇ

સાંભળી શકેજ નહિ. છતાં પણ બોલનારે તેમની દરકાર કર્યા વિના પોતાનું ભાષણ જારી રાખ્યું. પરીણામે ભયંકર શોર બકોર–તાલીયો–સીટીયો અને ડંડાના ખડખડાટથી પ્રચંડ કોલાહલ મચી રહ્યો. છેવટે ભાષણ કર્તાને બેસી જવાની જરૂર પડી. હું તે તોફાનીયોને શાન્ત કરવાના ઇરાદે ઉભો થયો અને એક શબ્દ બોલું તે પહેલાં તો તે લોકોએ તોફાન મચાવી મૂક્યું અને મારી પર ગાળોનો વરસાદ વરસી રહ્યો. મસ્કા, ખુશામતીયા–માખણદાસ વગેરે શબ્દોનો છૂટથી ઉપયોગ થવા લાગ્યો. તોફાન ક્રમેક્રમે વધવા લાગ્યું. મેં તરત જ સભાની સમાપ્તિ કરી. નામાંકિત ગ્રહસ્થોને બહાર નીકળવું પણ મૂશ્કેલ થઇ પડયું. મહા મુશીબતે અમે સઘળા બહાર નીકળ્યા. એવામાં એકાદ તોફાનીએ મને મારવાના ઇરાદે ડંડો ઉંચક્યો; પણ મારા સુભાગ્યે મારા મિત્ર દારાશાહ દારૂવાલાએ ડંડાનો ફટકો તેમના પોતાના હાથપર ઝીલી લીધો. અમે બંને ઝડપથી મોટરમાં બેસી રસ્તે પડયા. તોફાની ટોળું ફાવે એમ બકતું થોડેક સુધી મોટર પાછળ આવ્યું પણ અમારી મોટર ઘણે દૂર નીકળી ગઇ." વામનરાયે તમામ વાત પત્નીને જણાવી હાથ ધોયા.

શેઠાણી આંખ્યો ફાડી બોલ્યાં; "મુઆ લોકો તો ગોળીએ મરવાને જ લાયક છે. આ બાપડા સરકારે તેમનું ભલું કર્યું, ત્યારે તેઓ સામા થયા. સારૂં થયું કે તમે આજે સાજાસમા ઘેર આવ્યા. કાલેજ ભદ્રકાલી માતાને એક નાળીએર વધેરીશ."

"ઇંદિરા હજી આવી નથી ?" વામનરાયે રૂમાલથી હાથ મુખ લ્હોતાં પૂછયું.

"ના, જુઓને અર્ધી રાત જવા આવી; પણ તે ઘેર ટળી નથી. જવાંન જોધ જેવી છોકરી રાતના વખતે મોડા સુધી બહાર

ભટકે તે સારૂં નહિ. કોક દહાડો આપણું નાક કપાઈ જશે."

"હું સઘળું જાણું છું; પણ શું કરૂં? તે છોકરી અજબ સ્વભાવની છે. હું કંઇક કહુંછું કે ચપોચપ સામા જવાબજ આપે છે. વળી હાલમાં તો તેની વર્તણૂક અસહ્ય થઇ પડી છે. પેલા કુસુમડાના આશ્રમમાં વારંવાર જવાથી તેની બુદ્ધિ બગડી ગઇ છે અને તેથી તેણે કિંમતી ઝીંણાં કપડાં કાઢી નાખી જાડી ખડબચડી ખાદી પહેરવા માંડી છે. મારા જેવા શ્રીમાન અને સરકારના વફાદાર માણસની છોકરી ખાદી પહેરે અને સ્વદેશીની ઝુંબેશમાં ભળે તે મારા જેવાને માટે ઓછી શરમની વાત નથી. કોક દિવસ મારે મરવું પડે; મારે આજે તેને સખ્ત ઠપકો આપી તેની પાસેથી છેવટનો ખુલાસો મેળવવો છે."

"ખરૂં છે. છોકરીની જાતને એવા ચાળા શા? સવદેશીમાં ભળી સવદેશનું શું ઉકાળવાનાં છે? જેના રાજમાં સૂરજ–ચંદ્ર આથમે નહિ; અને જેની બરાબરી કોઇ કરી શકે નહિ તેવા બહાદુર સરકારની આગળ એ સ્વદેશીવાળાઓ તો મગતરા માફક છે. સરકાર દયાળુ છે તેથી જ તેઓ અત્યાર સુધી જીવતા રહી શકયા છે, બાકી જો બીજી સરકાર હોત તો તેમને ખબર પડત. કુસુમકાંત સ્વદેશીમાં ભળ્યો છે; પણ જોજોને આખરે તેનું શું થાય છે તે? સરકાર તેને આખરે યોગ્ય સજા કરશે. મરશે મુઆ બધા. આપણે શું? આપણે તો ગાડી–ઘોડા–વાડી–બંગલા અને પૂરપાટ પૈસા એજ આપણું રાજ્ય. આપણે સ્વર્ગ સુખ ભોગવીએ છીએ. આ વિરોધી ચળવળને વાયરે ચઢેલી છોકરી સુધરે એટલે ગંગા ન્હાયાં."

"તારૂં કહેવું બરાબર છે. હું તે છોકરીને સમજાવીશ, પછી તો જેવું તેનું નશીબ." વામનરાય ત્યાં આવેલી હીંચોળા ખાટપર બેઠો.

"બીજું કંઇ જાણો છો કે?" શેઠાણીએ શેઠના સામે ઉભાં રહી પૂછ્યું.

"ના, તે વળી શું છે?"

"ઈંદિરા શશીકાન્તને છાનામાના કાગળો લખે છે. તેમાં વ્હાલા-પ્રાણનાથ વગેરે પણ લખે છે. કુંવારી છોકરી ગજબ કરનારી નીકળી. આનાથી તો તમે વાંઝીયા રહ્યા હોત તો બહુ સારૂં થાત." શેઠાણીએ મોં બગાડી કહ્યું. વામનરાય કાંઇ બોલ્યો નહિ. પુનઃ શેઠાણી બોલી; "બીજી એક વાત જણાવવાની હું તો ભૂલી ગઇ. તે એ કે આજે પેલા ફોજદાર સાહેબ આવ્યા હતા અને ઈંદિરા આ ચળવળમાં ભાગ લે છે તેને માટે ઠપકો આપી ગયા હતા."

"હું એક પલકવારમાં તેની બુદ્ધિ ઠેકાણે લાવીશ અને તેનાં તમામ સ્વદેશી કપડાં સળગાવી મૂકીશ." વામનરાયે કોપથી કહ્યું.

"પેલો ઝવેરી હાલમાં કેમ જણાતો નથી?" શેઠાણીએ નવું જ પૂછ્યું.

"કયો? પેલો મલ્લરાજ?"

"હા."

"હું પણ તેની જ ફિકરમાં છું. એક માસના વાયદે રૂપીઆ પંદર હજાર તેને આપ્યા છે; પણ મહિનો વીતી ગયો છતાં તેની તરફના કંઈ પણ સમાચાર નથી."

"તે ક્યાં રહે છે?"

"તેની પણ ખબર નથી. અહિંનાં તમામ બંગલા તે ખાલી કરી ગયો છે. હું મહા ચિંતામાંછું."

"ત્યારે તેને એટલી મોટી રકમ શા માટે આપી?"

"કરોડાધિપતીનો વિશ્વાસ કોણ ન રાખે ? પારીસ—ન્યુયોર્ક–સીલોન–રંગુન વગેરે સ્થળોએ તેની પહેડીઓ છે. વળી તેની સાથેની ઓળખાણુથી મને પાંચ–દસ હજારનો લાભ પણ થયો હતો. આવા પ્રખ્યાત માણસને આપેલાં નાણાં ક્યાં જવાનાં છે ? ફક્ત ચિંતા એટલીજ છે કે તેની તરફના કંઈ સમાચાર નથી."

શેઠાણી શેઠને માટે પાન લેવા ઉપર ચાલતાં થયાં. વામનરાયે ભટને બોલાવી પૂછયું; "કેમ અલ્યા આજ કંઇ વધ્યું નથી ને ?"

"ના સાહેબ. બા સાહેબે આજે બરાબર પ્યાલીઓ ભરીને જ અનાજ કાઢી આપ્યું હતું."

"ઠીક; બરાબર સંભાળ રાખવી. ખાવાનું બરાબર થાય અને એક દાણો પણ નિરર્થક જાય નહિ એમાં જ રસોયાની ચતુરાઇ. સવારમાં તેં પાશેરના આશરે ભાત વધાર્યો તેથી મારે તને ઠપકો આપી તારો અર્ધો રૂપીઓ દંડ કરવો પડયો; પણ તેથી તું તરત સમજ્યો અને અત્યારે કંઇ વધ્યું નહિ જાણી હું ખુશી થયો. જો બા; હવેથી એવી ભૂલ કરીશ નહિ."

ભટ્ટ મનમાં ગાળો દેતો ચાલતો થયો. એવામાં જ બહાર કંઇક રકઝક થતી વામનરાયને સંભળાઇ. વામનરાય તપાસ કરવા ઉઠે એટલામાં ભૈયાએ શેઠની પાસે આવી કહ્યું; "હુજુર! દો આદમી આપકી પાસ આનેકી જીદ કરતે હૈ ?"

"કૌન હૈ ? ઉનકા નામ પૂછો ?"

"એક તો વો શેઠજીકા લડકા મોહનલાલ હૈ. ઔર દુસરા એક બડા મીજાજદાર હૈ ઉનકા નામ રસીકલાલ હૈ. વો અપનકું કવીરાજકા નામસે ઓલખાતે હૈ."

વામનરાય ક્ષણ પર્યંત મૌન રહી બોલ્યો; "અચ્છા જાવ; આને દો."

ભૈયો લશ્કરી ઢબે સલામ કરી ચાલતો થયો. થોડીવારે મોહનલાલ અને રસીકલાલ અંદર આવ્યા. શેઠ ઉભા થયા અને બન્નેને લઈ ઉપરના ભાગમાં આવેલા દિવાનખાનામાં ગયા. રસીકલાલ અને મોહન ત્યાં પાથરેલી જાજમ ઉપર બેઠા. વામનરાય ગાદીપર તકીયાને અઢેલીને બેઠો.

આ બન્ને આવનારાઓમાં જેનું નામ મોહન હતું, તે એક સાધારણ સ્થિતિના માણસનો પુત્ર હતો. તેની ઉમ્મર આશરે સોળેક વર્ષની જણાતી હતી. મોહનના પિતાનું નામ માધવરામ હતું. મોહનની માતા મોહનને નાનો મૂકીને મરણને શરણ થએલી હતી.

માધવરામે સખ્ત પરિશ્રમ વેઠીને દશેક હજારની મૂડી એકત્ર કરી હતી અને તે ઉપરાંત પાંચેક હજારના દાગીના પણ તેમની પાસે હતા. માધવરામનું મકાન વામનરાયથી થોડેક દૂર આવેલું હતું. આ વખતે વામનરાય ખરાં-ખોટાં-લુચ્ચાઇ-ધાપ વગેરે કૌટિલ્ય નીતિથી સંપતિનો સાચ્ચો સેવક બનતો હતો. પૈસો વધતાં વામનરાય શેઠ કહેવાયો. કાળાં-ધોળાં કરનાર કાર્યદક્ષ ગણાયો અને ભોળાં-સાચાં જનોને સંતાપી તેમની સંપતિ સંપાદન કરનાર સફેત શાહુકાર જગતની નજરે શ્રીમાન મનાયો. આ અરસામાં મોહનની ઉમ્મર માત્ર બાર વર્ષની હતી; એવામાં તેના પિતાને એકાએક મંદવાડ આવ્યો. અનેક દવાઓ કરી પણ કંઇ અસર થઇ નહિ. માંદગીએ ગંભીર રૂપ પકડવા માંડ્યું. માધવરામને નજીકનું કોઇ સગું હતું નહિ. આથી તેમને મોહનની ચિંતા થતી. મારા મરણ પછી મોહનનું શું થશે? તેની સંભાળ કોણ લેશે? વગેરે વિચારથી માધવરામની ગભરામણ વધવા

લાગી. પડોશમાં રહેતો વામનરાય દરરોજ રાતના વખતે માધવરામની ખબર કાઢવા આવતો. માધવરામ પાસે સારો જીવ છે એવું વામનરાય જાણતો હતો. જો માધવરામ ગરીબ હોત તો વામનરાય એક પળવાર પણ માધવરામની પાસે આવવાની તસ્દી ઉઠાવતજ નહિ, વામનરાયના આવવા જવાથી માધવરામને તેની પર વિશ્વાસ બેઠો અને પછી પોતાની તમામ મિલ્કત અને દાગિના વામનરાયને સ્વાધીન કરી પોતાના પુત્રની સંભાળ લેવાનું સૂચવ્યું. વામનરાયે અનેક મીઠા શબ્દોથી માધવરામના મનનું શાન્તવન્ કર્યું અને પોતાના પુત્રની માફક મોહનને સંભાળવાનું વચન આપ્યું. વામનરાય રૂપીઆ અને દાગીના લઇ મકાને આવ્યો; અને માધવરામને જોઇતા પૈસા આપવા લાગ્યો. ત્રણેક માસ મંદવાડ ભોગવી મોહનના ભાગ્યના જોરે માધવરામને આરામ થયો; પણ શરીરમાં શક્તિ મુદ્દલે રહી નહિ. વામનરાય તેઓને પોતાના કુટુંબી હોય એવો ભાવ દર્શાવવા લાગ્યો. મોહનને ભણાવવાનું ખર્ચ પણ તે આપતો. ઘરખર્ચમાં વપરાતાં નાણાં પણ વામનરાય આપતો; પરંતુ પાઇએ પાઇ ચોપડામાં ઉધારતો. ન્યાત-જાતમાં જમવા જતાં અને કોઇના લગ્ન પ્રસંગે મોહનને તેના અને પોતાના સારા દાગિના પણ પહેરવા આપતો. આવી રીતે લગભગ પાંચેક વર્ષ વીતી ગયાં.

મોહન ઉમ્મરે વધ્યો. હોંશીયાર બન્યો અને ઉપયોગ જેટલી વિદ્યા સંપાદન કરી પોતાના ગજા પ્રમાણે રળતો કમાતો પણ થયો. છોકરો હવે બરાબર સંભાળી શકશે ધારીને માધવરામે વામનરાયને ત્યાં મૂકેલી મિલ્કત પાછી લેવાનો વિચાર કર્યો અને પોતાનો તે વિચાર એક દિવસે વામનરાયને વિદિત કર્યો.

વામનરાયને તે ગરીબની મીલ્કત પાછી આપવાનો મુદ્દલે વિચાર ન્હોતો. તે કંઇ પણ જવાબ આપ્યા વિના ચાલતો થયો. માધવરામ

ગભરાયો. તેને વ્હેમ પડયો અને લાકડીના ટેકાથી ચાલતો વામન-રાયના મકાને જઇ મિલ્કત આપી દેવાનું જણાવ્યું. વામનરાયે તરત જ મુનીમને બોલાવી માધવરામની મિલ્કત કેટલી છે એમ પૂછયું. મુનીમ અગાઉથી શીખવાડયા મુજબ ચોપડો ઉઘાડી જમે ઉધારનાં પાસાં મેળવવા લાગ્યો. લગભગ બે કલાક સુધી હિસાબ તપાસી ગણી મુનીમે જણાવ્યું કે અત્યાર સૂધી આપને આપતાં આપના બે હજાર રૂપીઆ બાકી રહે છે. તેમાં મારા શેઠજીએ તમારા છોકરાને ભણાવવામાં જે ખર્ચ કર્યું તે ગણવામાં આવ્યું નથી. ભણાવવાનું સઘળું ખર્ચ શેઠ પોતે જ જોડી વાળે છે.

માધવરામે ગભરાઇને ચોપડો જોયો. બરાબર મેળ મેળવેલો જણાયો. ગરીબ માધવરાથ શું બોલે? તવંગરના સો સગા; પોતાનું કોણ? દાદ ફરીયાદ કોણ સાંભળે? બિચારો માધવરામ મનમાં ખૂબ પસ્તાયો–કકળ્યો; પણ શું કામનું? તેણે વામનરાયને ઘણું કહ્યું; પણ તે પત્થરને કંઇ અસર થઇ નહિ. માધવરામે વધુ કહેતાં તે સફેત શાહુકાર છેવટે જાતપર જઇ બોલ્યો કે; જો વધુ બોલશો તો બાકી નીકળતા રૂપીઆ પણ ગૂમાવશો. માધવરામ ચૂપ થયો. છેવટે તેણે દાગીનાની માગણી કરી. કાલે આપીશ; મોહનને મોકલજો એમ વામનરાયે જણાવ્યું. ભોગજોગે તે દિવસે મોહન એક લગ્ન પ્રસંગ ઉપર નજીકના ગામ ગયો હતો. વામનરાયે તેને પોતાના સારા કિંમતી દાગીના પહેરવાને આપ્યા હતા. બીજે દિવસે મોહન ઘેર આવ્યો. માધવરામે તેને સઘળી હકી-કત કહી. સફેત શાહુકારની લુચ્ચાઇ જાણી મોહનને ઘણું લાગી આવ્યું. પણ ગરીબનો મદદગાર કોણ? તે તરત જ વામનરાયની પાસે ગયો અને તેણે પહેરવા આપેલા દાગીના પાછા આપી પોતાનાં દાગીના આપવાની વિનતિ કરી.

વામનરાય તેને બેસવાનું સૂચવી ઉભા થયા અને પોતાના મુની-મના કાનમાં કંઇક સમજાવી મુનીમને વિદાય કર્યો. બાદ મોહન પા-સેથી લીધેલા દાગીના લઇ પોતે અંદરના ખંડમાં ગયો અને પછી લગભગ પોણા કલાકે જે દાગીના લેતો ગયો હતો; તેના જેવાજ બીજા બનાવટી લઈ આવી મોહનની પાસે આવ્યો, અને ભયંકર મુખ મુદ્રા કરી બોલ્યો; " અલ્યા ! તું આ શું લાવ્યો છે ? "

મોહન હજી બાળક હતો. વામનરાયની ભયાનક મુખ મુદ્રા જોઈ તે ભયભીત બન્યો અને પછી ધ્રુજતા સ્વરે બોલ્યો; " આપના દાગીના છે. "

" શું આ મારા દાગીના ! શું મારી જણસો આવી બનાવટી? સાલ્લા બદમાસ ! નાની ઉમ્મરમાં આવું ગઠીયાપણું કરતાં શીખ્યો છે કે ? બોલ ! ક્યાં ગયા મારા ખરા દાગીના ? " વામનરાયે અતી ક્રોધ ભર્યાં વચનો ઉચ્ચારવા માંડયાં. બિચારો મોહન ઠંડોગાર બની ગયો અને સર્વાંગે ધ્રુજવા લાગ્યો. મુખમાંથી એકપણ શબ્દનો ઉચ્ચાર કરી શક્યો નહિ. વામનરાય વધુ ગર્જી ઉઠી બોલ્યો; "બોલ, ખરૂં જણાવી દે ? નહિ તો તને પોલીસને સ્વાધિન કરવામાં આવશે. "

ગરીબ–અસ્હાય મોહન શું બોલે ? પોલીસનું નામ શ્રવણ કર-તાંજ તેનાં હાંજાં ગગડી ગયાં. તેની સાથે જ તેની આંખ્યોમાંથી વર્ષાધારાની માફક અશ્રુધારા વહેવા લાગી. એવામાં પેલો મુનીમ ફોજદાર સાથે ત્યાં આવ્યો. ફોજદારે ઘણી દમદાટી મોહનને દીધી. બે ચાર તમાચા પણ ખેંચી કાઢયા અને પછી નામ–ઠામ લખી લઇ ચાલતો થયો. ફોજદારના ગયા પછી વામનરાયે કહ્યું; " બચ્ચાજી ! તમે ઘણા શાણા છો તે આજે જણાઈ આવ્યું. સાલા ગરીબનાં

નશીબ તે ક્યાંથી સારાં હોય ? જા; અને મારા દાગીના જ્યાં વેચ્યા હોય અગર છૂપાવ્યા હોય ત્યાંથી લાવી બે ચાર દિવસમાં આપીજા. જો આવતા રવીવાર સુધીમાં આપી નહિ જાય તો તારા બે હજાર રૂપીઆ અને તારી થાપણ મૂકેલી જણસો મારા દાગીનાની કિંમત પ્રમાણે ખંડીવાળવામાં આવશે અને તે ઉપરાંત જે બાકી નીકળશે તે વસુલ કરવાને માટે તમારીપર દાવો કરવામાં આવશે. ”

આંખ્યોમાંથી શ્રાવણ ભાદરવો વરસાવતો મોહન લથડાતા પગે ઘેર આવ્યો અને પોતાના પિતાને બનેલી તમામ વાત વિદિત કરી. વૃદ્ધાવસ્થાના ગાળે પહોંચેલો માધવરામ વામનરાયનું આવું કૌટિલ કારસ્થાન નિહાળી દિગ્મૂઢ બન્યો. પોતાનીપર આકાશ ટૂટી પડે એમ થયું. તરત જ તે મોહનને લઈ પાપીની પાસે ગયો અને તેના પગમાં પડી આળોટવા લાગ્યો. પણ મરૂભૂમિમાં જળબિંદુ ક્યાંથી સંભવે ? કસાઈના હૃદયમાં કરૂણા કેવી રીતે ઉત્પન્ન થાય ? વામનરાય પગમાં પડેલા બુઢ્ઢાને અનેક કુવચનો સંભળાવી છેવટે ભૈયાને બોલાવી ગરીબ–નિર્દોષ પિતા પુત્રને મકાનની બહાર કઢાવ્યા. પિતા–પુત્ર રોતા કકળતા ઘેર આવ્યા. આ બનાવથી માધવરામની તબીયત લથડી.

પિતૃભક્ત પુત્ર મોહન બાપની સેવા કરવા લાગ્યો. મુદત વિતતાં વામનરાયે નોટીશ આપી અને તેમાં જણાવ્યું કે મારા દાગીના બાર હજારની કિંમતના હતા. તે કિંમત વસુલ કરવાને તમારા દાગિના કે જે મારે ત્યાં તમે મૂકેલા છે અને જેની કિંમત આશરે પાંચેક હજાર રૂપીઆ થાય છે; તે તમારા દાગિના અમારા દાગીનાની કિંમત પેટે વસુલ કરવામાં આવે છે અને બાકીના રૂપીઆ આઠ દિવસમાં અમારી લેખીત પહોંચ લઇ ભરી જવાની આ નોટીશથી તમને ચેતવણી યાને ખબર આપવામાં આવે છે. જો આ બાબતમાં કસુર અને વિલંબ

કરશો તો કાયદેસર પગલાં ભરવામાં આવશે અને તેમાં થતું તમામ ખર્ચ આપવાના જોખમદાર તમે થશો. વગેરે.

નોટીશ વાંચી મોહન અને તેનો બાપ ગભરાયા. બિચારો મોહન અનેક વકીલોને ત્યાં આથડયો; પણ ગરીબનું સાંભળે કોણ ? થોડા ઘણા રૂપીઆ હતા; તે પણ વકીલોની સલાહ લેવામાં ખર્ચાયા. કેટલાક વકીલો કે જેને સાંપ્રત સમયમાં કજીયા દલાલોની ઉપમા અપાય છે; તેઓ પૈસાના જ પૂજારી હોવાથી બિચારા મોહનને નિરાશ થવું પડયું. છેવટે દાવો મંડાયો. દાવો જીતવાને માટે વામનરાયે હરામના મેળવેલા પૈસામાંથી પુશ્કળ પૈસા વેરી બે વકીલો રોકયા. મુદતપર મુદતો પડવા લાગી. મોહન કામધંધો છોડી કોર્ટમાં હાજર થતો અને પોતાને પુછવામાં આવતા સવાલોના સત્ય જવાબ આપતો. પોતાના કેશને સાબીત–સત્ય કરવાને વસુના યાર વકીલો મોહનને ઉલટા–સુલટી પ્રશ્નો પૂછી ગભરાવવા લાગ્યા. કેસ બરાબર બાર મહીના લંબાયો. અંતે કેસ પૂરો થયો. વામનરાય જીત્યો. હુકમનામું થયું. મોહન પુશ્કળ રોયો, પણ ગરીબનાં આંસુ કોણ લુછે ? વામનરાય હુકમનામુ મેળવી થોડાક મહીના શાન્ત રહ્યો અને પછી મોહનના ઘરપર ટાંચ લાવવાની પેરવી કરવા લાગ્યો. ઘરમાં માધવરામનો મંદવાડ વધતો હતો. તેવામાં ઘરપર ટાંચ આવવાની વાત મોહને સાંભળી. છેવટે તેણે વિચાર કર્યો કે જે નરરાક્ષસે અમને ભીખારી બનાવ્યા છે; તે જરૂર ઘર લઇ લેશે. પણ થોડાક દહાડા સબુર કરે તો સારૂં. મારા પિતા થોડા દિવસના મહેમાન છે. જો તે અમને આ વખતે ઘર બહાર કાઢશે તો ક્યાં જઇશું. માટે લાવ તે ક્રૂર પિશાચની પાસે જઇ તેના પગમાં પડું અને મારા પિતાને આરામ થતાં સુધી યા મરતાં સુધી આ ઘરમાં ભાડે અગર વગર ભાડે રહેવા

દેવાની વિનંતિ કરૂં. આવો નિશ્ચય કરી તે રાતના વામનરાયની પાસે આવ્યો અને ઓશીયાળા મુખે વામનરાયની ગાદી આગળની જમીન પર બેઠો. તેની સાથેનો યુવાન કે જે તમામ ખાદીનાં વસ્ત્ર પહેરીને આવ્યો હતો અને જેનું નામ રસીકલાલ હતું; તે એક ગરીબ ઉછરતો લેખક હતો. વય અને અનુભવના પ્રમાણમાં તે ઠીક લખતો હતો. વામનરાય શ્રીમાન છે. સાહિત્યરસીક છે વગેરે વાત વામનરાયના પ્રશંસકો પાસેથી સાંભળી તેણે વામનરાય પાસે આવી પોતે લખેલ બે પુસ્તકો ભેટ કરી પોતાને સ્હાય આપવાની વિનંતિ કરી હતી. વામનરાય અંધકારમાંથી પ્રકાશમાં આવવાને ઘણો આતુર હોવાથી તેણે તે લેખકને એકાદ બુકમાં પોતાની છબી સાથે અર્પણ પત્રિકા મૂકવાનું જણાવ્યું. લેખક ખુશી થયો અને મનમાં હવાઇ આશાઓને સ્થાન આપતો ઘેર આવ્યો. તેણે વામનરાયની છબીનો બ્લોક બનાવરાવ્યો અને સુંદર આર્ટપેપર વામનરાયની છબીઓ કઢાવી એક પુસ્તકમાં મૂકી અને વામનરાયની પ્રશંસાની અર્પણ પત્રિકા પણ લખી. પુસ્તક તૈયાર થતાં દસ નકલો વામનરાયને સમર્પણ કરી. વામનરાયે તે વખતે અગત્યના કામમાં હોવાનું બ્હાનું બતાવી ચારેક દિવસ પછી તે લેખકને આવવાનું જણાવ્યું. લેખક જણાવેલા દિવસે હાજર થયો. પણ વામનરાયે વાયદા કરીને તેને ઉડાવ્યા જ કર્યો. બિચારા લેખકે તે દુષ્ટની છબીનો બ્લોક અને છબીયો બનાવવા પાછળ લગભગ સો રૂપીઆ ખર્ચ્યા હતા અને ઉપરાંત દસ ચોપડીઓ તે ઉજળા ચોરને ભેટ કરી હતી; પણ તે ધાપમારૂ શ્રીમાન તરફથી એક રાતું દોઢીયું પણ તે ગરીબ લેખકને મળ્યું નહોતું. આથી કંટાળી તે લેખક આજે શરમ મૂકીને માગવાનો નિશ્ચય કરી વામનરાય પાસે આવ્યો અને પેલા ગરીબ મોહનની સાથે તેને પણ ગાદી

પર બિરાજેલા શેઠની સામે જાજમપર બેઠેલો આપણે જોયો. બન્નેને સાથે આવેલા જોઈ વામનરાય પણ વિસ્મય પામ્યો; અને પછી મોહન સામે ઝીણી નજરે નિહાળી ધીમેથી બોલ્યો; "કેમ અલ્યા! રાતની વખતે અહિં આવવું થયું છે? કંઇ ચોરી–બોરી કરવાના ઇરાદાથી તો આવ્યો નથીને?"

ગરીબ–નિર્દોષ મોહનના હૃદયમાં સખ્ત આઘાત થયો. તે નમ્ર અવાજે બોલ્યો; "હું આપની દયા યાચવા આવ્યોછું."

"મૂર્ખા! તારા જેવા ધાપમારૂને તે વળી દયાની શી જરૂર? જા; જતો રહે. તારી પ્રત્યેની દયાનો એક પણ છાંટો હવે મારા દિલમાં રહ્યા નથી."

"શેઠજી! હું ગૂન્હેગાર છું કે નિર્દોષછું, હું સાચોછું કે જુઠ્ઠોછું; તે શ્રી ભગવાન સારી રીતે જાણે છે. શેઠજી! દયા કરો. નિરપરાધિના હૃદયમાં ખંજર ન ભોંકો. હવે વિરામો. હદ થઇ. આપના જેવા નેક શ્રીમાનને આવું કરવું ન શોભે. દયાના સાગર..." મોહન વધુ બોલે એ પહેલાં તો લીંબુની ફાડ જેવી આંખ્યોના ડોળા ઘુરકાવી વામનરાય ક્રોધાયમાન થઈ બોલી ઉઠયો."

"એ ધાપમારૂ ધનજીશાહ! તારી શાહુકારી હું જાણું છું. તું મોટા પંડીતનો દિકરો છે એ પણ જાણુંછું. મારે તારૂં કંઇ પણ સાંભળવું નથી. આપણો ઇન્સાફ કોર્ટમાં થઇ ચૂકયો છે. જો તું નિર્દોષ હોત તો કોર્ટ જ તને નિર્દોષ ઠરાવત. માટે જો ઘર ભોગવવું હોય તો હુકમનામા જેટલા રૂપીયાની સવડ કરો. બચ્ચાલાલ! હવે તમે છટકી શકવાના નથી."

"શેઠજી! આ બાબતમાં સત્ય શું છે તે આપ સારી રીતે

સમજોછો. પણ મારા અગર તમારા દુર્ભાગ્યના યોગે તમે મારા જેવા એક નિરપરાધિનું સત્યાનાશ કાઢવા આતુર બન્યા છો. શેઠજી! દયા કરો; અમારી પર રહમ લાવો. મારા પિતાનો અંતકાળ નજીકમાં છે. આવા વખતે મને ઘરબાર વિનાનો ન કરો. પ્રભુ તમારૂં ભલું કરશે." મોહન બેશટ રડવા લાગ્યો. નજીકમાં બેઠેલો રસીકલાલ કંપ્યો; પણ વામનરાય તો વધુ સખ્ત બન્યો અને મોટા અવાજે બોલ્યો.

"અલ્યા મુશ્લીસ! સઘળા ઢોંગ મૂકી દઇ ચાલ્યો જા. અહિં તારૂં કંઇ પણ વળનાર નથી. તારો બાપ કાલે મરતો હોય તો ભલે આજે જ મરે. તેમાં મારે શું?"

"મારા પિતાના મરણ સૂધી તો દયા રાખો."

"બિલ્કુલ નહિ."

"મારા પિતાની છેલ્લી મરણ ક્રિયા તો ઘરમાં કરવા દયો?"

"હરગીજ નહિ. તારા પિતાનો ચોકો ઘરની બહાર મેદાનમાં કરજે કે જેથી ઘરમાં તેની વાસના રહે નહિ. જો કદાચ તે ઘરમાં મરે તો જરુર ભૂત બને અને પછી ઘરમાં રહેનારને નડે."

શયતાનના સખ્ત શબ્દોથી મોહનનું હૃદય ભેદાયું. આવા નરાધમ પાસે દયા યાચવા માટે આવવામાં પોતાની મોટી ભૂલ થએલી સમજાઇ. છેવટે તે ઉભો થતાં કંઇક રોષ ભર્યા અવાજે બોલ્યો.

"વામનરાય! ગરીબોની ગરદનો કાપી કસાઇનું કૃત્ય કરનાર પાપાત્મા! હું જાઉં છું. મારે તમારી દયાની હવે જરૂર નથી. પણ મારા છેવટના બે શબ્દો બરાબર સાંભળી લ્યો. ગરીબોના આંતરિક નિઃશ્વાસથી તમે સુખથી રહી શકશો નહિ. હરામનું દ્રવ્ય તમે સુખેથી વાપરી શકશો નહિ. હરામનું ધન હરામે જ જશે અને છેવટે તમારા

બુરા હાલ થશે. પરમાત્મા! તમને તમારા ભયાનક કુકર્મોનો બદલો જરૂર આપશે." આટલું જુસ્સાથી બોલી મોહન ત્યાંથી ઝપાટા બંધ ચાલતો થયો. તેના ગયા પછી વામનરાય બબડયા; "સાળો ચોર ઉલટો કોટવાળને દંડે. મીજાજ બાર ખાંડીનો. ઠીક છે. આ મહિનામાંજ તેનાં ઠોબરાં બહાર ફેંકાવી તેનું ઘર હરાજ કરાવું અને તેના બાપના મંદવાડનો ખાટલો પણ ઘરની બહાર મુકાવું. સાલ્લાં ગરીબો તો ગરદન મારવાનેજ યોગ્ય છે."

રસીકલાલ વસ્તુસ્થિતિ સમજી ગયો. તેના આત્માને ખાત્રી થઈ ચૂકી હતી કે મોહન નિર્દોષ છે અને વામનરાય ગૂન્હેગાર છે. વામનરાય પ્રત્યે તેને ધિક્કાર ઉત્પન્ન થયો; પણ તે ઉપરથી નહિ દર્શાવતાં શાન્ત બેસી રહ્યો. વામનરાયે નોકર પાસે પાણી મંગાવી પીધું અને પછી રસીક તરફ નજર કરી પૂછ્યું; "કહો તમારૂં આવવું કેમ થયું છે?"

"આપ શેઠજી મારૂં આવવાનું કારણ સારી રીતે જાણો છો; છતાં મને પૂછી શામાટે મને શરમમાં નાખો છો?"

"એમાં શરમ શાની? તમે લેખકો જો શરમાશો તો પછી જગતની સેવા શી રીતે કરી શકશો? લેખકો તો વાચાળ અને શરમ વિનાના જ હોવા જોઇએ. વારૂ; પેલી ચોપડીયોના સંબંધમાં આવ્યા છો ને?"

"ચોપડીયો તો આપને ભેટ આપી છે; પણ તેમાં જે અર્પણ પત્રિકા આપને સમર્પણ કરી છે તેના સંબંધમાં આપે ઉદાર આશ્રય આપવાની આશા આપેલી હોવાથી મારૂં આવવું થયું છે."

"ઠી...ક. સમજ્યો." વામનરાયે દીર્ઘ શબ્દોચ્ચાર કરી થોડીક

વાર વિચાર કર્યો અને પછી ઉભા થઇ નજીકના કબાટમાંથી મૂઠીમાં કેટલાક રૂપીઆ લઇ આવી બોલ્યા; "ચોપડીની કીંમત શું રાખી છે ?"

"દોઢ રૂપીઓ."

"ઠીક; લ્યો આ પંદર રૂપીઆ." વામનરાયે પંદર રૂપીઆ રસીક આગળ મૂક્યા.

શેઠની ઉદાર મદદની આશા રાખનાર લેખક પંદર રૂપીઆ જોતાંજ ઠંડોગાર થયો. તેના મનમાં હજારો તર્ક-વિતર્ક ઉત્પન્ન થયા. તે બોલ્યો, "શેઠજી! શું આપ ચોપડીયોની કીંમત આપો છો ?"

"હા."

"પણ ચોપડીયો તો આપને ભેટ આપેલી છે."

"અમારા જેવા શ્રીમાનોએ તમારા જેવા રંક લેખકોને ભેટનો યોગ્ય બદલો આપવો જોઇએ. લેખકોને ઘણું ખરૂં લક્ષ્મીની જોડે વૈર હોય છે એ અમે સારી રીતે સમજીએ છીએ અને તેથી જ તમને નિરંતર મદદ આપવાની ઇચ્છા ધરાવીએ છીએ."

વામનરાયનું કહેવું સાંભળી રસીકને વધુ મળવાની આશા બંધાઇ. વામનરાયે ભેટના પંદર રૂપીઆ આપ્યા; ત્યારે અર્પણ પત્રિકાનો બદલો તો સારો જ મળશે. આમ આશાના હિંચકે હિંચતા લેખક મહાશય બોલ્યા; "આપના જેવા શ્રીમાનોની સ્હાયતા વડે જ અમે સરસ્વતી દેવીની સેવા કરવાનો અલભ્ય લાભ પ્રાપ્ત કરીએ છીએ."

વામનરાય કંઈ બોલ્યો નહિ. પણ મનમાં ઇચ્છવા લાગ્યો કે આ પાપ હવે જાય તો ઠીક. જ્યારે વામનરાય રસીકના જવાની ઇચ્છા

ધરાવી રહ્યો ત્યારે રસીકલાલ શેઠ હમણાં ઉદાર મદદ આપશે ધારીને બેસી રહ્યો. શાન્તિ વ્યાપી રહી. આવી રીતે લગભગ અર્ધો કલાક પસાર થઈ ગયો. છેવટે વામનરાય અકળાઈને બોલ્યો; "કવી-રાજ ! ત્યારે હવે પધારો."

પધારો શબ્દ સાંભળતાં જ રસીકને ફાળ પડી. તે બોલ્યો; "હવે ક્યારે આવું ?"

"શું કરવા ?"

"આપને પુસ્તક સમર્પણ કર્યું તેના..." રસીક વધુ બોલે એ પહેલાં જ શેઠ શ્રી પાંચ બોલી ઉઠયા.

"સમજ્યો; અને હવે મારી સંપૂર્ણ ખાત્રી થઈ ચૂકી કે લેખકો નિર્ધન રહેવાને લાયક જ છે. તમારામાં વિવેક વિનય હોય છે; પણ લોભ અને લાલચથી તમે તેનીપર પાણી ફેરવો છો. તમે ફક્ત લખી જ જાણો. બાકી તમારી બુદ્ધિ વધારે હોયજ નહિ. હું ધારતો હતો કે બીચારો લેખક અર્પણ પત્રિકાના સંબંધમાં કંઈ બોલતો નથી; માટે ભવિષ્યમાં તેને લાભ કરી આપીશું. પણ મારા આ વિચારપર તમે પાણી ફેરવ્યું. તમે પૈસાની લાલચથી ખરૂં કવીરાજ પદ ત્યાગી કપીરાજ પદ ધારણ કર્યું."

રસીક વ્યાકુળ બન્યો. પોતાનું અપમાન સહન કરી શકયો નહિ. તે બોલ્યો; "શેઠજી ! બહુ થયું, તમારો વાક્યપ્રવાહ હવે આટલેથી જ અટકાવો. અમે જેવા છીએ તેવા ભલે રહ્યા. મેં તમારી અર્પણ પત્રિકા કંઇ તમારી ખુશામત કરીને મેળવી ન્હોતી. પણ તમે અંધ-કારમાંથી પ્રકાશમાં આવવાને ઇચ્છતા હોવાથી તમે જાતે જ અર્પણ પત્રિકા મૂકવાની મને ભલામણ કરી હતી. તે મુજબ મેં મૂકી અને તમારી

તરફથી સારી મદદ મળશે ધારીને તમારી છબીઓ બનાવવા પાછળ લગભગ સો ઉપરાંત રૂપીઆ મેં ખર્ચ્યાં. હવે જ્યારે નાણાં આપવાનો વખત આવ્યો ત્યારે આમ દાંતીયાં કરવા મંડયા. જો તમે પહેલેથી જ જણાવ્યું હોત કે મારે કંઇ પણ આપવું નથી; તો હું આજ સુધી તમારા બંગલા સુધી આવવા માટે મારા જોડા ન ફાડત."

તેના શબ્દોથી વામનરાય કંઇક દબાયો; અને કંઇક વિચાર ગોઠવી બોલ્યો; "પણ અર્પણ પત્રિકા આવી રીતે લખાતી હશે કે ?"

"મેં શું ખોટું લખ્યું છે ?" રસીકે ચીડાઇને પૂછ્યું.

"તમે બીજું બધું તો ઘણું સારૂં લખ્યું છે; પણ એક વાક્ય ખોટું લખ્યું છે. તે વાક્ય મને લાગુ પડતું નથી. જો તે વાક્યનો ઉપયોગ તમે ન કર્યો હોત; તો હું તમને સારી રીતે લાભ કર્તા થઇ પડત. ખરૂં અને ચોકખું કહેવરાવવા માગતા હો; તો હું જણાવી દઉંછું કે તમે વાપરેલા એ શબ્દથી મને ઘણી જ નિરાશા ઉપજી છે અને તેથી જ તમને ઉદાર સ્હાય આપવાને બદલે બળાત્કારે મારા હાથને રોકવો પડે છે."

"તે કયું વાક્ય છે એતો કૃપા કરીને જણાવો ?" રસીકે વિકળ વદને પૂછ્યું.

"તમે મારા માટે સ્વદેશભક્ત વગેરે શબ્દોનો ઉપયોગ શા માટે કર્યો ?"

"શું તમે સ્વદેશને ચ્હાતા નથી ?"

"તે મારા વિચારની વાત છે. તમારે જાણવાની કંઇ જરૂર નથી કે સ્વદેશભક્ત શબ્દ સરકારને અને અમારા જેવા શ્રીમાનોને કેટલું નુકશાન કરનાર અને શરમ ઉપજાવનાર છે ? એ વાક્ય મારે માટે

લખવાની તમારે બીલ્કુલ જરૂર ન્હોતી. આ બાબતનાં કાયદેસર પગલાં ભરવા જો કે હું શક્તિવાન છું; પણ તમારા જેવા એક નિર્ધન લેખકની દયા ખાઉં છું. આ ઉપરાંત મારે તમને જણાવવાનું કે તમે આ ખાદીનાં કપડાં પહેરીને અત્રે આવવામાં એક ભયંકર ભૂલ કરી છે. ખાદીનાં કપડાં પહેરનાર સરકારની અને અમારી નજરમાં તિરસ્કારને પાત્ર છે. ખાદીનાં કપડાં પહેરનાર તોફાની અને ઉદ્ધત છે એવું અમે સમજીએ છીએ. માટે એક પળવારનો પણ વિલંબ કર્યા વિના હવે અહિંથી પધારી જાવ." વામનરાય ઉધાડો ઉઠયો. રસીકના ક્રોધનો પાર રહ્યો નહિ. તે મોટા અવાજે બોલ્યો; "વામનરાય ! આ ખાદીમાં કેવા અલૌકિક ગુણ સમાએલા છે તે તો પહેરનાજ સમજી શકે છે. તમે તેના કટ્ટા દુષ્મન છો. ગરીબોને પાયમાલ કરનારા છો. શ્રીમંતના વેશમાં છૂપાયેલા શયતાન છો. જો એવા ન હોત; તો મારા જેવા એક રંક લેખકના પૈસા ડૂબાવવાનું તમને દુર્ભાગ્ય પ્રાપ્ત થાતજ નહિ. મેં ખર્ચેલા પૈસા તો પ્રભુ મને મેળવી આપશે; પણ તમારા શું હાલ થશે એ તો જ્યારે અનુભવશો ત્યારે બરાબર ખબર પડશે. ગરીબોની હાય લઈ કોઈ સુખી થયું નથી અને થનાર નથી. ગરીબોના ઉંડા નિઃશ્વાસ ધ્વનીથી તમારો સઘળો વૈભવ સ્વપ્નવત્ બની જશે. આ સંસારમાં જેઓ અન્યનું અનિષ્ટ કરીને માન મેળવે છે–સુખ પ્રાપ્ત કરે છે; તેઓને તેમના આખા જીવનમાં શાંતિ કદાપિ મળતી નથી. સ્વાર્થપરતા, અર્થ લિપ્સા; કામ–ક્રોધ વગેરેએ જેનાં હૃદય પાષાણમય કરી મૂક્યાં છે; જેના હૃદયમાં દયાનો લેશ પણ અંકુર જણાતો નથી; ગરીબોના આર્તનાદ અને કમનશીબોના કલ્પાંતનો કરૂણ અવાજ જેના કાનમાં પ્રવેશ થતો નથી; તે દુર્ભાગી શ્રીમંત હોય કે રાજા હોય પણ તેને

ચિર શાંતિ પ્રાપ્ત થતી નથી. અંતકાળે તે અનંત દુઃખોનો ભોક્તા બને છે; અને મરણ પશ્ચાત તે જાલીમને જમના દુતો ભડભડતા અગ્નિકુંડમાં ફેંકે છે. રાયજી સાહેબ ! અરે ભૂલ્યો; ઓ દુર્ભાગી સાહેબ ! તમારી પણ એવીજ ભયાનક દુર્દશા થવાનું તમારા ફુટેલા ભાગ્યમાં લખાએલું છે અને તેથીજ તમારા કલુષિત અંતરમાં સદાને માટે વિપરીત બુદ્ધિએ નિવાસ કર્યો છે. વામનરાય ! તમારા જેવા દેશના રીપુઓની એક પાઈ પણ લેવાને હું ઇચ્છતો નથી. તમે એકત્ર કરેલા રૂપીઆમાં ગરીબોના લોહીના છાંટા છે તેથી તેને અડકવું તે પણ એક મહા પાપ છે." આટલું લંબાણ વિવેચન કરી રસીક ગુસ્સાના આવેશથી વામનરાય તરફ એક વિક્રાળ નજર ફેંકી ત્યાંથી ચાલતો થયો. તેના સખ્ત શબ્દ પ્રહારથી વામનરાય પણ જડવત્ બની તેને જતો જોઇ રહ્યો. રસીકના શબ્દો તેના હૃદયમાં ખૂંચી રહ્યા. તે ઉંડા વિચારમાં પડયો અને પછી ખડખડાટ હસી પડી બોલ્યો; "સાલ્લો ભુખડી બારશ. ઘરમાં તો હાંડલાં કુસ્તી ખેલે અને બહાર મોટા લેખક સાહેબ. મીજાજનો પણ પાર નહિ. સારૂં છે કે તેઓને કુદરતજ નિર્ધન રાખે છે. એકાદ બે થોથાં લખી નાખ્યા એટલે લેખક બન્યા .ઢેમ-રાસ્કલ-મૂર્ખા." વામનરાય બબડી શાન્ત રહ્યો. એવામાં બહાર ગાડીનો ખડખડાટ થયો. ઇંદિરા ગાડીમાંથી ઉતરી બંગલામાં પ્રવેશી. તેને જોતાંજ શેઠાણી તાડુકી ઉઠી; "અલી ! અત્યાર સૂધી કયાં ટળી હતી ?"

ઇંદિરાનું હૃદય દુભાયું. તે કંઈ પણ જવાબ આપ્યા વિના મેડાપર ચઢી ગઈ. દિવાનખાનામાં આવતાંજ તેણે વામનરાયનું વિક્રાળ-વિરૂપ સ્વરૂપ અવલોક્યું. શેઠાણી પણ તરતજ તેની પાછળ ત્યાં આવ્યાં અને વામનરાયને ઉદ્દેશી બોલ્યાં; "આ તમારી સગલી

આવી. આવડી મોટી છોકરી મધરાત સૂધી બહાર રખડે. કોઇ દાડો નાક કપાઇ જશે. તેને કેવું હોય તો કહો, હું તો તેનાથી થાકી."

"ઠીક; મારે જે કહેવાનું છે તે હું તેને કહું છું. મહેરબાની કરીને તું નીચે ચાલી જા." વામનરાયે જણાવ્યું. શેઠાણીથી આ સહન થયું નહિ. તે ગુસ્સાના આવેશથી પગ પછાડતી અને મનમાં બડબડતી ત્યાંથી ચાલતી થઇ. તેના ગયા પછી વામનરાયે ઇંદિરાને કહ્યું, "તું આટલી રાત સૂધી બહાર રખડે તે ઠીક કહેવાય નહિ. તું હવે સમજદાર થઇ છે. મારે તને વિશેષ કહેવું એ સારૂં નહિ. પણ તારી વર્તણુક દિન પ્રતિદિન મને અસહ્ય થતી જાય છે."

"પિતાજી! જેણે પોતાનું જીવન જનસેવાર્થે સમર્પણ કર્યું છે; તેણે રાત્રિ દિવસ જનસેવા કરવીજ જોઇએ. આપને કદાચ મારૂં વર્તન રૂચતું નહિ હોય; પણ શું કરૂં? મારી ફરજ–મારો ધર્મ આપની પ્રત્યે અને ઇશ્વર પ્રત્યે શું છે તે હું યથાર્થ રીતે સમજું છું. બાપુ! જ્ઞાન દ્રષ્ટે વિચારપૂર્વક જોશો તો જરૂર તમે મારા કાર્યથી પ્રસન્ન થશો."

"મારે તારૂં ભાગવત સાંભળવું નથી. હું ઘણો ડાહ્યો છું. જવાબ આપ કે તું અત્યાર સૂધી ક્યાં ગઇ હતી?" વામનરાયે વક્ર નેત્રે પૂછ્યું.

પિતાના સ્વભાવથી પરીચીત ઇંદિરા શાન્ત અવાજે બોલી, "પિતાજી! આટલા બધા અકળાઇ શા માટે જાવ છો? હું આપણા લાભને અર્થેજ અત્યાર સૂધી રોકાઈ હતી. તમારા ત્રાસથી અને આપણી મીલના જોહુકમી અમલદારોના કૃત્યથી મજુર વર્ગમાં અસંતોષ ફેલાયો છે. તેઓનો વિચાર હડતાળ પાડવાનો છે. તેઓની આજે ખાનગી સભા મળી હતી. એ સભાની મને ખબર

પડતાં હું ત્યાં ગઈ હતી. મારા ગયા પહેલાં મજુરોએ હડતાળ પાડવાનો ઠરાવ કરી દીધો હતો. મેં તેમને સમજાવ્યા. તેમણે મારૂં કહેવું વિનયપૂર્વક શાન્તિથી સાંભળ્યું અને પછી જણાવ્યું કે જો અઠવાડીયામાં અમારાં દુઃખ ઓછાં નહિ થાય તો અમે કામપર જઇશું નહિ. આ પછી હું તેમને શાન્ત કરી અહિં આવી અને તેથીજ મને આટલું મોડું થયું.”

“ બસ, હવે તારે કંઇ કહેવું છે ?” વામનરાયે વિશેષ ગુસ્સે થઇ પૂછ્યું.

“ના.” ઈંદિરાએ ટુંકો ઉત્તર આપ્યો.

“હું તને સાફ જણાવી દઉં છું કે તારે આ કામમાં પડવાની જરૂર નથી. સાલ્લા મજુરો ગયા જહન્નમની ખાડીમાં. તેઓની મને દરકાર નથી. હું જેમ છૂટ મૂકતો ગયો; તેમ તે વધુ ફાટતા ગયા. શેઠ કહેવાયા એટલે ગધેડી પકડી. રાંડનાઓને મારા બંગલા–મોટરો અને પૈસાની અદેખાઇ આવે છે. તેમની પર દયા દર્શાવી પગારમાં વધારો કર્યો ત્યારે વળી પાછા વધુ માગણી કરવા લાગ્યા. પણ આ વખતે હું તેમને એક ફુટી બદામ પણ વધારે આપવાનો નથી. ભલે મારી મીલ બંધ પડી મેદાન થાય. એ સઘળા મજુરોને ચઢાવનાર અને ઉશ્કેરનાર પેલો ચૈતન્યજ છે. તે દરેક શેઠીઆની આંખ્યોમાં કંટકની માફક ખુંચી રહ્યો છે. વખત આવે તેની વાત.”

“આપને બીજું કાંઇ કહેવું છે ?” ઇંદિરાએ પૂછ્યું.

“હા, અને તે એ કે તેં અત્યારે પહેરેલાં આ ખાદીનાં કપડાં ઉતારી નાખવાં અને કાલથી સારાં ફેશનેબલ કપડાં પહેરવાં.”

“કારણ ?”

“આ ખાદીનાં કપડાં ઘણાંજ ખરાબ લાગે છે. અને તે પહે-

રનાર સરકારની નજરમાં બેવકૂફમાં ગણાય છે. આપણ શ્રીમંતોને એ ન પાલવે ?"

"પિતાજી! તમારા આ શબ્દો સાંભળી હું ઘણી નવાઇ પામું છું. એક હિંદવાશી શ્રીમાનના મુખમાંથી સ્વદેશી વસ્ત્રોનો ત્યાગ કરવાનું સાંભળી મારા હૃદયમાં દારૂણ દુઃખ ઉત્પન્ન થાય છે. પિતાજી! સરકાર તો સઘળું સમજે છે; પણ તમારા જેવાજ તેમને ચઢાવી દેશના દુષ્મન બનાવે છે. કપડાં પહેરવાની સ્વતંત્રતા માણસને નથી તો બીજાની શી આશા ? જો તમારા કહેવા મુજબજ સરકાર ખાદી અને દેશી કપડાંની વીરોધી બની હોય તો પછી કંઇ કહેવાનુંજ રહેતું નથી. કાલે ઉઠીને સરકાર એમ કહશે કે અમે માંસાહારી છીએ; તો તમે પણ તેવા બનો. જો એમ કરવામાં કસુર કરશો તો ગૂન્હેગાર થશો. પિતાજી! કદાચ સરકાર એવું કહે તો તરતજ તમારા જેવા શ્રીમાનો કે જેઓ ગુલામીમાંજ સ્વતંત્રતાનું પૂર્ણ સુખ માની રહ્યા છે તેઓ તો તરતજ એવી આજ્ઞાઓનું પાલન કરશે. પણ જે નીતિવાન અને દેશાભિમાની છે એ તો તરતજ એવી આજ્ઞાઓનું પાલન કરતાં વિચાર કરશે. બાપુ! આ ખાદી કે જે તમને ખરાબ લાગે છે, તેની સુંદરતા અને ગુણ તો પહેરનારજ જાણી શકે છે. ભારતભૂમિનો ભવ્ય ભાગ્યવંત પોશાક આ ખાદીજ છે. આબાદી પણ આ ખાદીમાંજ છે. પાપ–તાપને પ્રજાળી પવિત્ર–પુણ્યવાન બનાવનાર ખાદી ખરેખરી નિર્મળ ગંગા સમાન છે. બાપુ! ભારતનાં ભુખ્યાં જનોની અન્નપૂર્ણા; તમારી ભવિષ્યની ભાગ્ય લક્ષ્મી અને અંતમાં મોક્ષ દેનારી આ પવિત્ર ખાદીજ છે. ઉંડા જ્ઞાનથી વિચારો એટલે તરતજ જણાઈ આવશે. શા માટે ખાલી મૃગજળ જેવી મોહ દશા અનુભવો છો."

ઇંદિરાના વિવેચનથી વામનરાય આશ્ચર્ય ચકિત્ બન્યો. પણ ગાંડુને જ્ઞાન નકામું એ અનુસાર પુનઃ તે બોલ્યો; "મારે તારૂં કહેવું સાંભળવાની અને સમજવાની જરૂર નથી. તું કેવી સ્વદેશભક્ત છે તે હું જાણું છું. તારે મારી આજ્ઞા માનવીજ પડશે."

"પિતાજી માફ કરજો. આપણી આ આજ્ઞા અઘટિટ છે. જે દેશમાં લાખ્ખો મનુષ્યો વસ્ત્ર વિના નગ્ન ફરતાં હોય, તે દેશના બીજા લોકોને સારાં વસ્ત્રો પહેરવાનો અધીકાર જ નથી. જે દેશના લોકો રોટલા ટુકડાને માટે ટળવળતાં હોય, તે દેશના લોકોને મિષ્ટાન જમવાં એ પણ મહા પાપ રૂપ છે. જ્યાં સૂધી દેશનાં ગરીબોને પેટપૂર ખોરાક મળશે નહિ અને જ્યાં સૂધી તેમને શરીર ઢાંકવા પુરતાં કપડાં મળશે નહિ ત્યાં સૂધી મેં આવાંજ કપડાં પહેરવાની પ્રતિજ્ઞા લીધેલી છે. આ પ્રતિજ્ઞા હું દેહાંત સૂધી પાળીશ." ઇંદિરાએ જણાવી દીધું.

"આવી હઠથી હયરાન થઇશ."

"આખી જીંદગી સુખમાં જવાનું કોણ લખાવી લાવ્યું છે? વળી આ દેશમાં સુખજ કયાં છે? છતાં સુખ છે એમ માનનાર અને કહેનાર તમારા જેવા શ્રીમાનો સિવાય અન્ય કોણ હોઇ શકે? છાણના કીડા છાણમાં જ સુખ માને? તળાવનું દેડકું તળાવમાં જ મોજ માણે."

"એટલે તું કહેવા શું માગે છે?" વામનરાયે તપી જઇ પૂછ્યું.

"હું શું કહું? કુદરત જ તમને આખરે સત્ય રસ્તો બતાવશે."

"ઇંદિરા! તુ મારૂં અનિષ્ટ કરે છે? તું ખાદી પહેરે છે; સ્વદેશી સભાઓમાં જાય છે તેથી મારા કેટલાક મિત્રો મારીપર નારાજ રહે છે અને તને ખાદીથી મુક્ત કરવાની તાકીદ કરે છે.

જો તું તારી પ્રતિજ્ઞા પ્રમાણેજ વર્તે તો ભવિષ્યમાં આપણે ઘણું જ સહન કરવું પડશે. તું મારૂં કહેવું માન અને આ જાડો પોશાક બદલી નાખ. મારી તને આ છેવટની જ સૂચના છે. નહિ તો મારે તારા માટે સખ્ત પગલાં લેવાં પડશે."

પિતાનાં વચન સાંભળી ઇંદિરાએ ગંભીર અવાજે કહેવા માંડયું; "દેશમાં જ્યાં સૂધી આવા સ્વાર્થમાંજ સાચું સુખ સમજનારા શ્રીમાનો વસે છે; ત્યાં સુધી દેશની ઉન્નતિ થવી સર્વથા અશક્ય છે. તમે મારા પિતા છો અરે સાક્ષાત ઇશ્વર સ્વરૂપ છો. તમે મને મારશો અગર ત્રાસ આપશો તોપણ હું તમને વિનવીશ. પરંતુ મારા આ છેલ્લા શબ્દો ધ્યાન પૂર્વક સાંભળો અને તમારા હૃદયપટમાં કોતરી રાખજો કે, "જે મનુષ્ય પોતાના એકલાનોજ સ્વાર્થ સાધે છે તે મનુષ્ય નથી પણ પશુ છે. તમારા વિચારથી તમારા પ્રારબ્ધમાં ઘણાં દુઃખ લખાએલાં હોય એમ હું માનું છું. દેશમાં ખાદીના અભાવે અનેક ભાઇ-બ્હેનો ધર્મભ્રષ્ટ થયાં છે. પિતાજી! તમારૂં નામનું સદાવ્રત; તમારી ધર્મશાળા; તમારાં દાન-ધર્મ-કર્મ કદી તમને એ વિનાશના માર્ગમાંથી-આ જનમંડળમાં ફેલાએલા અસંતોષરૂપી દાવાગ્નિમાંથી રક્ષા કરી શકશે નહિ. તમે જે આત્મરક્ષાનો રસ્તો સમજો છો તે ખરેખર આત્મવિનાશનો જ માર્ગ છે. તમે અંગ્રેજ અમલદારોના મિત્ર છો; તમારો ધર્મ તેમને સત્ય માર્ગ સૂચવવાનો છે. છતાં તમે ધર્મ વિહીન બની કેવળ તેમની કૃપાને માટે હાજી હા અને ખુશામદ કરો છો. તમે સત્ય કહેતાં ડરો છો; સત્યને છૂપાવો છો અને અસત્યને આગળ કરો છો. અનેક કારણથીજ દેશ દુઃખનાં દરીયામાં ડૂબ્યો છે અને સાથે તમે પણ ડૂબ્યા છો ..."

"છોકરી! તું એકદમ બોલતી બંધ થા" વામનરાય અકળા-

ઇને આગળ કહેવા લાગ્યોઃ "તું ઘણી ડાહી છે તે હું જાણું છું. તારા શબ્દો મને કંઇપણ અસર કરી શકે એમ નથી. હું તને એક મહીનાની મુદત આપું છું. તે અરસ્સામાં જો તું તારા વર્તનમાં સુધારો નહિ કરે તો મારે તને ઘર બહાર કાઢી મૂકવાની ફરજ પડશે." આટલું કહી વામનરાય કંટાળીને ત્યાંથી ઉઠયો અને નીચેના ભાગમાં આવેલા તેના શયન સ્થાને જઇ સુતો. ઇંદિરાના આંતરીક સંતાપનો પાર રહ્યો નહિ. તેણે મૂક્ત કંઠે રડી દીધું. મરી ગએલી માતા યાદ આવી. ઇંદિરા ગાદીપર પડી અશ્રુધાર વહાવી હૃદયભાર ઓછો કરવા લાગી.

---

૨૦.

## રાત્રિએ બગીચામાં.

અબ કાલ ઘટનાસે સુખી ભારત દુખારી હો ગયા,
ભીક્ષુક બના દાની અહો દાની ભીખારી હો ગયા.
હે ભવ્ય ભારત આજ તેરા, ક્યા ભયંકર ભાવ હૈ,
જીવન મરણકા આજ તેરે સામને પ્રસ્તાવ હૈ.

આર્ય આદર્શ.

રાત્રનો સમય છે. સઘળું શાન્ત છે. નિશાનાથ સ્વચ્છાકાશમાં પૃથ્વી પર્યટન કરી રહ્યા છે. શાન્તિ સ્થળનાં નિવાસીયો નિદ્રાધિન થએલાં છે. ફક્ત આશ્રમનો રક્ષક મુખ્ય દરવાજા આગળ આમ તેમ આંટા ફેરા ખાતો નજરે પડે છે અને વારે વારે આકાશ પ્રતિ નજર કરી સમયનો નિર્ણય કરે છે. સરિતાનું જળ પણ સ્થિર અને શાન્ત છે. મધ્યનિશાનો સમય છે. આશ્રમ જનશૂન્ય જણાય છે,

પણ આ શૂન્યકારમયી રાત્રિએ એક રમ્ય બાલીકા જાગતી હોય એમ જણાય છે. ખરેખર એમજ છે. શાન્તિસ્થળની અંદર આવેલા બગીચામાં તે બાલીકા એકલી આમ તેમ ફર્યા કરે છે. બગીચામાં આ વખતે કોઇ નથી. શબ્દ માત્ર નથી. ભયના ભણકારા ભાસે છે. બાલિકા નિર્ભયતાથી ફરે છે અને વારંવાર રોહિણી પતિને અવલોકે છે. વળી કંઇક વિચાર આવતાં ઓસથી ભીંજાએલાં બે ત્રણ પુષ્પો પણ તોડે છે. આ લલીતાંગી–તન્વંગી બાલિકા આ શૂન્યકારમયી રાત્રિએ ચંદ્રની ચંદ્રિકામાં એકલી ફરતી જોવાથી કોઇક દેવકન્યા ફરતી હોય એમ જણાય છે. રાત્રિના સમયે જનશૂન્યસ્થાનમાં મનુષ્ય બાળાનું આગમન ભાગ્યેજ સંભવે. તેથી આ બાલીકાને જોતાંજ જોનાર એમજ વિચારે કે એ મનુષ્ય કન્યા નથી પણ ચંદ્રલોકવાસીની ઉદ્યાન વિચારીણી ઉન્નત હૃદયની કોઇકિ દેવકન્યાજ હોવી જોઇએ. બાલિકાનું મુખ મંડળ શરદશશીને પણ શરમાવે તેવું ગૌર ગોળ અને ઘાટીલું જણાય છે. આંખ્યો ઉપરથી તે મૃગાક્ષીના નામને સર્વથા યોગ્યજ લાગે છે. તેનું સમસ્ત શરીર પુષ્પના કરતાં પણ વધુ કોમળ જણાય છે. આ રમ્ય મૂર્તિનું નામ અન્નપૂર્ણા છે. શાન્તિસ્થળના સ્વામિનો અને ત્યાંના અન્ય નિવાસીઓનો તેના પ્રતિ અપ્રતિમ સ્નેહ છે. નિરંતર આનંદમાં રહેનારી બાળા અત્યારે કંઇક ઉંડી ચિંતામાં નિમગ્ન હોય એમ તેના મુખમંડળ પરથી અનુમાન થાય છે. શશાંકનાં શીતળ કિરણો પુષ્પ વૃક્ષો પર પથરાયાં છે. રાત્રિની નિસ્તબ્ધતામાં પુષ્પવૃક્ષો અને પુષ્પો ભાવ પૂર્ણ થઇને નિલાકાશ તથા નિશાનાથ તરફ નિહાળી રહ્યાં છે. અન્નપૂર્ણા આ વખતે અપૂર્વ ભાસતી હતી. તેના ઉજ્વળ શરીરપર ચંદ્રિકાએ શ્વેત ચાદર ઓઢાડી હતી. આવી સર્વાંગ સુંદર બાળા ચારે તરફ વ્યાકુળતાથી દૃષ્ટિપાત કરતી હતી. અને વચ્ચે

વચ્ચે કંઈક નિઃશ્વાસધ્વની પણ તેના મુખમાંથી નીકળતા હતા. છે. અન્નપૂર્ણા બગીચામાં આગળ ચાલી, પણ થોડેક દૂર જતાં એકાએક અટકી અને સામેની બાજુએ આવેલી એક પત્થરની બેઠક તરફ આંખ્યોનો એક પણ પલકારો માર્યા વિના જોઇ રહી. આ વખતે એ પત્થરની બેઠક પર એક યુવાન પુરૂષાકૃત્તિ બેઠેલી હતી. ચંદ્રના પ્રકાશમાં તે યુવાનને ઓળખતાં જ અન્નપૂર્ણાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે મનમાંજ બોલી કે; તે અત્યારે આ સ્થળે કેમ આવ્યો હશે? શું તેને પણ મારી માફક અજંપો થઇ આવ્યો હશે? આમ વિચારતી અન્નપૂર્ણા યુવક પ્રતિ જોઇ રહી. યુવકનું ગૌર મુખ ચંદ્રિકામાં ચળકાટ મારી રહ્યું હતું. પણ તેના તેજસ્વી વદન પર વિષાદની છાયાનું સ્પષ્ટ દર્શન થતું હતું. આ યુવક અન્ય કોઇ નહિ પણ ચૈતન્યકુમાર હતો. તેનું એકનુંએક માતાનું સુખ નષ્ટ થવાથી તેનું હૃદય નિશદિન દુઃખપૂર્ણ રહેતું. આનંદી સ્વભાવનો હસમુખો ચૈતન્ય માતાના મરણ પછી ગંભીર બન્યો હતો. તેના મુખપર હસવાનું ચિન્હ ભાગ્યેજ જણાતું. નાની અવસ્થામાં તેને દુઃખનો પૂર્ણ પરિચય થયો હતો, આથી તે કોઇ દુઃખી ગરીબ જનને જોતાં દુઃખી થતો. તે હમ્મેશાં ગરીબોનાં દુઃખ વિદારવા તત્પર રહેતો. ગરીબ–મજુર વર્ગની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે એમ સમજી તે નિરંતર ગરીબ લતાઓમાં જતો અને ગરીબ જનોને શુભ ઉપદેશ આપતો. તેના આ કાર્યમાં ઇંદિરા–કુસુમાવતી અને નવનીત સારો ભાગ લેતાં. ચૈતન્યના પ્રયાસથી ગરીબ મંડળ સ્થાપવામાં આવ્યું હતું. આ મંડળનો ઉદ્દેશ ગરીબ મજુરોને જ્ઞાન અને ન્યાય અપાવવાનો હતો. મીલમાં કામ કરનારા અનેક મજુરો પણ આ મંડળના મેમ્બર થયા હતા. આ મંડળમાં જાતીભેદ ન્હોતો.

ૠળાં ઇશ્વરનાં બાળકો છે એમજ સૌ સમજતાં. ચૈતન્ય અને તેના .ાયકોએ ગરીબ મજુરો માટે રાત્રિ શાળાઓ–દવાખાનાં–વ્યાયામ-ળાઓ વગેરેની વ્યવસ્થા કરી હતી. મિલોમાં મળતા અન્યાય અને લ્મ આ મંડળના પ્રયાસથી કંઇક ઓછા થયા હતા. ચૈતન્યના આવા ાસથી ગરીબ જનોમાં તે અતી પ્રિય થઇ પડ્યો. તે ગરીબના ીતરીકે મજુર વર્ગમાં ઓળખાવતો. ચૈતન્ય આવાં પરોપકારી ર્યમાં પૂરતું ધ્યાન આપતો; પણ માતાના મરણથી ઉત્પન્ન થએલી ાશાન્તિ તેના હૃદયમાંથી હજી દૂર થઇ ન્હોતી. રાત્રિએ એકલો તાં માતાને યાદ કરી તે રડી પડતો. અન્નપૂર્ણા બાલીકા હતી; ણ ચૈતન્યનું હૃદય સારી રીતે સમજતી હતી. વિશ્વની સઘળી વ-ઓ કરતાં તે ચૈતન્યને વિશેષ પ્રેમથી ચ્હાતી. ચૈતન્ય જ તેનું ર્વસ્વ છે એમ માનતી. ચૈતન્યનું હૃદય પણ એવા જ પ્રેમથી પરી-ર્ણ હતું. બન્નેના પ્રેમમાં કુદરતનો કંઇક છૂપો ભેદ સમાએલો હોય મ અનુમાન થતું હતું. બન્નેના આવા નૈસર્ગિક પ્રેમથી આશ્રમ-સીઓ પણ આનંદ પામતાં. ચૈતન્યને વિચારવશ વદને બેઠેલો ઇ અન્નપૂર્ણા કૌતુહલપૂર્ણ નેત્રે તેની તરફ જોઇ રહી. થોડીવારે શાન્ત ણાતા ચૈતન્યે નિશાનાથ તરફ નજર કરી કંઇક વિકળતાથી બોલવા ડ્યું; " ચંદ્રદેવ ! તમારી શિતળ જ્યોત્સનાઓ જગતને શોભાવી હી છે. અનુપમ સુખ ઉપજાવી રહી છે. સૃષ્ટિ શાંત જણાય છે; ણ મારા હૃદયની અશાન્તિ દૂર થતી નથી.

જગતમાં શાન્તિ નથી. જગતમાં દુઃખની આગ સિવાય શું ? જગતમાં સદાચરણીજનો દુઃખી થાય છે અને દગાબાજ જનો ખના શિખરે બિરાજતા જણાય છે. જગતનાં ગરીબ દુઃખીજનો ! ાલો; જણાવો કે તમારા હૃદયમાં સુખની શાન્તિ છે ? અરેરે !

તમારી શી દશા ? કામ કરવાના સ્થળે તમને પસીનાથી ભીંજાએલા તમારા ઉપરી અધીકારીઓની ગાળો અને મારને સહન કરતા અને તમારાં સુકોમળ બાળકોને પેઠની વેઠ કરતાં ફિક્કાં નિર્માલ્ય ચ્હેરાનાં બની ગએલાં જોતાં કોને દયા ઉત્પન્ન ન થાય ? તમારા હજારોના ભોગે શ્રીમાન બનેલાઓની તમારી પ્રત્યે બેપરવાઈ જોતાં મને અત્યંત દુઃખ ઉત્પન્ન થાય છે. જગતમાં પાપની વૃદ્ધિ થઈ રહી છે. શ્રીમાનોને કોઇની દરકાર નથી. ગરીબ કંગાલો જીવતા છતાં મુએલા સમાન છે. સામાન્ય સ્થિતિનાં મનુષ્યો આંતરીક દુઃખ મનમાં સમાવી અતી કષ્ટ સહન કરે છે. અધીકારીઓના અધીકાર હવે છાના રહ્યા નથી. દેશના વેપારીઓ પોતાના દેશી ભાઇઓને ઠગે છે અને પોતે પરદેશીયોથી ઠગાય છે. આખા જગતમાં લક્ષ્મીની તૃષ્ણા વધેલી છે. જગતમાંથી ઉંચ્ચ ભાવનાઓ, શુભ વાસનાઓ અને સુખના આનંદો અદ્રશ્ય થએલા હોય એમ જણાય છે. કળી–રાય અને કાળનો જાણે જગતપર કોપ થયો હોય એમ સમજાય છે. આવું નિહાળી–જાણી કયા પાષાણ હૃદયના મનુષ્યને કષ્ટ ઉત્પન્ન નહિ થાય ? પ્રભુ દયા કરો અને જગતમાં સુખ શાન્તિનું સામ્રાજ્ય સ્થાપો. ”

ચૈતન્ય બોલતો બંધ રહ્યો. અન્નપૂર્ણા વધુ વખત આ દેખાવ નિહાળી શકી નહિ. તે તત્કાળ ચૈતન્ય પાસે ચાલી આવી. ચૈતન્ય તેને જોઇ આશ્ચર્ય પામી બોલ્યો; “ અન્નપૂર્ણા ! આટલી રાત્રે તું અહિં શા માટે આવી ? ”

“ તમે શા માટે આવ્યા છો ? ” અન્નપૂર્ણાએ સ્થિર નજરે તેના સામે જોઇ રહી પૂછ્યું.

“ જગતમાં શાન્તિ નથી; મારા હૃદયમાં પણ શાન્તિ નથી. હું

શાન્તિની શોધમાં અત્યારે આ એકાન્ત સ્થાનમાં આવીને બેઠો છું."

"ત્યારે મારૂં પણ એમજ સમજી લ્યો. જ્યારે તમને અશાન્તિ તો મને પણ અશાન્તિ."

"તું જગતના જ્ઞાનથી હજી જ્ઞાત છે."

"તમારા સહવાસથી મને કંઇંક જ્ઞાન થયું છે."

"અન્નપૂર્ણા! જા, સુઇ જા. ઉજાગરાથી તારૂંસુકોમળ શરીર બગડશે."

"અને તમે?"

"મને અત્રેજ રહેવા દે. આજે મારા હૃદયમાં અનેક વિચારોની દોડાદોડી થઈ રહી છે. મારે એક નિશ્ચય પર આવવું છે."

"તે નિશ્ચય શું છે?"

"પાપ–પુણ્યનો, ધર્મ–અધર્મનો." ચૈતન્યે કંઇક આવેશમય અવાજે કહ્યુ.

"એટલે?"

"મેં આજ સુધી જોયું છે કે ધર્મથી લાભને બદલે હાની વિશેપ પ્રમાણમાં થઇ છે. તો હવે અધર્મને અજમાવવાની પ્રબળ ઇચ્છા મારા હૃદયમાં ઉત્પન્ન થઇ રહી છે."

"અરે! તમે આ શું બોલો છો? તમે ચૈતન્ય છો કે ચૈતન્ય નામ ધારી કોઇ શયતાન છો?"

"બાળા! આવા શબ્દો તારા મુખમાં શોભતા નથી."

"ત્યારે અધર્મના ઉદ્દગાર કાઢવા પણ ચૈતન્યને ઘટતા નથી."

"મનુષ્ય સ્વતંત્ર છે, તે ફાવે એમ કરી શકે અને વિચારે."

"પણ તેના સ્નેહિની ફરજ છે કે તેને સત્ય સમજાવે."

ચૈતન્ય હસ્યો અને બોલ્યો; " બાલીકા ! મારા વિચારની આડે આવવાની તને શું જરૂર છે ? "

અન્નપૂર્ણા નિરૂત્તર રહી. તેની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. ચૈતન્ય દુઃખી થયો અને બોલ્યો; " તું કેમ રડે છે ? "

" તમારા શબ્દો સાંભળીને. તમને કંઇક થઇ ગયું છે. "

" મને કંઇ થયું નથી. "

" તમે પહેલાંના ચૈતન્ય નથી. "

" હું એજ છું; પણ જગતના ત્રાસથી મુંઝાયો છું. "

" આ પવિત્ર શાન્તિ સ્થળમાં નિવાસ કરનારે દુઃખથી મુંઝાવું જોઇએ નહિ. જે પારકાનાં દુઃખ હરવાની ઇચ્છા ધરાવે તેને પોતાના દુઃખથી કદાપિ વ્યાકુળ બનવું ન જોઇએ. મોટા ભાઇ કુસુમકાન્ત તમારા આવા વિચાર જાણશે તો તેઓના મનમાં કેટલું કષ્ટ ઉત્પન્ન થશે ? એક સુજ્ઞ જને આવા હલકા વિચાર કરવા ઉચિત છે કે ? "

" અન્નપૂર્ણા ! હું શું કરૂં ? મારી અને મારી માતાની પર પડેલાં સઘળાં સંકટો તેં સાંભળ્યાં છે. મને જ્યારે આ વિચાર થઇ આવે છે ત્યારે હું સારાસારનું ભાન ભૂલી જાઉં છું. આવા વખતે તું મારી પાસે આવી મને શાન્તિ જળ સીંચે છે. બાલીકા ! હું તારો જન્મ ભર ઋણી છું. "

" સંકટોના ડુંગરા ટૂટી પડે તો પણ ધીર વીર પુરૂષો પોતાના સત્યમાર્ગથી લેશ પણ વિચલિત થતા નથી. ચૈતન્યકુમાર ! સઘળા અનિષ્ટ વિચારો દૂર કરો. જો તમારી માફકજ સૌ કોઇ પોતાના દુઃખનાંજ રૂદન કરી બેસી રહે તો દુઃખી ભારત મૈયાનું શ્રેય કોણ કરી શકશે ? સાવધ થાવ. ગરીબના બેલી કહેવાઓ છો તે વાક્યને સફળ કરો. તમે ગરીબ જનોના ઉદ્ધારક છો; ભારતમાતાના ભક્ત છો.

ભવિષ્યની મોટી આશાઓ તમારામાં રહેલી છે.”

“બાળા! હું સાવધ છું.”

“ત્યારે ચાલો અને તમારા ઓરડામાં જઈ સુઇ જાઓ.”

“આજે મને નિદ્રા આવનાર નથી. હું પ્રાતઃકાળ પર્યંત અત્રેજ બેસી રહીશ.”

“ત્યારે હું પણ એમજ કરીશ.” અન્નપૂર્ણા તેની નજીકમાં બેઠી.

“મારા લીધે તું શા માટે દુ:ખી થાય છે?” ચૈતન્યે કંઇક હસ્તાવદને અન્નપૂર્ણા સામે જોઇ પૂછ્યું.

અન્નપૂર્ણા ગંભીર અવાજે બોલી; “હું તમારા લીધે શાથી દુ:ખી થાઉં છું તેની મને સમજ પડતી નથી. પણ તમને દુ:ખી દેખી મારૂં હૃદય રડે છે–દુ:ખી થાય છે.”

ચૈતન્યે પૂજ્યભાવથી બાલીકા તરફ જોઇ કહ્યું; “બાળે! સદા કાળ આપણે એક સાથે કેવી રીતે રહી શકીશું.?”

“એ વિચારની આપણને હાલ જરૂર નથી. ભગવાન પોતેજ ઘટમાળ ઘડી રહ્યા હશે. આપણે તેમની ઇચ્છા મુજબ ચાલશું.”

“કુસુમકાન્ત તને કોઇ સારા વર સાથે પરણાવી દેશે તો?”

“મોટાભાઇ મારી સંમતિ વિના મારૂં લગ્ન કરેજ નહિ. મારો વિચાર તો કુમારીકા રહી દેશ સેવા કરવાનો છે.”

ચૈતન્ય બાલીકાની સરળતા પર હસ્યો અને બોલ્યો; “બાળાએ ઉમ્મર લાયક થતાં પરણવું જોઇએ.”

“તમારી એવી ઇચ્છા હશે તો પરણશું.” અન્નપુર્ણાએ હશીને કહ્યું.

“તેમાં મારી ઇચ્છા શું કામની?”

“આપણે એક બીજાને પ્રેમથી ચાહીએ છીએ તેથી.”

"હું કદાચ અહિંથી ચાલ્યો ગયો તો ?"

"મને ખાત્રી છે કે તમે મૂકીને જાવ જ નહિ અને કદાચ જાવ તો હું એટલું રડું કે તમારે મારી પાસે આવવું જ પડે ?"

"અન્નપુર્ણા ! મારા જેવા દુઃખી–ગરીબની પર પ્રેમ રાખવાથી તું દુઃખી થઇશ."

"હું સુખ–દુઃખને સમાન દ્રષ્ટે જોઉં છું. એવું જ્ઞાન મને ભાઇએ આપ્યું છે."

"બાલીકા ! ધન્ય છે તને. તું દેવી છે. હું તારા સ્નેહ ભર્યા શબ્દો સાંભળી આનંદ પામું છું. આ ચૈતન્ય જો કંઇ સુખી હોય તો તે ફક્ત તારા લીધેજ. અન્નપૂર્ણા ! હું હવે કદાપિ તને દુઃખ ઉત્પન્ન થાય એવું કરીશ નહિ. જ્યાં સુધી આપણે સાથે રહેવાનું નિર્માણ થયું હશે ત્યાં સૂધી આપણે બન્ને ગરીબ જનોની સેવા કરીશું. બાળા ! તું કાલે પેલા ગરીબ લોકોના મહેલ્લામાં ગઈ હતી; ત્યાં શું જોઇ આવી ?"

અન્નપુર્ણાનું આનંદી મુખ કંઇક ગંભીર બન્યું. તે બોલી; "ત્યાંનો કરૂણ દેખાવ જોઇ મને અત્યંત કષ્ટ ઉત્પન્ન થયું હતું. એક ભાગેલા ઘરમાં એક સ્ત્રી–પુરૂષ અને ચારેક છોકરાં રહેતાં હતાં ઘરમાં સ્વચ્છતાનું તો નામ નિશાન જ ન્હોતું. તેઓએ પહેરેલાં કપડાં ફાટેલાં–ગંદાં હતાં. પુરૂષ અને સ્ત્રી પરસ્પરમાં કલેશ કરતાં હતાં. બચ્ચાંઓ ખાવાને માટે માતાપિતાને વળગી આક્રંદ કરતાં હતાં. એ વખતનું કરૂણ દૃશ્ય જોતાંજ અમારી આંખ્યોમાં પણ અશ્રુ ઉભરાયાં હતાં. અમે તેમની પાસે જઈ આશ્વાસન આપ્યું અને બની શકતું દાન પણ કર્યું. આ પછી સ્વચ્છતા આદીનો ઉપદેશ આપી અમે તેમનાં નામ લખી અહિં આવ્યાં. કુસુમાવતી બ્હેને રસ્તે ચાલતાંજ એક ગરીબ ભીક્ષુક સ્ત્રી વિશે એક છંદ પણ બનાવી દીધો."

"તે શું ?"

"સાંભળવું છે ?"

"તું ગાઇશ તો હું સાંભળીશ."

અન્નપૂર્ણાએ વિણા વિનંદિત્ સ્વરે શાર્દુલ વિક્રીડીત છંદ લલકાર્યો.

જો પોતે નીજ રાંકડી નવ જુએ કાન્તા અતી વ્યાકુળી,
જેનાં વસ્ત્ર જુનાં ક્ષુધાર્ત શિશુ સૌ ખેંચે રડીને વળી;
ભિક્ષા ભંગની બીક ઉર ધરીને, ભાગ્યા તુટયા અક્ષરે,
માની કો નીજ પેટ સારૂ જનને 'આપો મને' ઉચરે.

અન્નપૂર્ણાએ છંદ આલાપથી ગાયો. રાત્રિ વિશેષ શાન્તિમય બની. ગરીબ ભીક્ષુક અબળાની દશા સાંભળી ચૈતન્યનું હૃદય પણ રડયું. તે બોલ્યો; "ભક્ત વત્સલ ભગવાન આ ભારતને સુખી કરો."

વાતોમાંને વાતોમાં વખત ઘણો વીત્યો. ચૈતન્યે આકાશ સામે નિહાળી કહ્યું, "અન્નપૂર્ણા ! આપણી વાતોમાં વખત પાણીના રેલાની માફક વહી ગયો છે. પરોઢ થવા આવ્યું હોય એમ સમજાય છે."

આ સમયે શાન્તિસ્થળનિવાસી બાળકોનાં મુખમાંથી ગવાતું ભારત વંદનાનું પવિત્ર પ્રભાત ગાન સંભળાયું. અન્નપૂર્ણા અને ચૈતન્ય ઉભાં થઈ શિર નમાવી ભારતમાતાની સ્તુતિ સાંભળી રહ્યાં. માતૃવંદના પૂર્ણ થતાં અન્નપૂર્ણા ત્યાંથી દોડી ગઇ અને બે સુંદર પુષ્પ હાથમાં પકડી ચૈતન્યની પાસે આવી બોલી; "ચેતન્યકુમાર ! જુઓ, આ પુષ્પો કેવાં સુંદર છે ? પ્રભાતના પ્રથમ પ્રહરમાં કેવાં સુરમ્ય જણાય છે ? કહો હવે આ બન્ને પુષ્પોમાંથી આપને કયું પુષ્પ પસંદ પડશે ?

અન્નપૂર્ણા સરળ ભાવથી બોલે છે એમ સમજી ચૈતન્ય બન્ને

પુષ્પો તરફ વારાફરતી નજર કરતાં બોલ્યો, "બાળા! આ બન્ને પુષ્પો સુંદર છે. તેમાં વળી તારા કોમળ હાથમાં આવવાથી તેઓ અધિક સુંદરતા ધારણ કરી રહ્યાં છે."

"પણ આમાંથી તમને કયું પસંદ પડયું એતો કહો?"

"આ." ચૈતન્યે એક પુષ્પને બતાવી કહ્યું.

"બસ હવેજ સમજાઇ ચૂકયું. તમે પસંદ કર્યું તે પુષ્પ વિદેશી છે અને આ બિચારૂં દેશી છે. ખરેખર સમયજ એવો છે."

"અન્નપૂર્ણા! આવું બોલવામાં અને કહેવામાં તારી શી મતલબ સમાઈ છે?"

"તે હું તમને નહિ કહું. મારી મતલબ શ્રીભગવાન જાણે છે. સમય આવે તમને પણ ખબર પડશે. પરંતુ આપને મારી નમ્ર પ્રાર્થના છે કે સુખમાં યા દુખમાં તમારી આ ગરીબ અન્નપૂર્ણાના સ્નેહનો પરીત્યાગ કરશો નહિ."

"અન્નપૂર્ણા! તું આ શું બોલે છે? બાળા! આ જગતમાં મારા સુખનું સ્થાન ફક્ત તુંજ છે. આ જીવન પણ તારા અમૃત સિંચનથીજ અદ્યાપિ પર્યંત ટકેલું છે. ભાગ્યવતી બાળા! શા માટે તારા હૃદયમાં ઓછું આણે છે? હું આ ઉગતા પ્રભાતમાં સૂર્ય ભગવાનને સાક્ષી રાખીને કહું છું કે જીવન પર્યંત તને ચાહીશ અને તને સુખી કરવાના પ્રયત્નો કરીશ."

"બસ, મારે એટલુંજ સાંભળવું હતું. લ્યો આ ગુલાબ પુષ્પ સ્વિકારો અને આપણા સ્થળે ચાલો." અન્નપૂર્ણા ચૈતન્યનો હાથ પકડી ચાલી.

---

## ૨૧

## નિર્દોષ પર આફત.

જબ તું આયા જગતમે, લોક હસે તું રોય;
એસી કરની ના કરો, કે પીછે હસે કોય.
કબીર.

જે સ્થળે જોનસનસાહેબને રાખવામાં આવ્યો હતો; તે ઓરડા આગળ અન્નપૂર્ણા ચૈતન્યને લઇ આવી.

સાહેબના ઓરડાની બહાર બુલબુલખાન ઉભો હતો. આ બન્નેને સવારના પ્હોરમાં ચાલી આવતાં જોઇ બુલબુલખાન આશ્ચર્ય પામ્યો અને બોલ્યો, "તમે બન્ને અત્યારના પ્હોરમાં ક્યાં ગયાં હતાં ?"

"બગીચામાં ફરવા." અન્નપૂર્ણાએ હાસ્યપૂર્ણ મુખે જણાવ્યું.

"મને જગાડયો હોત, તો હું પણ સાથેજ આવત."

"મધ્યરાત્રિએ ઉંઘતા માણસને જગાડવામાં મહાપાપ છે."

"ત્યારે શું તમે મધ્યરાત્રિનાં બગીચામાંજ હતાં ?" બુલબુલખાને વધુ આશ્ચર્ય પામીને પૂછ્યું.

"હા."

"એટલી રાત્રે ત્યાં જવાનું કારણ ?" પુનઃ ખાન સાહેબે પૂછ્યું.

"હૃદયયંત્રણા." ચૈતન્યે કહ્યું.

"અને તમે ?" બુલબુલખાને અન્નપૂર્ણાને પૂછ્યું.

"હું સાહેબને દુધ પીવરાવી સૂતી, અને થોડીવારમાંજ ઉંઘી ગઇ. પણ પછી મને અજંપો થઇ આવ્યો. જાણે કે એક મોટું ટોળું ધશી આવ્યું અને જોનસન સાહેબને મારવા તૈયાર થયું. હું

અને ચેતન્ય જોનસનસાહેબને બચાવવા દોડયાં. એવામાં એક માણસે સાહેબને માથામાં લાકડી મારી. સાહેબે પિસ્તોલ ફોડી. આથી તે માણસો વધુ ઉશ્કેરાયા અને ચૈતન્યને ઉપાડી નાશી ગયા. આવું જોતાંજ હું જાગી ઉઠી અને આસપાસ જોવા લાગી તો કંઇ જણાયું નહિ. સાહેબ ભર ઉંઘમાં પડેલા હતા. મેં ઉંઘવાનો પ્રયત્ન કર્યો પણ પછી ઉંઘ આવેજ શાની? હું ઉઠી અને બહાર નીકળી બગીચા તરફ ગઇ. ત્યાં મારી અજબ અજાયબીની અંદર આ મનહર મૂર્તિ મળી આવી. અમે સવાર સુધી ત્યાં રહ્યાં અને પછી અહિં આવી તમને મળ્યાં. બુલબુલખાનભાઈ! આજની રાત્રે તો બીના આમ બની." અન્નપૂર્ણા હસવા લાગી.

બુલબુલખાન બોલ્યો; "તમે બન્ને વિચિત્ર છો. તમારી વાતજ જુદી. આખા શાન્તિસ્થળમાં સર્વને શાન્તિ ત્યારે તમને અશાન્તિ. તોબાહ, તમે બન્ને તો કોઈ અજબ પ્રકારનાં માણસો છો."

"સાહેબ જાગ્યા છે?" અન્નપૂર્ણાએ પૂછ્યું.

"મને ખબર નથી."

"ત્યારે તમે અહિં ક્યાંથી?"

"હું સાહેબની ખબર કાઢવા આવ્યો હતો પણ બારણાં બંધ હોવાથી સાહેબ ઉંઘતા હશે એમ ધારી પાછો જવાનો વિચાર કરતો અહિં ઉભો હતો. એવામાંજ તમને આવતાં જોયાં."

અન્નપૂર્ણાએ દ્વાર ઉઘાડયાં. બારણાં ઉઘડવાનો અવાજ થતાંજ સાહેબ જાગૃત થયા. તેમણે બેઠા થઈ અન્નપૂર્ણા પ્રત્યે કહ્યું; "બ્હેન! તું ક્યારની જાગૃત થઈ છે?"

"હું આજે આખી રાત્રિ ઉંઘી જ નથી?"

"શું કહે છે?" સાહેબે વિસ્મય પામી તેના મુખ સામે

નિહાળી કહ્યું; "ખરેખર! તારી રાતી થએલી આંખ્યો જ જણાવે છે કે તું આજે આખી રાત જાગી છે. બ્હેન! તને શું થયું હતું ?"

અન્નપૂર્ણાએ તમામ વાત વિદિત કરી. સાહેબના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એટલામાં કુસુમકાન્ત ત્યાં આવ્યો અને સાહેબના પલંગ પાસે પાથરેલી ગાદી પર સ્થાન લેતાં બોલ્યો; "રાત્રે શાન્તિમય નિદ્રા આવી હતી ને ?"

"શાન્તિ સ્થળમાં સદા શાન્તિજ હોય. હું આજે સારી રીતે શાન્ત નિદ્રા લઇ શક્યો છું."

"જખમની પીડા કેવી છે ?"

"અન્નપૂર્ણા બ્હેનની સારવાર સફળ થઈ છે. બે ત્રણ દિવસમાંજ મને પૂર્ણ આરામ થઇ જવાનો સંભવ છે."

"તમારી સેવા કરવાનું અન્નપૂર્ણાએજ સ્વીકાર્યું હતું."

"હું તેનો ઉપકારી છું અને મારી એ નાનકડી બ્હેનને ધન્યવાદ સાથે આશિષ પણ આપું છું."

"હું આશિષને પાત્ર છું, પણ ધન્યવાદને પાત્ર નથી. અમે જનસેવાનો ધર્મ સ્વીકાર્યો છે. આપની સેવા કરી તે મેં કંઈ મોટું કામ કર્યું નથી. મેં તો ફક્ત મારી ફરજ બજાવી છે." અન્નપૂર્ણાએ શરમાતાં કહ્યું.

"કુસુમકાન્તની ભાગ્યવતી ભગનીના મુખમાંથીજ આવા શબ્દો નીકળે." જોનસને ઉદ્દગાર કાઢયા.

જોનસને મુખ ધોયું. બુલબુલખાન દુધના પ્યાલા લઇ આવ્યો.

સઘળાએ સાથે બેશી પયપાન કર્યું. આ પછી સઘળા પોતપોતાનાં કાર્ય કરવા ચાલતા થયા.

છેવટે સાંજ પડી. સાહેબના ઓરડામાં અન્નપૂર્ણા અને ચૈત-

ન્ય વાતો કરી જોનસનને આનંદ ઉપજાવી રહ્યા હતાં. પોતાનાં સગાં ભાઇ બ્હેન હોય એવા ભાવથી જોનસન પણ વાર્તા વિનોદમાં ભાગ લઇ આનંદ અનુભવી રહ્યો હતો. આ અરસ્સામાં એક સીધરામ ગાડી ત્યાં આવી ઉભી. તેમાંથી ઇંદિરા નીચે ઉતરી અને હસતી હસતી અન્નપૂર્ણાની પાસે આવી બેઠી. જોનસને હસ્તાવદને પૂછ્યું; "બ્હેન ! તું ક્યાંથી આવી ?"

"બંગલેથી."

"તારા ભાઇને મળી કે નહિ ?"

"મોટાભાઈ બહાર ગયા છે એવી ખબર મળવાથી હું અહિં આવી."

"તારા બાપા શું કરે છે ?"

"નિત્યનું કામકાજ, બીજું શું કરે ?" ઇંદિરાએ કહ્યું.

"ઇંદિરા ! મેં એવું સાંભળ્યું છે કે તમારી મિલમાં વારંવાર તોફાન થાય છે ?"

"તે સત્ય. છે."

"એનું કારણ ?"

"મજુરોને મળતો અન્યાય. ગરીબ મજુરો મજુરી કરી લોહીનું પાણી કરે છે; પણ તેમને પુરતો પગાર મળતો નથી. તેમની ઉપર તેમના ઉપરીઓ બેહદ ત્રાસ ગુજારે છે. આથી અમારી મીલના મજુરો એક સંપથી જોડાયા છે અને ન્યાય મેળવવાને માટે વારંવાર હડતાળ પાડયા કરે છે. તેઓ એકાદ વખત તોફાન પર ચઢયા હતા, પણ પછી આ ચૈતન્યકુમારના ઉપદેશથી કંઇક સમજ્યા અને તોફાન ત્યાગી ધંધે ચઢયા. એકાદ મહીનાથી હડતાળ પડી નથી. પણ હજી સુધી તેમને ન્યાય મળ્યો નથી. આથી તેઓએ આવતા અ-

ઠવાડીયાથી કામપર નહિ ચઢવાનો ઠરાવ કર્યો છે. આ બાબતની મને ગઇ કાલેજ ખબર મળી છે. તેથી મારો વિચાર ચૈતન્યની સાથે અત્યારે મીલમાં જવાનો છે. હું અને ચૈતન્યકુમાર તેઓને સમજાવશું." ઇંદિરાએ સર્વ વાત સાહેબને વિદિત કરી. સાહેબ વિચારમાં પડી અંતે બોલ્યો; "ઇંદિરા! ગરીબોના હિતને માટે તમે સ્તુત્ય પ્રયાસ કરો છો. આનો બદલો તમને પ્રભુ તરફથી સારો મળશે. જગતમાં ગરીબોની સેવા કરવી એ મોટું પુણ્ય છે. જમાનો જુદો થતો જાય છે. સ્વતંત્રતાનો પવન ચારે તરફ ફુંકાઇ રહ્યો છે. તમારા જેવાં દૈવી મનુષ્યોના અતુલ પ્રયાસથી અજ્ઞાન ગરીબ વર્ગમાં જાગૃતિ આવી છે. તેઓને પોતાપણાનું કંઇક ભાન થયું છે અને તેથીજ તેઓ ન્યાય મેળવવાને માટે માલીકોની સામે શાન્ત સત્ય યુદ્ધ ચલાવી રહ્યા છે. પણ શ્રીમાનો મજુરોનું હૃદય સમજ્યા હોય એમ જણાતું નથી. જે મજુરોની મહેનતથી અરે જે ગરીબોના લોહીના પાણીથી પોતે પૈસાપાત્ર થએલા છે; તે ગરીબ મજુરોની ઉન્નતિ કરવી એ પ્રત્યેક શ્રીમાનની ફરજ છે–ધર્મ છે. મજુરોના લીધેજ તેમનાં સુખ સાહ્યબી ટકેલાં છે. મજુરોને પોતાનાં ભાંડુ સમાન વ્હાલાં જોઇએ અને તેમને યથાર્થ ન્યાય–બદલો મળવો જોઇએ. શ્રીમાનો આ બાબત જો વેળાસર સમજશે નહિ, તો પરીણામે તેમને જ સહન કરવું પડશે. સ્વતંત્રતાનો પવન મજુરોને અને દુનિયાંને નવેજ રસ્તે ખેંચી જાય છે. જો મનુષ્યો સલાહ સંપથી નીતિનો માર્ગે કાર્ય કરશે તો અંતમાં વિજય જરૂર મળશે."

"ચૈતન્યકુમાર! આપણે ચાલશું કે?" ઇંદિરાએ પૂછયું.

"હું તો તૈયારજ છું; પણ મને તમારી મીલમાં ન લઇ જાવ તો સારૂં." ચૈતન્યે કહ્યું.

"કેમ વારૂ ?"

"તમારા પિતાના સ્વભાવથી તમે પૂર્ણ પરિચીત છો. વળી તે મને તેમના એક ભયંકર શત્રુ તરીકે ધારે છે અને સઘળા મજુરોને ઉશ્કેરનાર હુંજ છું એવી તેમની માન્યતા છે. કદાચ હું તમારી સાથે મીલમાં આવું અને ત્યાં તેઓશ્રીની મુલાકાત થાય; તો પરીણામ કેવું આવે તે તમેજ વિચારી જુઓ."

"આપણે જઇશું તે પહેલાં મારા પિતા મિલમાં આવી ગયા હશે." ઇંદિરાએ કહ્યું.

"અને કદાચ નહિ આવી ગયા હોય તો ?" ચૈતન્યે પૂછ્યું.

"તેથી પણ શી ફીકર છે ? સારૂં કામ કરવા ઇચ્છનારને શા માટે કોઇથી ડરવું જોઇએ ? ચૈતન્યભાઇ ! શું મોટા ભાઇના શબ્દો યાદ નથી કે, 'જે નિર્ભય બને છે; તેજ સર્વ કાર્ય કરી શકે છે ?

શરીરમાંના મેલને ત્યાગ્યા સિવાય નિર્ભય થવાતું નથી. જ્યારે ભારતવાસિયો પૂર્ણ રીતે નિર્ભય બની સત્ય પંથે વિચરશે ત્યારે અવશ્ય વિજયશ્રીને વરશે અને મોટા સામ્રાજ્યના માલીક બનશે."

"બ્હેન ! એ સિદ્ધાંતનું પાલન હું યથાર્થ રીતે કરૂં છું; પણ કોણ જાણે કે શાથી આજે મારૂં મન તમારી સાથે મીલમાં આવવાની મને મના કરે છે."

"મન સદાકાળ સ્થિર રહી શકતું નથી. તમે મીલમાં નહિ આવો તો મજુરોને સમજાવશે કોણ ?"

"મારો આત્મા પણ ના પાડે છે."

"કુમાર ! તમારા અત્યારના શબ્દો સાંભળી હું અજબ થાઉં છું. ગરીબનો બેલી ગણાતો ચૈતન્ય આવી રીતે ભયના તાબે થશે તો તેનું કાર્ય આગળ કેવી રીતે વધશે. ગરીબ જનોનું કલ્યાણ પણ

તેનાથી કેવી રીતે થઇ શકશે? ચૈતન્ય! ચાલો, આજે તમારે મીલમાં આવ્યા વિના ચાલે એમ નથી." ઇંદિરાએ આગ્રહ કરવા માંડયો.

ઇંદિરાના અતી આગ્રહથી જોનસને પણ ચૈતન્યને જવાનું સૂચવ્યું. ચૈતન્ય જવાને ઉભો થયો; પણ કોણ જાણે કે શાથી વામનરાયની મીલમાં જતાં તેના મનમાં ભયનો ભાસ ઉત્પન્ન થતો હતો. ચૈતન્ય અને ઇંદિરા ગાડીમાં બેઠાં. ગાડી મીલ તરફ ઉપડી અને અલ્પ સમયમાંજ મીલની અંદર આવીને અટકી. બન્ને જણાં ગાડીમાંથી નીચે ઉતરી મીલમાં પ્રવેશ્યાં. અંદર જતાંજ તેમને ખબર પડી કે હજી વામનરાય આવ્યા નથી. ચૈતન્યનું હ્રદય ધડકવા લાગ્યું. ઇંદિરાની પાછળ–પાછળ તે જવા લાગ્યો. પોતાના શુભેચ્છક, મદદગારને મિલમાં આવેલો જાણતાં જ મજુરો કામ છોડી તેની પાસે જવાને દોડયા. મીલના અમલદારો મજુરોના વર્તનથી ચિડાયા. ચૈતન્ય અને ઇંદિરાએ સઘળા મજુરોને કામ છોડીને આવવા બદલ ઠપકો આપી કામ પર પાછા જવાનું સૂચવ્યું. પણ મજુરો જવાને બદલે ઇન્સાફ–ન્યાય વગેરેની બૂમો પાડવા લાગ્યા. ચૈતન્યે તેમને ધિરજ ધરવાનું સૂચવી જણાવ્યું કે તમારી ઐક્યતાથી તમને જરૂર ઇન્સાફ મળશે. તમે હડતાળ પાડશો નહિ. ઉપરીઓ કદાચ તમને મારે; ગાળો ભાંડે તો પણ તમે ગુસ્સો કરશો નહિ. શાન્તિથી સઘળું સહન કરજો. સંકટ સહન કરનારને જ આખરે ફત્તેહ મળે છે. તમારા શેઠ પ્રત્યે પણ તમે બેવફા થશો નહિ. તેમને મનથી પણ અપશબ્દો કહેવા તેમાં પાપ છે. ઇશ્વર તેથી રાજી રહે નહી. તમારા શેઠ તમારા પિતા છે. તમારે તેમની તરફ પૂજ્યભાવ રાખવો જોઇએ. આથી તેમનું હ્રદય જો કે પત્થરનું હશે તોપણ પીંગળશે. તમને મળતા પગારનો તમે ગેરઉપયોગ કરો છો. લોહીનું પાણી કરી મેળવેલા પૈસા દારૂ

જુગારાદિ દુર્વ્યસનોમાં ગુમાવો છો. તમારાં સ્ત્રી બાળકો કેવાં ગંદાં અને દુઃખી રહે છે તેનો ખ્યાલ કરો, જ્યાં સૂધી તમે દારૂ વગેરે હરામ વસ્તુઓને ત્યાગશો નહિ; ત્યાં સૂધી ઇશ્વર તમને સ્હાય થશે નહિ. ભાઇયો..." ચૈતન્ય એકાએક અટકયો. આ પળેજ વામનરાય વાઘની માફક ફલંગો ભરતો અને ચૈતન્ય તથા મજુરોને અપશબ્દો સંભળાવતો ત્યાં આવી ઉભો. ચૈતન્યને જોતાંજ તેણે રાક્ષશી સ્વરૂપ ધારણ કર્યું અને મોટી બરાડ પાડી બોલી ઉઠયો; " ઓ ગરીબદાસ ! ઓ ચળવળીઆ ! તું મારી મીલમાં કેમ આવ્યો છે ? તું શા માટે મારા મજુરોને ઉશ્કેરે છે. જા; એકદમ અહિંથી ચાલ્યો જા." આટલું ચૈતન્યને સંભળાવી વામનરાય મજુરોને સંબંધી બોલ્યો; " હરામખોરો ! હું સારી રીતે જાણું છું કે તમે આ ચળવળીયાના ચઢાવ્યાથી ફાટયા છો. તમે મારી મીલના પ્રતાપે સુખી છો. મારી મીલ ન હોત તો આજે તમે કયાંઇએ ભીખ માગી રખડતા હોત. જાઓ, ચાલ્યા જાવ કામપર. ખબરદાર હવે ભેગા થયા છો તો "....

વામનરાયના શબ્દો સાંભળી મજુરો ઉશ્કેરાયા. ચૈતન્યનું થએલું અપમાન તેઓ સહન કરી શક્યા નહિ. મજુરોએ મોટી બુમો પાડવા માંડી. વામનરાયનો પિત્તો ખસ્યો. તેમણે જોબરો, હેડજોબરો અને બીજા અમલદારોને બોલાવી મજુરોને ફટકારવા માંડયા. સુખેથી અસભ્ય શબ્દો ઉચ્ચારતા ગરીબના દુશ્મનો ગરીબ મજુરોને બેહદ મારવા માંડયા. ચૈતન્ય તરતજ વચ્ચમાં પડયો. તેની પીઠપર પણ બેચાર ફટકા પડયા. આથી મજુરો વિશેષ ઉશ્કેરાયા. અત્યાર સુધી મુંગે મુખે માર સહન કરતા અને ગાળો સાંભળતા મજુરો તોફાનપર ચઢયા. તેમણે પણ મારપીટ શરૂ કરી. મીલમાંની વસ્તુઓ ફોડવા–તોડવા માંડી. જબરૂં ધાંધલ મચી રહ્યું. ચૈતન્ય અને ઇંદિ-

રાના સઘળા પ્રયત્નો નિષ્ફળ નિવડયા. મજુરોના મારથી બચવાને મીલના અમલદારો નાશી ગયા. પછી સઘળા મજુરો વામનરાયપર તૂટયા. વામનરાયનું જીવન જોખમમાં આવી પડયું. ચૈતન્યે વામનરાયને પોતાની નજીક ખેંચી લીધા અને બુલંદ અવાજે મજુરો પ્રત્યે કહ્યું. "તમે શાંન્ત થાવ. જો વામનરાય શેઠને કંઇપણ ઇજા થશે; તો એ પળેજ હું મારો જીવ આપીશ." ચૈતન્ય વારંવાર આ પ્રમાણે કહેવા લાગ્યો. અંતે ચૈતન્યના બોલવાની અસર થઈ. મજુરો ઉતાવળે પગલે મીલ બહાર જવા લાગ્યા. ઉશ્કેરાએલા મજુરોને કામે ચઢી જવાનું ઘણુંએ કહ્યું; પણ કોઇએ માન્યું નહિ. ચૈતન્ય તેઓની દયા ખાવા લાગ્યો. મીલમાં ઘણું નુકશાન થયું. ઘણાને વાગ્યું. લગભગ બે કલાકે તોફાન સમ્યું. વામનરાયનો ક્રોધ હજી શાન્ત થયો ન્હોતો. તેમણે ચૈતન્યની બાજુમાંથી ખસી ક્રોધપૂર્ણ નેત્રે કહ્યું; "આ-સઘળા તોફાનનું કારણ તુંજ છે. બચ્ચા! હું તને આજે છોડનાર નથી એ યાદ રાખજે."

"શેઠ! શાન્ત થાવ." ચૈતન્યે કહ્યું.

"શાન્તિ ગઇ જહન્નમમાં. સાળા ચોર! તું મને કહેનાર કોણ?" વામનરાય ટેલીફોન ઓફીસ તરફ દોડયા અને ટેલીફોન કરી તરતજ પાછા આવ્યા. ઇંદિરાને પણ ખૂબ ધમકાવી અને ન સંભળાવાય એવી ગાળો સંભળાવી. ઇંદિરા અવાચક બની. શું કરવું તે તેને સુઝયું નહિ. ચૈતન્યના મનમાં ઉપસ્થિત થએલા ભયની સ્મૃત્તિ થઈ આવી. વામનરાય ચૈતન્ય ઉપર ગાળોનો વરસાદ વરસાવી રહ્યો હતો. ચૈતન્ય શાન્ત વદને સઘળું સહન કરી રહ્યો હતો. આ વખતે તેની શાન્તિ અને સહનશીલતા પ્રશંસાને પ્રાત્ર હતી. રાત્રિ પડી ચૂકી હતી. મીલના ભૈયાએ એક ફાનસ સળગાવી લાવી ત્યાં મૂકયું.

ચૈતન્ય જવાને તત્પર થયો; પણ વામનરાયે તેને અટકાવ્યો. પોતાને શા માટે અટકાવવામાં આવે છે તેનું કારણ ચૈતન્ય સમજી શક્યો નહિ. તે કંઇ પુછે એટલામાં જ એક મોટરગાડી મીલ આગળ આવી અને તેમાંથી ત્રણ માણસો નીચે ઉતર્યા. આ ત્રણમાં એક સરકારી અમલદાર હતો; બીજો સિપાઇ હતો અને ત્રીજો સાદાં કપડાંમાં હતો. ત્રણે જણા વામનરાયની પાસે આવી ઉભા. વામનરાયે ચૈતન્ય તરફ હાથ લંબાવી કહ્યું; "ગૂન્હેગાર આ ઉભો. તેને લઇ જાઓ."

સિપાહી ચૈતન્યની નજીક ગયો. ચૈતન્યે પકડવાનું કારણ પૂછ્યું. અમલદારે કહ્યું. "કારણ મોજુદ છે. વિશેષ હવે પછી જણાશે. તમે અમારી સાથે ચાલો. જીદ કરશો તો હાથકડીયો નાખવી પડશે."

"મને એક ચિઠ્ઠી લખવાને થોડોક વખત આપશો?" ચૈતન્યે પૂછ્યું.

"ના."

ચૈતન્યના હૃદયમાં કંઇક ગુસ્સો ઉત્પન્ન થયો. તે મજબુત બાંધાનો હતો. તે જો ધારત તો તેની સામેના હરીફોને હાથ બતાવી પોતાની મૂક્તિ મેળવી લેત; પણ 'ગમે એવી આફતમાં શાન્તિ વિસારવી નહિ' એ કુસુમકાન્તના વાક્યની સ્મૃતિ થઇ આવતાં તે મૌન રહ્યો. તેણે અમલદારની સાથે ચાલવા માંડ્યું. ઇંદિરા ચોધાર અશ્રુએ રડતી પિતાને પગે પડી વિનવવા લાગી. પણ વામનરાયના પત્થર હૃદયને પિંગળાવી શકી નહિ. સરકારી માણસો ચૈતન્યને લઇ મોટરમાં બિરાજ્યા. મોટર વીજળી વેગે ઉપડી અને જોતજોતામાં નજર બહાર નીકળી ગઈ.

## ૨૨

## આફતના સમાચાર.

ચૈતન્ય અને ઇંદિરાના મીલ તરફ ગયા પછી તરતજ કુસુમકાન્ત જોનસનની પાસે આવી બેઠો. બાદ થોડીવારે નવનીતે વ્યાકુળવદને ત્યાં પ્રવેશ કર્યો. તેના મુખપર ગુસ્સાની લાગણી નિહાળી કુસુમકાન્તે પૂછ્યું; " કાં લેખક મહાશય ! આજે ગુસ્સામાં કેમ જણાવ છો ? શું કંઇ નવાજુની થઈ છે ? "

" અરે મારા મહેરબાન ! શું કહું ? કંઇ કહેવાની જ વાત નથી." નવનીતે નજીકમાં સ્થાન લેતાં કહ્યું.

" પણ છે શું ? " પુનઃ કુસુમકાન્તે પૂછ્યું.

" હું તમારા સિદ્ધાંતનો સ્વિકાર હવે વધુ વખત કરી શકું એમ નથી. " નવનીતે કહ્યું.

" કેમ વારૂ ? "

" તમારા સિદ્ધાંતમાં શાન્તિને અગ્રસ્થાન આપવામાં આવ્યું છે; તે મુજબ મેં આજ સુધી શાન્તિનું પાલન કર્યું; પણ આજના અનુભવે મારી પાકી ખાત્રી થઇ ચૂકી છે કે શાન્તિમાં માર ખાવાનું અને લોકોની ગાળો ખાવાનું છે. શાન્તિથી સ્વદેશનું કલ્યાણ કદાપિ થવાનું નથી, તેમ સ્વાર્થી-અજ્ઞાન દેશબંધુઓ પણ સુધરનાર નથી. એ તો ચમત્કાર ત્યાંજ નમસ્કાર. સમજ્યા મારા મહેરબાન ? "

નવનીતે રક્તનેત્રે જણાવ્યું. કુસુમકાન્ત અને જોનસનને હસવું આવ્યું. કુસુમકાન્તે હસ્તાવદને પૂછ્યું;

" ભાઇ ! આજે શું બન્યું છે કે જેથી આટલા ઉશ્કેરાઇ ગએલા જણાવ છો ? "

નવનીતે કહેવા માંડયું; "હું આજે બજારમાં ફરવા ગયો હતો; એવામાં વીજળી વેગે જતી એક મોટરકાર તળે એક ગરીબ મુસલમાન આવી ગયો. મોટર તેના શરીર પર થઇને પસાર થઈ ગઈ. મોટરવાળો જાણવા છતાં પકડાવાની બીકે મોટરને વધુ વેગથી હંકારી ગયો. રસ્તા પર સિપાહી ઉભેલો હતો; પણ તેણે મોટરને અટકાવવાની કે તેનો પત્તો મેળવવાની કંઇ પણ દરકાર કરી નહિ. ગરીબ મુસલમાન બેફામ થઇ રસ્તા વચ્ચે પડયો હતો. તેને વાગેલા સ્થળેથી ધોધમાર લોહી વહેતું હતું. લોકોનું ટાળું તેની આસપાસ ફરી વળ્યું હતું. પણ ખુબી એ હતી કે લોકોના ટાળામાંથી એક પણ માણુસ તે ગરીબ માણુસની નજીક જતું નહિ. આ દેખાવ મારી નજરે પડયો. મેં તે ગરીબ બંધુની સ્હાયે જવાની ઇચ્છા એક માણુસને જણાવી. તે હસ્યો અને બોલ્યો; "શું તમે હિન્દુ થઇ મુસલમાનની સેવા કરશો ?"

મને તેનું બોલવું સાંભળી ગુસ્સો ચઢયો; પણ તે વખતે તમારો શાન્તિ પાઠ યાદ આવ્યો અને મુંગો રહી તે માણુસની પાસે જઈ તેની સારવાર કરવા લાગ્યો. મને તેની સારવાર કરતો જોઇ કહેવાતા હિન્દુઓ અને કહેવાતી દયાના અનુયાયી જૈનો મારી મશ્કરીયો કરી ફાવે એમ બોલવા લાગ્યા. મેં તેમના બોલવાની કંઇપણ પરવાહ નહિ રાખતાં મારૂં કામ ચાલું રાખ્યું. મારે પાણીની જરૂર હોવાથી નજીકમાં ઉભેલા એક વૈશ્નવ ગ્રહસ્થને નજીકમાંથી પાણી લાવવાનું કહ્યું; કે તરત તે ભાઈ ત્યાંથી ચાલતા થયા. છેવટે હું નજીકની એક હોટેલમાંથી પાણી લઇ આવ્યો. રૂમાલ ભીંજાવી ઘા પર પાટો બાંધ્યો અને તેને પાણી છાંટી સાવધ કર્યો. તેને ઇસ્પીતાલમાં લઇ જવાની જરૂર હોવાથી મેં ગાડી લઇ આવવાની ત્યાં ઉભેલાઓને વિનંતિ કરી;

પણ મારૂં સાંભળેજ કોણ ? એવામાં સુક્તીફોજના એક સાહેબ ત્યાં થઇને જતા હતા. મેં તરત જ તેમની મદદની માગણી કરી. તે દયાળુ ગૃહસ્થ તરતજ મારી પાસે આવ્યા અને દૂર ઉભેલા સિપાહીને બોલાવી તેની પાસે ગાડી મંગાવી. ગોરી ચામડીના સાહેબની આજ્ઞા વગર વિલંબે દેશી સિપાહીએ સ્વિકારી. ગાડી આવી. અમે બન્નેએ મળી તે ગરીબને ગાડીમાં બેસાડયો. દયાળુ સાહેબ પણ ગાડીમાં બેઠા. મેં તેમની સાથે જવાની ઇચ્છા જણાવી; પણ તેમણે ના પાડી. સાહેબ તેને ઇસ્પીતાલમાં લઇ ગયા અને હું આ તરફ આવ્યો."

નવનીતે વાત પૂરી કરી. કુસુમકાન્તે કહ્યું; "ભાઇ! તમારે તો આજે ઘણું ખુશી થવું જોઇએ કે તમારા હાથે એક ગરીબ દેશબંધુની સેવા થઇ છે. વળી તમે ગુસ્સાને રોકયો જાણી હું ઘણો ખુશી થયો છું. નવનીત! આપણે હરકોઇ પ્રસંગે ગુસ્સાને સ્થાન આપવું જોઇએ નહિ. શાન્તિમાં જ સ્વર્ગ છે. જો તમે ગુસ્સે થઇ તે વખતે લોકોને ફાવે એમ કહેવા માંડયું હોત તો પરીણામે ઝઘડો થાત અને તમારાથી તે ગરીબ ભાઇની સેવાનો અલભ્ય લાભ પ્રાપ્ત કરાત જ નહિ. તમને તિરસ્કારનારાઓની તમારે દયા આણવી જોઇએ. જ્યાં સુધી તેમનામાં અજ્ઞાનતા છે ત્યાં સુધી તેઓને સત્ય વસ્તુનું જ્ઞાન થનાર નથી. પણ જ્યારે તેઓને સત્ય જ્ઞાન થશે; પ્રભુને ઓળખશે ત્યારે તેઓની અજ્ઞાનતાને માટે તેઓ જરૂર શરમાશે અને પસ્તાશે."

કુસુમકાન્તના શબ્દો સાંભળી નવનીતનો ગુસ્સો કંઇક અંશે શાન્ત થયો. તરતજ જોનસને ગંભીર વદને કહ્યું; "ભાઇ! આ કારણથી જ તમારા દેશની ઉન્નતિ થવામાં વધુ વિલંબ થાય છે. તમારે અહિં અનેક ધર્માચાર્યો, શ્રીમંતો અને જીવદયાના હિમાયતીઓ નિવાસ

કરે છે, પરંતુ તેઓ પોતાના દેશબંધુઓના ઉદ્ધારને અર્થે કંઇપણ કરી શકતા નથી. દુકાળ વખતે અનેક ગરીબજનો દુઃખના દરીયામાં ડુબ્યાં હતાં, ભુખે તરફડતાં હતાં; ત્યારે ધર્માચાર્યો અને દયાની લાગણી હૃદયે ધરાવનારાઓ કયા ખુણે સંતાઇ પેઠા હતા કે જેથી અમારા મીશનરીયોને તમારા ગરીબ દેશબંધુઓની મદદ કરવી પડી હતી? જો તે વખતે મદદ ન થઈ હોત તો અનેક ગરીબ જનો મૃત્યુના મુખમાં હોમાયાં હોત. શું તે વખતે ધર્માચાર્યો અને શ્રીમાનોની ફરજ ન્હોતી? પછી તમે કહો કે મીશનરીયો તો અહિં આવી લોકોને ખ્રીસ્તી બનાવે છે. જ્યારે તમારા ગુરૂઓ અને આચાર્યો તેમની ફરજથી બેદરકાર રહે, તો શા માટે અમારા પાદરીઓ પરોપકારના મહાન્ પુણ્યથી વિમુખ રહે?"

"સાહેબ! આપનું કહેવું યથાર્થ છે. ભલેને અમારા આ બાઇ બૂમો પાડયા કરે અને શાન્તિનો ઉપદેશ આપ્યા કરે, પણ અમારા દેશબંધુઓને જ્ઞાન આવવાનુંજ નથી. એ તો જ્યારે દારૂણ દુઃખ અનુભવશે ત્યારેજ કંઇક જાગૃત થશે." નવનીતે કહ્યું.

આ વખતે કુસુમકાન્ત ઉંડા વિચારમાં પડયો હતો. સાહેબનું અને નવનીતનું બોલવું તેના સાંભળવામાં આવ્યું નહિ. એટલામાંજ એક માણુસ શ્વાસભર ત્યાં દોડી આવ્યો અને તેણે મીલમાં થએલા તોફાનના તથા ચૈતન્યના પકડાયાના સમાચાર જણાવ્યા.

વામનરાયના વર્તનથી અને ચૈતન્યના પકડાવાથી કુસુમકાન્ત અને નવનીતનાં હૃદયમાં સખ્ત આઘાત થયો. અન્નપૂર્ણાની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. નવનીતે ગુસ્સાના આવેશથી વામનરાયને અપશબ્દો સંભળાવતો તેના બંગલે જવાને તત્પર થયો. કુસુમકાન્તે તેને રોકયો, એવામાં બુલબુલખાન પણ સઘળા સમાચાર જાણી ત્યાં

આવ્યો. તેનું મુખ ઉતરી ગએલું હતું. જોનસને સઘળાને ધૈર્ય ધારણ કરવાનું સૂચવ્યું અને પછી તેણે તેજ ક્ષણે એક ચિઠ્ઠી લખી આપી બુલબુલખાનને કલેકટર સાહેબના બંગલે દોડાવ્યો. ચૈતન્યના પકડાયાની વાત શાન્તિ સ્થળમાં ફેલાઈ ગઈ. ત્યાંનાં નિવાસી જનો જોનસન સાહેબના ઓરડા આગળના મેદાનમાં એકત્ર થઇ બુલબુલખાનની રાહ જોવા લાગ્યાં. રાત્રિ પડી. દીપકો પ્રકટાવવામાં આવ્યા; પણ ચૈતન્ય વિના સઘળા દીપકો ઝાંખા બળતા હોય એમ જણાવા લાગ્યું. સઘળાં ઉદાશ અને ગમગીન બન્યાં હતાં. જોનસન–નવનીત અને કુસુમકાન્ત ઉંડા વિચારમાં તદ્રુપ બન્યા હતા. મનહર અને સુધાકર પણ બુલબુલખાનની પાછળ ગયા હતા. તેઓની આતુરતાથી રાહ જોવાઇ રહી. લગભગ નવેક વાગ્યાના સુમારે બુલબુલખાન વગેરે પાછા આવ્યા. તેઓના ચ્હેરા ઉતરેલા હતા. ત્રિપુટીના મુખપર વિષાદની ઘોર છાયાઓ છવાએલી હતી. બુલબુલખાને જણાવ્યું કે; જોનસન સાહેબની ચિઠ્ઠી વાંચતાં જ સાહેબ બહાદુરે એક ચિઠ્ઠી લખી આપી મને મેજીસ્ટ્રેટ સાહેબ પાસે જવાનું સૂચવ્યું. ત્યાં જતાં માર્ગમાંજ મનહરભાઇ અને સુધાકરભાઈ મળ્યા. બાદ અમે ત્રણે સાહેબ પાસે ગયા. મેજીસ્ટ્રેટ સાહેબે તરતજ એક સિપાહીને દોડાવ્યો. તે સિપાહી લગભગ એક કલાકે પાછો આવ્યો અને અમને જણાવ્યું કે; ચૈતન્ય નામક કોઈ પણ માણસ આજે પકડાયો નથી. તેમ વામનરાયની મિલમાં કોઇ સિપાહી ગયો નથી. કેદીયોને રાખવાની દરેક જગાએ તપાસ કરી; પણ ત્યાં ચૈતન્ય નામનો માણસ કોઇ નથી.”

આવા સમાચાર શ્રવણ કરી સઘળાના આશ્ચર્યની સીમા રહી નહિ. સઘળા શોકસાગરમાં ડૂબી ગયા અને ચૈતન્ય વિશે અનેક તર્ક વિતર્ક થઇ રહ્યા. કુસુમકાન્તે સઘળાંઓને સ્વસ્થાને જવાનું સૂચવ્યું.

સુધાકર–મનહર–નવનીત વગેરે ચૈતન્યની શોધાર્થે બહાર નીકળ્યા. કુસુમકાન્ત–જોનસન અને અન્નપૂર્ણા ત્યાં બેસી રહ્યાં. કોઇ બોલતું ન્હોતું, શીયાળાની રાત્રિ હતી. ટાઢનો ચમકારો હતો. સર્વત્ર નિઃસ્તબ્ધતા અને નિરાશા વ્યાપી રહી હતી. વિચારવશ જોનસન અંતે વિચારનો ત્યાગ કરી બોલ્યો; " કુસુમકાન્ત ! ગભરાવાનું કંઈ કારણ નથી. સઘળો ભેદ મારા સમજવામાં આવી ગયો છે. મારા ધારવા મુજબ ચૈતન્ય સરકારી માણસોના હાથે પકડાયો નથી; પણ તેને પકડવામાં ભારે ચાલાકી થઈ હોય એમ સમજાય છે. હું અનુમાનથી કહી શકું છું કે, જે બદમાસને પકડવાનો હું પ્રયત્ન કરી રહ્યો છું; તે શયતાનના પંજામાં ચૈતન્ય ફરીથી સપડાયો છે. સરકારી સિપાહીઓના વેશથી તે શયતાનના જ માણસો ચૈતન્યને લઇ ગયા છે. વળી વામનરાય અને તે બદમાસને સારો સંબંધ છે. "

" આ તો અજબ ભેદ ? " કુસુમકાન્તે કહ્યું.

" મલ્લરાજ કેવો ભયંકર અને ભેદી માણસ છે એ તો જ્યારે તમે તેની સઘળી વાત જાણશો ત્યારેજ સમજશો."

" ત્યારે હવે ચૈતન્યના સંબંધમાં શું કરવું ? " કુસુમકાન્તે પૂછયું.

જોનસન જવાબ આપે તે પહેલાં એક સાધુ સ્વાંગધારી માણસ એકાએક ત્યાં ચાલી આવ્યો અને કુસુમકાન્તના હાથમાં કાગળનું એક બંધ પાકીટ આપી અતી ઝડપથી પાછો ચાલ્યો ગયો. જોનસન અને કુસુમકાન્ત વિસ્મિત વદને તેને જતો જોઈ રહ્યા. તેના અદ્દશ્ય થયા બાદ કુસુમકાન્તે પાકીટ ફોડી અંદરથી એક નાનો પત્ર કાઢયો. તે પત્રમાં ફક્ત ટુંકુંજ લખેલું હતું કે; " કુસુમકાન્ત ! તારે અને તારાં આપ્ત જનોએ સાવધ રહેવું. મલ્લરાજ નામધારી એક ભયંકર માણસે તમારૂં અનિષ્ટ આદરવાનો સંકલ્પ કર્યો છે. એજ. લી.–

લખનારનું નીચે નામ ન્હોતું. કુસુમકાન્તે પત્ર સાહેબને સોંપ્યો. અવનવા બનતા બનાવોથી કુસુમકાન્તનું હૃદય અશાન્ત બન્યું. તે સાહેબની રજા લઇ પોતાના ઓરડામાં આવ્યો અને રાત્રિ વિતવાથી પ્રભુ સ્મરણ કરી શૈય્યામાં સૂતો.

## ૨૩

## મિત્રોની વાતો.

Honour and shame from no condition rise;
Act well your part, there all honour lies.

*Pope.*

ચૈતન્ય ગૂમ થયો. એક અઠવાડીયું વીતી ચૂક્યું. અમલદારો અને સી. આઇ. ડી. ખાતાના માણસોએ પણ ચૈતન્યનો પત્તો મેળવવાને પ્રબળ પ્રયાસ કર્યાં પણ ચૈતન્યનો પત્તા લાગ્યો નહિ. મલ્લરાજ નામ ધારી માણસ જે સઘળાંમકાન પોતાની માલકીનાં જણાવી પૂર દબદબાથી રહેતો હતો; તે મકાનની તપાસ કરતાં માલમ પડ્યું કે એ સઘળાં મકાન મલ્લરાજે ભાડે રાખેલાં હતાં અને થોડા દિવસ થયા તે ભાડુ ચૂકાવી આ શહેરમાંથી ચાલ્યો ગયો છે. મલ્લરાજ વામનરાયનો મિત્ર હોવાથી પોલીસ અમલદારોએ વામનરાયને તેના સંબંધમાં પૂછ્યું; પણ ત્યાંથીએ મલ્લરાજના સંબંધમાં વિશેષ માહિતી મળી શકી નહિ. ચૈતન્યના આવી રીતે ગૂમ થવાથી સઘળાંના શોક સંતાપની સીમા રહી નહોતી. સૌના કરતાં અન્નપૂર્ણાનું હૃદય વિશેષ સંતપ્ત થઇ રહ્યું હતું. હસમુખી બાળાનું કમળ વદન વિલાયું હતું. દુ:ખ શોકની ગંભીર છાયા છવાઇ રહી હતી. અન્નપૂર્ણાના

હૃદયમાં જે કષ્ટ થઇ રહ્યું હતું; તે કષ્ટ તે પોતેજ સમજતી હતી. એકાન્તમાં અને રાત્રિએ ચૈતન્યને યાદ કરી તે નિર્દોષ કુમારીકા તેનાં કોમળ કમળ નયનમાંથી વર્ષાધારા સમાન અશ્રુધારા વહાવતી હતી. કુસુમકાન્ત અને કુસુમાવતીને તેના હૃદયનો પરીચય હોવાથી તેને આશ્વાસન આપતાં. મિત્રના વિયોગથી બુલબુલખાન તો કેવળ હતાશ–નિરાશ બની ગયો હતો.

આજે સાંજનો સમય હતો. શાન્તિસ્થળના ચોગાનમાં કુસુમકાન્ત અને જોનસન ખુરશીયોમાં બિરાજી પરસ્પરમાં કંઇક અગત્યની ચર્ચા ચલાવી રહ્યા હતા. થોડોક વખત વિતતાં એક મોટર ગાડી શાન્તિ સ્થળના કમ્પાઉન્ડમાં આવી ઉભી અને તેમાંથી બે યુરોપીઅન ગૃહસ્થો નીચે ઉતર્યા. સઘળાએ ઉભા થઇ તેમની સાથે હાથ મીલાવી તેમનો સત્કાર કર્યો. સઘળા ખુરશીયો પર ગોઠવાયા. આ બન્ને ગૃહસ્થો મોટા વેપારી હતા અને તેઓ કુસુમકાન્ત તથા જોનસનને મળવા આવ્યા હતા. પરસ્પરમાં કુશળ વર્તમાન પૂછાયા બાદ એક ગૃહસ્થ કે જેમનું નામ મી. વીલીયમ હતું; તેમણે પૂછ્યું; " મી. કુસુમકાન્ત! દેશ પ્રત્યેની તમારી ભાવના જાણી હું અને મારા અન્ય મિત્રો ઘણા ખુશી થયા છીએ. તમારા જેવા સ્વદેશ ભકતોની જ્યારે આ દેશમાં વૃદ્ધિ થશે ત્યારે જ આ દેશ સુખી સ્વતંત્ર અને આબાદ બનશે. પરંતુ તે સમયને હજી ઘણી વાર લાગશે. "

કુસુમકાન્ત થોડીકવાર શાન્ત રહી કંઇક ગંભીર અવાજે બોલ્યો; " ગૃહસ્થો! અમે તો પ્રભુ પર દ્રઢ વિશ્વાસ રાખીનેજ અમારૂં સત્ય કર્તવ્ય બજાવીએ છીએ. પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી અને તમારા જેવા સજ્જનોની સહાનુભૂતિથી અમારૂં ભારત

વર્ષે જતે દિવસે ભાગ્યવાન-સમૃદ્ધિવાન અને સ્વતંત્ર જરૂર બનશે." મી. વીલીયમ જરા ટટાર બેસી હસતા વદને બોલ્યો; "આપનું ધારવું સર્વથા સત્ય છે; પણ તમારૂં સૂત્ર સમજતાં પ્રજાને ઘણી જ વાર લાગશે. તમે પોતેજ વિચાર કરી જુઓ કે તમે દેશના માટે કેટલો પ્રયાસ કરી રહ્યા છો, જન સમાજને સત્ય સમજાવવા કેટલા ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છો; પણ તેનું પરીણામ શું આવ્યું છે?

તમે ફક્ત સ્વદેશી વસ્ત્રો વાપરવાને માટે પ્રજાને વિનવી રહ્યા છો; ઉપદેશ આપી રહ્યા છો; પણ તેની શું અસર થઈ? જો તમામ પ્રજા ફક્ત સ્વદેશી વસ્ત્રમય બની જાય તો સુખી તરત બની જાય. સ્વદેશી વસ્ત્રનો સહેલામાં સ્હેલો અને સુંદરમાં સુંદર રસ્તો તમે બતાવ્યો છે; પણ તમારા લોકોના સમજવામાં આવતું જ નથી. વળી તમે સ્વતંત્રતા ઇચ્છો છો; પણ તમારા લોકોને ક્યાં સ્વતંત્રતા જોઇએ છે? તમારા લોકોને કાર્ય કરવું નથી અને સ્વતંત્રતાની-જન્મ સિદ્ધ હક્કની નકામી મોટી-ખોટી બૂમો પાડવી છે."

વિલિયમ મૌન રહેતાંજ મી. સ્ટીલ બોલી ઉઠયા; "પ્રથમ લાયક બની સ્વતંત્રતા મેળવવી જોઇએ. મી. કુસુમકાન્ત! મારે ઘણી જ દિલગીરી સાથે જણાવવું પડે છે કે તમારા લોકો હજી સ્વતંત્રતા મેળવવાને બિલ્કુલ લાયક બન્યા જ નથી. આ દેશમાં અનેક વિદ્વાનો અને શ્રીમાનો વસેછે પણ તેમાંના કેટલામાં સ્વદેશાભિમાન ક્યાં છે? તેઓને ક્યાં સ્વતંત્રતાની દરકાર છે? તેઓ તો જે સ્થિતિમાં છે તેમાંજ આનંદ અને સુખ માની રહ્યા છે. ત્યારે સ્વતંત્રતા કોને જોઇએ છે? દેશના હિતને અર્થે એક પાઈ પણ નહિ ખર્ચનારાઓને સ્વતંત્રતા જોઇએ છે કે? મી. કુસુમકાન્ત! ખ્યાલ કરો! એવી સ્વતંત્રતા ક્યાં સુધી ટકશે? પ્રથમ

તમારા દેશ બંધુઓનાં દિલ પૂરેપૂરાં તપાસો અને પછી જ સ્વતંત્રતાની વાત કરો. તમારા દેશમાં સર્વત્ર સ્વાર્થી ભાવના વ્યાપેલી છે. કુસંપનાં મૂળ ઉંડા ઉતરેલાં છે. સ્વદેશ હિતનું ભાન કોને છે? તમારા જેવા સ્વદેશ ભક્તોને કંગાલ–ચળવળીયા અને દુર્બળ માની ધિક્કારનારા પણ તમારા દેશબંધુઓ ઘણા છે. જ્યાં આવા સ્વાર્થ મય ભાવનાવાળાઓ વસે છે ત્યાં પછી ઉન્નતિ કેવી રીતે થઈ શકે ? ” સ્ટીલ સાહેબ આટલું વિવેચન કરી કુસુમકાન્ત તરફ આતુર નજરે જોઈ રહ્યો. જોનસન પૂર્ણ ધ્યાનથી આ સંવાદ સાંભળી રહ્યો હતો. કુસુમકાન્ત થોડીક વાર મૌન રહ્યો. તેના મુખ પર ગંભીરતાની છાયા ફરી વળી. દેશની સાંપ્રત સ્થિતિ અવલોકી તેનું મન બોલતું હતું કે; “ હે ભારતમાતા ! તારા પુત્રોના સંબંધમાં હું આ શું સાંભળું છું ? તારાં સંતાનો કે જેઓની હાકથી દિશાઓ ગાજતી હતી; જેઓ સંપુર્ણ સ્વદેશાભિમાની અને સત્યવાદી હતાં; તેઓ આજે ક્યાં છે ? શું દેવતાના દિકરા કોલસા ગણાશે ? દેવી ! માતા ! તારી પૂર્વની રીદ્ધિ સિદ્ધિ ક્યાં ગઇ ? ધર્મ અને સત્યથી ત્રૈલોક્યને ડોલાવનારા ઋષી મુનીયો આજે ક્યાં અદશ્ય થઈ ગયા છે ? રામ રાજ્ય સ્થાપનાર રામ અને સ્વતંત્રતાની વિજય ગર્જના કરનાર શીવાજી ગોવિંદસિંહ–પ્રતાપ વગેરે વીર યોદ્ધાઓ ક્યાં છે ? બતાવ ! માતા ! તે સઘળા આજે ક્યાં છે ? ”

કુસુમકાન્તની આંખ્યોમાં ઝળઝળીયાં જણાયાં. મી. સ્ટીલ એમ સમજ્યો કે તેના બોલવાથી કુસુમકાન્તને ખોટું લાગ્યું છે. આથી તે બોલ્યો; “ શું આપને મારા બોલવાથી દુઃખ ઉત્પન્ન થયું ? ”

તરત કુસુમકાન્તે સ્વસ્થ થઈ કહ્યું, “ તમારા બોલવાથી મને શા માટે ખોટું લાગે ? દરેકે પોતાનો સ્વતંત્ર અભિપ્રાય જણાવવો

જોઇએ. જે માણસ સત્ય અભિપ્રાય નહિ જણાવતાં અન્યને સારૂં લગાડવા યાતો પોતાનો સ્વાર્થ સાધવા અસત્ય જણાવે છે; તે પ્રભુનો અક્ષમ્ય ગૂન્હેગાર મનાય છે. તમે મારા ભાઈ છો. તમારૂં સ્પષ્ટ બોલવું મને ઘણું ગમ્યું છે. પણ મારે ઘણાજ ખેદની સાથે આપને જણાવવું પડે છે કે અમારી ઉન્નતિને અર્થે ઘણાજ ઓછા પ્રયાસ થયા છે. લાયક બનેલાની ફરજ હતી કે અન્યને પણ લાયક બનાવવા."

કુસુમકાન્તનું બોલવું પુર્ણ થતાં જોનસને કહ્યું; "મિત્રો ! યાદ રાખજો કે તમારે અમારા વિના ચાલવાનું નથી! અને અમારે તમારા વિના ચાલવાનું નથી. આપણે પરસ્પરથી જ ઉજળા છીએ. આખરે બન્નેનાં હૃદયમાં પવિત્ર પ્રેમનો પ્રવાહ રેલાશે અને આજનું હિંદુસ્થાન આવતી કાલે જરૂર સુવર્ણના શિખરે બિરાજશે."

"પ્રભુ તમારા વાક્યને સફળ કરો." કુસુમકાન્તે જણાવ્યું.

આ પછી અન્ય ઘણી વાતો થઇ. અંગ્રેજ ગૃહસ્થોનો દુધ, પાન ગુલાબથી સત્કાર થયો. બાદ એક બીજાની સાથે હાથ મેળવી આવેલા ગૃહસ્થો મોટરમાં બિરાજી વિદાય થયા.

થોડો સમય શાન્તિમાં પસાર કરી જોનસને કહ્યું; "કુસુમ-કાન્ત ! તમારા દેશોદયના વિચાર અને પ્રયાસ જાણી સ્વતંત્રતાને ચ્હાનાર દરેક માણસ ખુશી થયા વિના રહેજ નહિ. પોતાના દેશનું કલ્યાણ કરવું અને ઇચ્છવું તે દરેકનો ધર્મ છે. અતીશય દુ:ખને અંતે ભારતવાસિયોને હવે સ્વમાન સમજાયું છે. તમારા દેશના વિદ્વાન નેતાઓ અપૂર્વ પ્રયાસ કરી રહ્યા છે. પ્રભુ તમને જરૂર વિજય અપાવશે."

કુસુમકાન્ત ધીર ગંભીર અવાજે બોલ્યો; "અમે સત્યને અગ્ર-સ્થાને રાખી અમારૂં કાર્ય કરે જઇએ છીએ. અમારી અને અમારા પૂજ્ય નેતાઓની દ્રઢ માન્યતા છે કે અંતમાં વિજય અમારો જ છે.

વિશેષ અજબ થવા જેવું તો એ છે કે આખા જગતમાં આજે અજબ પરીવર્તન થએલું જણાય છે. બાળક, યુવાન અને વૃદ્ધના મુખમાંથી પણ સ્વતંત્રતાના પોકાર પડી રહ્યા છે. ટુંક વખતમાં દુનિયાં ઘણી આગળ વધી છે એ સૌને કબુલ કર્યા વિના હવે ચાલે એમ નથી." આટલું બોલી કુસુમકાન્ત શાન્ત રહ્યો. રાત્રિ પડી. આકાશમાં નિશાનાથનું પ્રાકટય થયું. જોનસન અને કુસુમકાન્ત હજી ત્યાંજ બેસી રહ્યા હતા. છેવટે વિચારનો ત્યાગ કરી જોનસન બોલ્યો; "આપણે આજે અન્ય વાતો પર ઉતર્યા. ચાલો હવે જવા દો એ વાત. સમય સમયનું કાર્ય કરે જશે. કુસુમકાન્ત! મારે તમને કંઇ કહેવાની ઇચ્છા છે?"

"તમે મારા ભાઇ છો. આપને જે કહેવું હોય તે વિના સંકોચે કહો. હું સાંભળવા તૈયાર છું." કુસુમકાન્તે કહ્યું.

"તમે કુસુમાવતી સાથે લગ્નના સંબંધથી જોડાવ એવી મારી પ્રબળ ઇચ્છા છે." જોનસને જણાવ્યું.

કુસુમકાન્ત ચમકયો. તેના હૃદય સમૂહમાં કુસુમાવતીની પ્રતિમા ખડી થઇ. તે બોલ્યો; "મારી માન્યતા એવી છે કે લગ્નના બંધનમાં બંધાવાથી જન સેવા થઇ શકશે નહિ."

"આપના આવા વિચાર જાણી હું અજબ થાઉં છું. તમે અત્યારે એકલા જેવી સેવા બજાવી રહ્યા છો તેનાથી અધીક સેવા તમે બન્ને મળી બજાવી શકશો. મારા અત્રેના નિવાસથી મારી ખાત્રી થઇ ચૂકી છે કે તમારા બન્નેનાં હૃદયની ઐકયતા સંપૂર્ણ રીતે થઇ ચૂકી છે. તમે ભલે બહારથી અનિચ્છા દર્શાવો; પણ તમારાં હૃદય પરસ્પર પ્રત્યે કેટલાં ખેંચાય છે એ હું સારી રીતે સમજી શકું છું."

"આ વાત ઉપાડવાની અત્યારે શું જરૂર હતી ?" કુસુમકાન્તે હશીને પૂછ્યું.

"તમારા હૃદયમાં રહેલા પ્રભુ સ્વરૂપ આત્માએ જ મને પ્રેરણા કરી અને તેથી મેં મારી ઇચ્છા પ્રદર્શિત કરી. બોલો હવે લગ્ન કયારે કરવું છે ?"

"એ તો કુસુમાવતીનાં માબાપ જાણે ?"

"તે બાબત તો હું તેમને મળીને નક્કી કરીશ; પણ પ્રથમ તમારી ઇચ્છા તો જણાવો ?" જોનસને આગ્રહ કર્યો.

"હું તમારી ઇચ્છાને આધિન છું."

"જો જો ફરી જતા ?" જોનસને હસતા વદને પૂછ્યું.

કુસુમકાન્ત મૌન રહ્યો. ઉજ્વળ ચંદ્રિકામાં કુસુમાવતીની છાયા મૂર્તિ પોતાની સામે ઉભી હોય એવો તેને ભાસ થયો. દેશોદયના વિચારથી ભરેલા હૃદય સમુદ્રમાં કુસુમાવતી પ્રત્યેના પ્રેમતરંગો જોરથી ઉછળવા લાગ્યા. થોડીક ક્ષણમાં થએલા પરીવર્તનને માટે કુસુમકાન્ત અજબ થયો. શાન્ત–ધીર અને ગંભીર દેશ ભક્તના હૃદયમાં–તેના સમસ્ત શરીરમાં કુસુમાવતીના પ્રેમનો પ્રબળ પ્રવાહ વહેવા લાગ્યો. રગેરગમાં ફરતું રૂધીર પણ પ્રેમના પરીબળે વધુ ઉષ્ણ બનવા લાગ્યું.

થોડીવાર શાન્ત રહી કુસુમકાન્તે પૂછ્યું; "લગ્ન થતાં સુધી તમે રોકાશો ને ?"

"જરૂર. હું મારા મિત્રને પરણાવીને જ અહિંથી જવાને ઇચ્છું છું." જોનસને આનંદથી જણાવ્યું.

"અહિંથી ક્યાં જવાનો ઇરાદો છે ?" કુસુમકાન્તે પૂછ્યું.

"જોનસને આસપાસ નજર કરી કહ્યું, " થોડા દિવસ તો આ શહેરમાંજ રોકાવું પડશે."

"કારણ ?"

" તે તમે પછીથી જાણી શકશો. "

" ચૈતન્યનું શું થશે ? "

" પ્રભુ કૃપાએ તેનો વાળ પણ વાંકો થનાર નથી. "

" પેલો તમારો મિત્ર પછીથી કેમ જણાયો નહિ ? " કુસુમકાન્તે પૂછ્યું.

" કોણ ? "

" પેલો સુરેશ. "

" તે હાલ કંઈક અગત્યના કાર્યમાં રોકાએલો હોવો જોઈએ. પણ મારૂં માનવું છે કે તેનો અને મારો મેળાપ હવે ટુંકમાંજ થશે."

" તે કોણ છે ? "

" માણસ. " જોનસને હશીને કહ્યું.

" તે કોઈ ભેદી માણસ છે. હું અનુમાનથી એમ પણ કહું છું કે તેણે ધારણ કરેલું નામ પણ ખોટું છે. "

" તમારૂં અનુમાન કંઈક સત્ય છે. "

" ત્યારે તેનું સત્ય નામ શું ? "

" તે હું સમય આવે તમને કહીશ; પણ હાલ તો આટલું જાણી સંતોષ માનો કે તે એક સુપ્રસિદ્ધ યુવાન છે. તેણે તેની જીંદગીમાં ઘણાં સંકટ વેઠયાં છે અને એ સંકટોના અનુભવથી તે અત્યારે કાર્ય કુશળ બન્યો છે. તેનું જીવન જાણવા જેવું છે. હું સઘળું જાણું છું અને તે સઘળી વાત વખત આવે તમને જણાવીશ. કે જે સાંભળી તમે આશ્ચર્યના સાગરમાં ડૂબી તેને ધન્યવાદ આપશો."

" તમારા મિત્ર તમારા જેવાજ હોય એમાં શી નવાઈ ? " કુસુમકાન્તે હસીને કહ્યું.

" કુસુમકાન્ત ! હું તમને એક ચેતવણી આપવાની ભૂલી ગયો."

" તે વળી શું છે ? "

" તમારે અને કુસુમાવતીને મલ્લરાજથી હમેશાં સાવધ રહેવાનું છે. '

" તે સૂચના મને પેલી ચિઠ્ઠીદ્વારા મળેલી છે. "

" તે ધ્યાનમાં રાખજો. બે દરકાર બનશો તો સંકટમાં સપડાશો."

" પ્રભુએ ધાર્યું હશે તે થશે. લલાટે દુઃખના લેખ લખાયા હશે તો કોણ મિથ્યા કરી શકશે ? "

" એતો ખરૂં, પણ માણસે હમેશાં એવી રીતે રહેવું અને વર્તવું જોઇએ કે જેથી તેને પાછળથી વિમાસવું પડે નહિ. કર્તા-હર્તા પ્રભુ છે એની કોણ ના પાડે છે ? " આટલું બોલી જોનસને કેટલીક ખાનગી સૂચનાઓ પણ કુસુમકાન્તને કરી. વાતો વખત ઘણો વિત્યો. ઘડી યંત્રમાં નવ ટકોરા થયા. જોનસન ઉઠયો અને કુસુમકાન્ત સાથે હાથ મેળવી તેના સ્વસ્થાને ગયો.

---

## ૨૪

### પ્રેમ પ્રાબલ્ય.

*Life is only bright when it proceedeth
Towards a truer, deeper life above.
Human love is sweetest–when it leadeth,
To a more divine and perfect love.

---

* માણસની જીંદગી જ્યારે વધારે સત્ય અને ગહન પરજીવન તરફ પ્રાયણ કરે છે ત્યારે તેજથી ઝળહળે છે; અને મનુષ્યનો પ્રેમ જ્યારે વધારે દિવ્ય અને પૂર્ણ પ્રીતિ તરફ ખેંચી જાય છે, ત્યારેજ મધુરતમ બને છે.

કુસુમકાન્તે શયનસ્થાનમાં આવી એક માસીક પત્ર હાથમાં લીધું અને પછી ગાદી પર બેસી માસીકનું પાનું ઉઘાડયું. પ્રથમ પાનેજ ઉપરનું અંગ્રેજી લખાણ વાંચવામાં આવ્યું, આ સાથેજ તેનું મન બોલ્યું; " સત્ય છે. પ્રેમ પ્રભુ રૂપ છે–પ્રેમથીજ સૌ કાંઇ થઈ શકે છે. પ્રેમમાંજ જીવનની મીઠાશ છે. કુસુમાવતી પ્રેમને જાણી શકી છે. તે સુંદરતાની દેવીનું હૃદય પ્રેમથી પરીપૂર્ણ ભરેલું છે. તે મને ચાહે છે; તેનું સર્વસ્વ મનેજ સમજે છે; પણ તેના હૃદયનો ભાવ મારી આગળ સ્પષ્ટ કરતાં તે શરમાય છે. અભ્યાસ દરમ્યાન તે તેની હૃદય ઇચ્છા અનેક પ્રકારે પ્રકટ કરી ચૂકી; પણ હું પ્રેમનો પ્રથમ અનુભવી તેના હૃદયના સત્ય પ્રેમને પીછાની શક્યો નહિ. અરે આજપર્યંત તેના પ્રેમનો સત્કાર કરવાનો વિચાર સુદ્ધાં પણ મેં કર્યો નથી. પણ આજે; મારા હૃદયમાં છૂપાઇ રહેલી પ્રેમ જ્યોતી વધુ પ્રકાશિત થઇ રહી છે. મી. જોનસનની પાસેથી આવ્યા પછી કુસુમાવતીના વિચાર મનને વ્યાકુળ કરી રહ્યા છે." કુસુમકાન્તે માસીક નીચે મૂક્યું. દેશભક્ત વિચારમાં પડ્યો અને પુનઃ આત્મગત્ બોલ્યો; " કુસુમાવતી ! મને ક્ષમા કરજે. મેં આજ પર્યંત તને દુઃખી કરી છે. તારા વિશુદ્ધ દૈવી પ્રેમની મેં દરકાર કરી નથી. અંતે તારા દૈવી પ્રેમે મને ખેંચાણ કર્યું છે. તારી પ્રત્યેના પ્રેમનો પ્રબળ પ્રવાહ આજે વીજ ળીનું કાર્ય કરી રહ્યો છે. દેવી ! મારા આનંદની મૂર્તિ ! ત્હેં મને તારા સ્નેહ બંધનમાં જકડયો. છે. હું હવે તારો છું અને તું મારી છે. જીવનદેવી ! આપણે સાથે મળીનેજ દેશની સેવા કરીશું. બાળા !

શશી જેવા રૂડા રમણિય મુખે મંદ હસવે,
સદા ધીમે ધીમે મધુર મધુરૂં પીયુષ ઝરે;

ચકોરી રૂપી એ નયનદ્વય તે હર્ષ ધરીને,
પુરા પ્રેમે વારી ! સમિપ રહી નીરંતર પીયે.

સુંદરતાની દેવી ! તારી પ્રતિમા મારા હૃદયમાં બિરાજી રહી છે. તારા દેદારનાં દર્શન કરવાને હું અત્યારે વ્યાકુળ બન્યો છું. દુનિયાંમાં ડાહ્યા મનાતા માણસને તારા પ્રેમે આજે દિવાનો બનાવ્યો છે. રાત્રિ પડી છે. જળ જંપી ગયું છે; પણ મને નિદ્રા આવતી નથી. પ્રિયે !...બસ આ અધીકાર મેં પ્રાપ્ત કર્યો છે અને આજ શબ્દથી તને હવે સંબોધીશ. પ્રિયે ! મારા હૃદયની વ્યાકુળતાની તને શી રીતે ખબર પડે ? બહાર ચંદ્રિકા ખીલી રહી છે, પણ એ ચંદ્રિકા મને શિતળ અને શાન્ત કરી શકે એમ નથી. સુંદરી !

વસ્યો છે આવીને તવ નયનમાં મોહ જબરો,
વસ્યો છે આવીને તવ વદનમાં સ્નેહ સઘળો;
મહા જાદુ દિસે તવ વદન–પરે પ્રિય સખે !
અહા તેથી મારૂં મન જઈ જઇ એ પ્રતિ ભમે;
કપોલે તારા એ મદ રસ નિશદિન ઝળકે,
ગુલાબી રંગે તે સ્થિર થઇ રહ્યો છે પ્રિય સખે;
સદા ઇચ્છું તેનું અતિ પ્રીતિ ધરી પાન કરવા,
ઉરે રાખું આશા મહત વળી તે નિત્ય વળવા.

કુસુમાવતી ! બસ નિશ્ચય થઈ ચૂક્યો. લજ્જા શરમનું હું ભાન ભૂલ્યો. તારા અદ્‌ભુત પ્રેમાકર્ષણે મારૂં માન મૂકાવ્યું છે. તારા વિનાની એક પળ પણ મને હવે કલ્પ સમ સમજાય છે. પ્રાતઃકાળ થતાંજ હું તારી પાસે આવીશ અને મારા અપરાધની ક્ષમા યાચી મારા હૃદયની ઇચ્છા તને નિવેદન કરીશ. પણ બીતી રહે છે કે તે વખતે તું નિષ્ઠુર થઇશ તો ? થાયજ. કારણ કે મેં તને આજ સુધી

ક્યાં ઓછી તલસાવી છે ? તારા માર્મીક પ્રશ્નોના મેં કેવા ઉડાઉ ઉત્તરો આપ્યા છે ? તારૂં મારા તરફના સત્ય જવાબની આશાએ તું કેવા આનંદી વદને મારા મુખ તરફ તાકી રહેતી; પણ હું નિષ્ઠુર હૃદયનો કે તારા પ્રશ્નોના યથાર્થ પ્રત્યુત્તર નહિ વાળતાં તને જુદું જ સમજાવતો. આથી તારૂં કોમળ મુખ વિલાતું. તારા મનમાં એમ થઈ આવતું કે આમને સત્ય જણાવી દઉં; પણ તારૂં શરમાળ પણું તને એ સાહસ કરતાં અટકાવતું. આ સઘળા અપરાધની ક્ષમા હું અવશ્ય તારી પાસે માગીશ. અને મને આશા છે કે મારી કુસુમ મને ક્ષમા આપશેજ; પણ તેની સાથે બનાવવામાં બાકી નહિ રાખે." કુસુમકાન્ત શાન્ત રહ્યો. ઘડીઆળમાં બારના ટકોરા થયા. તે ચમક્યો અને બોલ્યો, "બાર વાગ્યા. મધ્ય રાત્રિ થઇ. અરે! આજે નિંદ્રા ક્યાં નાશી ગઇ ? ચાલ; નિદ્રાનું આરાધન કરૂં. દેવીની ઝટ કૃપા થાય તો સારૂં કે જેથી પ્રભાતના પ્રથમ પ્રહરમાં જ મારી પ્રેમ દેવીને ત્યાં પહોંચી જઇ તેના વદન કમળનું દર્શન કરૂં." કુસુમકાન્ત ઉભો થયો. દ્વાર ઉઘાડી બહાર જોયું. ચંદની ખીલી રહી હતી. અજબ શાન્તિ વ્યાપેલી હતી. નજીકના ઓરડામાં બુલબુલખાન સુતો હતો. તેનાં નસકોરાં બોલવાનો અવાજ સાંભળી કુસુમકાન્ત દ્વાર બંધ કરી પાછો ફર્યો અને દીપક હોલવી નાખી પથારીમાં પડયો. હજી પણ કુસુમાવતીને તે ભૂલી શકયો નહિ. જીભથી પ્રભુનું સ્મરણ કરવા માંડયું, પણ તેની સાથે મન કુસુમાવતીની માળા ફેરવવા લાગ્યું. નિ-ર્બળ બનેલા મન પર કુસુમકાન્તને કંટાળો આવ્યો. મનને વશ કરવા તેણે અનેક પ્રયત્નો કર્યા, ઉભા થઇ માથા પર પાણીની ધાર કરી; પણ સઘળું વ્યર્થ ગયું. પથારીમાં પડે–પડે તેણે પાસાં ઘસવા માંડયાં. ઘડીયાળમાં બે વાગ્યા. પાછલી રાત થવા આવી. આંખ્યો બંધ કરી

પડેલા યુવકની પર નિદ્રાની કંઇક કૃપા ઉતરી હોય એમ જણાયું. પણ તે શાન્ત નિદ્રા ન્હોતી. નિદ્રામાં સ્વપ્ન અને તેમાં પણ કુસુમાવતી. દેશભક્ત શાન્તિથી નિદ્રા લઇ શક્યો નહિ. સ્વપ્નમાં કુસુમાવતી દીન મુખે તેની સમક્ષ ઉભેલી જણાઇ કુસુમકાન્તે તેને સ્નેહથી પાસે ખેંચી, બન્નેમાં પ્રેમ ગોષ્ઠી મચી રહી. કુસુમકાન્તે તેને હૃદયદાન દેવા નજીક ખેંચી કે તરત કુસુમાવતી મંદમંદ હસતી દૂર ખશી ઉભી. કુસુમકાન્ત પ્રેમભીનાં નયને પ્રેમદેવીની પ્રાર્થના કરવા લાગ્યો. પરીણામે પ્રેમી હૃદયનું મિલન થયું, કે એ સાથે જ મલ્લરાજની ભયાનક વિરૂપ મૂર્તિ એકાએક ત્યાં ઉપસ્થિત થઇ. કુસુમાવતી ભયથી દોડી—પાછળ મલ્લરાજ પણ દોડ્યો; અને સાથેજ કુસુમકાન્ત જાગ્રત થયો. સ્વપ્ન સમાપ્ત થયું, કુસુમકાન્ત ગભરાટથી ઉભો થયો અને દીપક પ્રકટાવ્યો. તેણે આસપાસ જોયું; કોઇ જણાયું નહિ. દીવો લઇ આખા ઓરડામાં ફરી વળ્યો દ્વાર ઉઘાડી બહાર પણ નજર કરી. "આ શું ? આ શી ભ્રમણા ? સ્વપ્ન કે સત્ય ?" આમ મનમાં વિચારતો કુસુમકાન્ત દીવાને ટેબલ પર મૂકી એક વિરામાસન પર બેઠો અને પછી થોડી વારે બોલ્યો, "ખરેખર ! આજે મારા હૃદયનું અજબ પરીવર્તન થયું છે. જીંદગીમાં નહિ બનેલો બનાવ આજે સ્વપ્નમાં અનુભવ્યો છે. કુસુમાવતી ! શું તારી સ્થિતિ પણ મારા જેવીજ હશે ? મને તો એમ જ સમજાય છે. પણ પેલી ભયંકર મૂર્તિ કોની ? તે તને પકડવા તારી પાછળ દોડ્યો ? એ શું ?" કુસુમકાન્ત વિચારમાં પડ્યો અને પુનઃ થોડી વારે બોલ્યો;

"હવેજ સમજાયું. સ્વપ્નમાં જોએલી ભયાનક વ્યક્તિથી સાવધ રહેવાની સૂચના મળેલી છે. પણ તેને અને મારે શું વૈર હશે ? ગમે તેમ હો; પણ ભવિષ્યમાં કંઇક નવાજુની થશે. મલ્લરાજ નામ-

ધારી માણસ અન્યની ઉશ્કેરણીથી મારૂં અનિષ્ટ કરવા ઇચ્છે છે. પણ સત્યના સેવકે શા માટે ડરવું ? મલ્લરાજ ગમે એવો ભયંકર હશે; પણ હું તેને આખરે બતાવીશ કે છેવટે સત્યનો જ જય છે. અહા ! સવારથી અત્યાર સુધીમાં કેવા બનાવ બની ગયા છે. તેમાં કુસુમાવતીના વિચારે તો આજે અવધી કરી છે. મારા હૃદયને હચમચાવી મૂકયું છે; અરે જાણે આખું જીવન બદલાઇ ગયું હોય એમ થઇ રહ્યું છે. મારી જીવન દેવી ! આ કુસુમકાન્ત હવે તારો તરતજ સ્વિકાર કરશે. હું પ્રાતઃકાળમાં જ તારી પાસે આવી મારા હૃદયની ઇચ્છા જાહેર કરીશ." કુસુમકાન્તે ઘડીયાળ તરફ જોયું. સાડા ચાર વાગેલા જણાયા. કુસુમકાન્તના મુખ પર કંઇક નિરાશા છવાઇ. તેનું મન બોલ્યું; "હજીતો સાડા ચાર વાગ્યા છે. ક્યારે પ્રાતઃકાળ થશે ? ક્યારે પ્રેમદેવીનાં પવિત્ર મુખનું દર્શન થશે ? અરે રાત્રિ પણ આજે લાંબી થઇ હોય એમ જણાય છે. ખરેખર ! મારા મનની અત્યારે અજબ અવસ્થા થઇ રહી છે." કુસુમકાન્ત ઓરડામાંથી બહાર નીકળી ખુલ્લા ચોગાનમાં આમતેમ આંટા મારવા લાગ્યો. શાન્ત તેજોમય ચંદ્રિકા સૃષ્ટિની સુંદરતામાં વધારો કરી રહી હતી. કુસુમકાન્તે હૃદયમાં થતા વિચારને ભૂલવાને ઘણો પ્રયત્ન કર્યો પણ તેમાં નિષ્ફળ નીવડયો. તે ત્યાંથી બુલબુલખાનના ઓરડા આગળ આવ્યો. બુલબુલખાન શાન્ત નિદ્રામાં પડયો હતો. કુસુમકાન્તે તેની નજીક જઈ ધીમેથી તેના નામનો ઉચ્ચાર કર્યો, તરતજ બુલબુલખાન જાગૃત થયો અને બોલ્યો, "કોણ ?"

"હું કુસુમકાન્ત ?"

"કોણ મોટા ભાઇ ?" બુલબુલખાને સઆશ્ચર્ય વદને પુછ્યું.

"હા, મારી સાથે બહાર આવો"

તરતજ બુલબુલખાન તેની સાથે બહાર નીકળ્યો. બન્ને ચાંદનીમાં બેઠા. કુસુમકાન્તે પોતાને આવેલું સ્વપ્ન ખાનસાહેબને જણાવ્યું. બુલબુલખાન આનંદી હતો. તે કંઇક મોટેથી હસીને બોલ્યો; "માફ કરજો મોટા ભાઇ કે મારે આપને કહેવું પડે છે કે આપ ઘણા નિષ્ઠુર છો, કુસુમાવતીના હૃદયથી આપ પૂર્ણ પરીચિત છો; છતાં શા માટે તેમનો સ્વિકાર નહિ કરતાં તમે દુઃખી થાઓ છો અને તેમને દુઃખી કરો છો? તે સુકોમળ બાળા તેના મનમાં મુંઝાયા કરે છે. તમે આજે કેટલાએ દિવસથી તેને ત્યાં જવાનું છોડી દીધું છે; આથી તેના આંતરીક દુઃખનો પાર રહ્યો નથી. ગઇ કાલે જ મને અન્નપૂર્ણા બ્હેન કહેતી હતી કે, કુસુમાવતી બ્હેન મોટા ભાઇની જપમાળા જપ્યા કરે છે અને મનમાં મુંઝાયા કરે છે, પણ મોટા ભાઇને કંઇ દરકાર નથી. મારા મહેરબાન! આપ સર્વજ્ઞ છો, હું આપને કંઇપણ કહેવાને યોગ્ય નથી; પણ એક નિર્દોષ પ્રેમમયી બાળા કે જે આપને તેનું સર્વસ્વ માની ચૂકેલી છે તેના તરફથી બે શબ્દો કહેવાની જરૂર પડે છે; અને તે એજ કે; જો તમે તેને હવે વધુ દુઃખી કરશો તો જગતના અને ખુદાના અપરાધી ઠરશો. પ્રેમમયી બાળાનાં ઉષ્ણ અશ્રુઓ તમને પણ દુઃખી કરશે. આથી આપને મારી વિનંતિ એજ છે કે આપ તે ગુણીયલ કુમારીકા સાથે લગ્નથી જોડાવ અને સુખી થાવ." આટલું કહી બુલબુલખાન પોતાના કહેવાની શી અસર થાય છે એ જાણવાના ઇરાદે કુસુમકાન્તના મુખ તરફ ધ્યાનથી જોઇ રહ્યો.

સરળ હૃદયના બુલબુલખાનનું બોલવું સાંભળી કુસુમકાન્ત શાન્ત ગંભીર અવાજે બોલ્યો; "ભાઇ! તારૂં કહેવું અક્ષરે અક્ષર સત્ય છે. તે પ્રેમમયી બાળાનું હૃદય જો કે હું સમજી શકયો છું; પણ આજ સૂધી એ તરફ બેદરકારી બતાવી રહ્યો છું. કુસુમાવતી સમાન પવિત્ર પ્રેમદા

જે ઘણો ભાગ્યવાન હોય તેને જ પ્રાપ્ત થઇ શકે તે હું જાણું છું; છતાં તે દયાની દેવીને હજી દૂર રાખી તેને દુઃખી કરી રહ્યો છું અને હું પોતે પણ થઇ રહ્યો છું. પણ આજે તેના પ્રેમના પરીબળે હું હાર્યો છું અને તેને મારી દેવી બનાવવા આતુર થઇ રહ્યો છું. હું આજ સુધી એમ માનતો હતો કે; મનુષ્ય એકલો રહેવાથી જ સારૂં કાર્ય કરી શકે છે, લગ્નની ઉપાધીમાં પડવાથી બંધનમાં બંધાવું પડે છે; પણ મારી એ ભ્રમણા આજે ભાગી છે. જે પતિ–પત્નીના હૃદયની ઐક્યતા થઈ ચૂકી છે; જેનામાં કંઇપણ જાતની ભિન્નતા રહી નથી; અને જે એકજ વિચારથી સાથે મળીને કાર્ય કરે છે; તે દંપતિ એ-કલા મનુષ્ય કરતાં ઉત્તમ કાર્ય કરી શકે છે. આ સૂત્ર હવે મને બરાબર સમજાયું છે. અમે પરસ્પર અમારા વિચાર અને કાર્યથી પૂર્ણ પરિચીત થએલાં છીએ. અમે બન્ને હવે ટુંક સમયમાં જ લ-ગ્નની પવિત્ર ગાંઠથી જોડાઇ અમારી સેવા જગતને સમર્પણ કરીશું."

"બસ હવે જ મને અને આખા જગતને આનંદ થયો" બુલબુલખાને જણાવ્યું.

"ભાઇ! જોતો; ઘડીયાળમાં કેટલા વાગ્યા છે?"

બુલબુલખાને ઓરડામાં જઈ ઘડીઆળ જોઇ આવી કહ્યું; "પાંચ વાગી ગયા છે."

"ત્યારે તો હવે થોડીવારમાં પ્રાતઃકાળ થશે?" કુસુમકાન્તે પૂર્વ દિશા તરફ દ્રષ્ટી કરતાં કહ્યું.

"હા, પ્રભાતનો પ્રારંભ થઇ ચૂક્યો છે. જુઓ; પૂર્વમાં રંગ અને પ્રકાશ જણાય છે. કુંન્જ વનમાં કોકિલા ટહુકાર કરી પ્રભાતનું મંગળ ગાન ગાઈ રહી છે."

"આપણે કુસુમાવતીના મકાન તરફ ચાલશું?"

"અત્યારે? પ્રભાત તો થવા દયો?" બુલબુલખાને કહ્યું.

"આપણે અત્યારે જઈશું તો ઠીક થઈ પડશે. કુસુમાવતી દરરોજ પાંચ વાગે તેના મકાનના બગીચામાં ખુલ્લી હવા લેવા ફરે છે. હું પણ ઘણી વાર તેની સાથે ફર્યો છું. વળી આ વખતે ત્યાં બીજું કોઈ હશે પણ નહિ; એટલે અમને નિરાંતથી વાત કરવાની અનુકુળતા પ્રાપ્ત થશે."

"એ તો જાણે ઠીક; પણ તમે હાલમાં કેટલાક દિવસથી ત્યાં જતા નથી; અને આજે એકાએક આ પરોઢીએ ત્યાં જાઓ અને કોઇ જોઈ જાય તો શું કહે? કેવા વિચાર બાંધે?"

"બુલબુલ! જેના હૃદયમાં અધમને સ્થાન નથી; તેને ભય શું? જ્યાં હૃદયની ઐક્યતા થઇ ચૂકી છે; ત્યાં તેની પાસે જવામાં પરોઢ શું કે સવાર શું? અમે બન્ને થોડા દિવસમાં જગતની નજરે નવાજ રૂપમાં જણાઇશું; પણ તે પહેલાં હૃદયની કેટલીક વાતો એક બીજાને જણાવવી જોઇએ; તેથી હું આ સમયેજ ત્યાં જવાને ચાહું છું."

"આપની ઇચ્છા. આ સેવક સાથે આવવાને તૈયાર છે."

"અન્નપૂર્ણા બ્હેન અત્રે છે કે ત્યાં છે?"

"ત્યાં."

"ઠીક, તે પણ આ વખતે તેની સાથેજ હશે, ચાલો." કુસુમકાન્ત આગળ ચાલ્યો. બુલબુલખાન વિચારવશ વદને તેની પાછળ જવા લાગ્યો. પ્રભાતનો પ્રથમ પ્રહર થયો હતો. સ્વચ્છ–તેજોમય ચંદ્રિકામાં પ્રભાતના પ્રકાશથી ફિકાશ આવી હતી. તારાઓ એક પછી એક નભ મંડળમાં વિલુપ્ત થઇ રહ્યા હતા. વનપ્રિયા મધુરા ટહુકારથી આનંદ ઉપજાવી રહી હતી. કોઇ કોઇ સ્થળે ઘંટીના ઘોર તો કોઇક સ્થળે પ્રભાતીયાં ગાવાના સૂર સંભળાતા હતા. તારા સ્નાનની ઇચ્છાથી સ્નાનાર્થે નીકળેલા કોઇ કોઇ ભાવીક ભક્તો ગંગા તરફ પ્રયાણ કરી રહ્યા હતા. આવા સુરમ્ય સમયેજ કુસુમકાન્ત અને

બુલબુલખાન કુસુમાવતીના મકાન આગળ આવી પહોંચ્યા. મકાન સમિપ એક વૃદ્ધ સેવક જાગતો બેસી રહ્યો હતો. કુસુમકાન્તને પ્રભાતના પહોરમાં આવેલો જોતાંજ તે આશ્ચર્ય પામી ઉભો થયો અને બોલ્યો; "ભાઇ સાહેબ ! આપ અત્યારમાં ક્યાંથી ?"

"કુસુમકાન્ત હસ્તા વદને બોલ્યો;" કોઇ કામ વિના અત્યારમાં આવે નહિ, શેઠ જાગ્યા છે કે?"

"શેઠ તો ગઇ કાલના બહાર ગામ ગયા છે."

"પાછા ક્યારે આવનાર છે ?"

"આજે સવારમાં આવવાનું કહી ગયા છે."

"કુસુમાવતી ક્યાં છે ?"

"રોજના નિયમાનુસાર બગીચામાં ફરે છે."

"ઠીક ત્યારે; હું તેમની પાસે જઇ આવું" કુસુમકાન્ત અંદર ચાલ્યો. બુલબુલખાન ત્યાં બેઠો અને વૃદ્ધ નોકરની સાથે વાતો કરવા લાગ્યો. બગીચો મકાનના પાછળના ભાગમાં આવેલો હતો. કુસુમકાન્ત થોડી વારમાં જ ત્યાં પહોંચ્યો. બગીચો નાનો હતો; પણ દેખાવ રમ્ય અને આનંદ જનક હતો. પ્રભાતનો પૂર્ણ પ્રકાશ પથરાઈ ચૂક્યો હતો. બગીચામાં ખીલેલાં રંગબેરંગી પુષ્પો આંખ્યોને આનંદ આપતાં હતાં. આ વખતે કુસુમાવતી એક પુષ્પ વૃક્ષ આગળ ઉભી રહી પુષ્પો વિણુતી હતી અને નજીકમાં રૂમાલ પકડી ઉભેલી અન્નપૂર્ણાના રૂમાલમાં પુષ્પો નાખતી હતી. દેવકન્યાઓ પુષ્પ વિણુવા બગીચામાં ઉતરી આવી હોય એવો અલૌકિક દેખાવ બની રહ્યો હતો, કુસુમકાન્ત ક્ષણુ ભર આનંદના સાગરમાં ડૂબ્યો અને એક સ્થળે ઉભો રહી આત્મગત્ બોલ્યો; "અહા ! કેવો આનંદ જનક અનુપમ દેખાવ ? કુસુમાવતીને હું અત્યારે કંઇક જુદાજ રૂપમાં જોઉં છું. પ્રિય કુસુમના સંબંધમાં મને એક કવીનું કથન યાદ આવે છે કે,

સૌન્દર્ય સ્થાપક દેવને પણ રૂપ આ દુર્લભ અતી,
ચંદ્રાનના કહું તોય તેની છે નહિ આવી ગતી;
શર્માવતી ઇંદુ અને ભાનુ તણા રૂપની રતી,
અનુપમ અતી આ અંગના, ઉપમા કશી તેની નથી.

આ સ્વર્ગની સુંદરીનાં દર્શનથી હૃદયમાં પ્રેમના તરંગો જોરથી ઉછળી રહ્યા છે. શરીરમાં વિજળીની માફક ચમકારા થઇ રહ્યા છે. મન ચંચળ બની ગયું છે, તે મને અત્યારના પહોરમાં અહિં આવેલો જોઇ શું કહેશે ? ગમે તે કહે; પણ તેનાથી હવે કંઇ છૂપું રાખી શકાશે નહિ. મારે મારી દુર્બળતા તેને જણાવવી જ પડશે ચાલ, આતુર મન ! ચાલ." આમ બોલતો કુસુમકાન્ત ધીમે પગલે એ તરફ ચાલ્યો. બન્ને બાળાઓ પુષ્પ એકત્ર કરવામાં ધ્યાન આપી રહી હતી. કુસુમકાન્ત તેમની પાછળ આવી ધીમેથી બોલ્યો; " અન્નપૂર્ણા ? "

બન્નેએ ચમકીને પાછળ જોયું. કુસુમાવતી સાનંદાશ્ચર્યથી કંઇક શરમભર્યા વદને જોઇ રહી. અન્નપુર્ણા બોલી; "કાં મોટા ભાઇ ! અત્યારમાં અહિં ક્યાંથી ? "

" આ તારાં કુસુમાવતી બ્હેને મને અત્યારના પહોરમાં જ અહિં બોલાવ્યો. "

" શું કહો છો ? અરે વાહરે કુસુમાવતી બ્હેન ! તમે તો મને કંઇએ જણાવ્યું નથી. " અન્નપૂર્ણાએ કુસુમાવતી તરફ જોઇ કહ્યું. કુસુમાવતીની સ્થિતિ અત્યારે વિચિત્ર બની રહી હતી. શરમાળ અને ગંભીર દેશભક્તને આવી રીતે બોલતો સાંભળી તે અજબ થઇ. પુનઃ અન્નપૂર્ણાએ તેનો હાથ પકડી પૂછ્યું; " કહોને બ્હેન ! શું કરવા આમને અત્યારમાં બોલાવ્યા છે ?

" મેં ક્યાં બોલાવ્યા છે ? " કુસુમાવતીએ કહી દીધું.

" મારા મોટા ભાઇ કદી જુઠ્ઠું બોલેજ નહિ."

"બરાબર છે. કુસુમાવતી પોતેજ જુઠ્ઠાં છે." કુસુમકાન્તે હશીને કહ્યું.

" બરાબર, હવેજ મારી ખાત્રી થઇ. ચાલો ઠીક થયું કે તમે આવ્યા. આ બાંકડા પર તમે બન્ને બેસી વાતો કરવી હોય તો કરો. તેટલામાં હું ફુલ વિણી આવું." અન્નપૂર્ણા જવાબની રાહ જોયા વિના ચાલતી થઇ. કુસુમાવતી તેની પાછળ જોઈ રહી અને બોલી; " ઠીક થયું કે એ ચાલી ગઈ." આ તરફ કુસુમકાન્ત પણ આત્મગત્ સમજ્યો કે, " બાલીકા અમારા મનનો ભાવાર્થ સમજીને જચાલી ગઇ છે. "

બન્ને એકલાં પડયાં. મૌન ઉભાં. કોઇ બોલી શકતું નથી. ઉભયના હૃદયમાં ધબકારા થઇ રહ્યા. કુસુમાવતી કેળવાએલી અને કુસુમકાન્તના સમાગમમાં આવેલી છતાં આ વખતે અબળાના સ્વભાવને તાબે થઇ શરમ–લજ્જાથી નીચું નિહાળી રહી. પ્રેમનો પ્રથમ અનુભવી પણ શરમની જાળમાં સપડાયો. પણ ઘણી વાર સૂધી આ મૌન નાટક રહ્યું નહિ. અંતે કુસુમકાન્તે સાહસ કરી કહ્યું. "બાળા! પ્રભાતના પ્રહરમાં વગર આમંત્રણે આવેલા અતિથિનો સત્કાર તો કરો? શા માટે શરમાઇને જમીન તરફ જોઇ રહ્યાં છો?"

કુસુમકાન્ત તેની છેક નજીક જઇ ઉભો. કુસુમાવતી દૂર ખશી અને મુખ બીજી બાજુએ ફેરવ્યું. કુસુમકાન્તે વધુ સાહસ કરી તેનો કોમળ કર પકડી કહ્યું; " કુમારિકા! અતિથીનું અપમાન કરવું તે શું રમણી રત્નનો ધર્મ છે? દેવકન્યા! શામાટે આ દર્શનાભિલાષીને તમારા મુખ દર્શનથી વિમુખ રાખો છો?"

કોઇ દિવસ આવું નહિ બોલેલાને આમ બોલતો સાંભળી કુસુમાવતી મનમાં સમજી ગઇ અને મૃદુ અવાજે બોલી; " દેશસેવાની પ્રબળ ઇચ્છા ધરાવનારને શા માટે રંક બાળાઓના મુખ સામે જોવું પડે? જાવ; જનસેવા કર્યા કરો. વગર આજ્ઞાએ અહિં શામાટે આવ્યા છો? હું તમારી સાથે હવે વાત કરવાને પણ ખુશી નથી."

કુસુમકાન્તે પુનઃ તેનો હાથ પકડી કહ્યું; " બાળા ! તારા પ્રેમના પરીબળે મારા વિચારનું પરીવર્તન થયું છે. તારા આકર્ષણે હું વગર બોલાવે અહિં ખેંચાઈ આવ્યો છું. દેવી ! મારી તરફ આનંદથી જો અને મારા અપરાધની ક્ષમા આપ. તું આમ રીસાય તે મને ઠીક લાગતું નથી."

"ત્યારે શું કરૂં ? મને તો એવો ગુસ્સો ચઢયો છે કે કોઇ દિવસ તમારી સાથે બોલુંજ નહિ. પણ કોણ જાણે કે શાથી અત્યારે મારો ગુસ્સો જતો રહ્યો છે. તમે આજ સુધી મને ઘણી સતાવીછે."

"ચાલો, હવે થવાનું હતું તે થઇ ગયું. આવો; આ બાંકડા પર બેસી આપણે વાતો કરીએ."

બન્ને ત્યાં પડેલા બાંકડા પર બેઠાં. કુસુમાવતીએ કોમળ સ્વરે પૂછ્યું; " કહો આજે અનાયાશે પ્રભાતના પ્રથમ પ્રહરમાં શાથી આગમન થયું ?"

"દેવી ! શું કહું ? હું કહેતાં પણ શરમાઉં છું. સુંદરી ! જેમ લોહચુંબક લોહને, કમળની સુવાસ ભ્રમરને અને પવનદેવતા વ્હાણને પોતાની તરફ ખેંચી જાય છે; તેમ તમારા હૃદયના નિર્મળ પ્રેમે મને અહિં ખેંચી આણ્યો છે. પ્રેમની સીમા હવે અત્રેજ પૂરી થાય છે." કુસુમકાન્તે પોતાના હૃદયની તમામ વાત તેને વિદિત કરી.

કુસુમાવતી હસ્તાવદને કંઇક ઠપકાના રૂપે બોલી; " ત્યારે આજ દિન સુધી મારી કેવી દશા થઇ હશે ? તમે મારી વિનંતિઓ અને પ્રાર્થનાઓ તરફ કેટલી બેદરકારી બતાવી છે તે હું પોતેજ સમજું છું."

"સુંદરી ! પ્રેમનો પ્રભાવ હવે હું બરાબર સમજ્યો છું. પ્રેમ વિનાનું જીવન વૃથા છે. પ્રેમ એજ પ્રગટ આત્મા છે–શક્તિ છે–ભક્તિ છે અને મૂક્તિ છે.

"એમ કે? ત્યારે તો તમે કોઇ પ્રેમ પ્રતિમાની ઉપાસના શરૂ કરો કે જેથી તે પ્રસન્ન થાય"

"મારી પ્રેમ પ્રતિમા મારી પાસે જ છે."

"શું કહો છો? શું હુંજ તમારી પ્રેમ પ્રતિમા? અરે જાવરે મારા મહેરબાન? આ શું? પાસે બેસાડયા એટલે વળગી પડવું?" કુસુમાવતીએ કૃત્રિમ રોશદર્શક ભાવે કહ્યું.

"મેં ખૂબ વિચાર કરીને જ પ્રેમ પ્રતિમા શોધી કાઢી છે: એટલે હવે તેને વળગ્યા વિના છૂટકો નથી. મારી પાસે બેઠેલી કુસુમજ હવે મારૂં સર્વસ્વ છે. આપણે જીવન પર્યંત સાથે રહી દેશની સેવા કરીશું, સંસારને ઉજ્વળ કરશું અને અંતમાં પ્રભુના ચરણમાં વિરમશું."

"મારા પ્રભુ! આજે આપે મારી ઇચ્છા પૂર્ણ કરી છે. દેવ! હું મન વચન અને કર્મથી આપની સેવા કરીશ અને સુખ દુઃખમાં ભાગીની થઇ રહીશ"

"કુસુમ! આપણાં મન મળી ચૂક્યાં છે; હવે તમારા પિતાની આજ્ઞાની જરૂર છે."

"મારા પિતાની પૂર્ણ ઇચ્છા છે. પરમ દિવસેજ જોનસન સાહેબ આવ્યા હતા અને એ વિશે વાત કરી ગયા છે. બન્નેએ વિચાર કરી આવતા પખવાડીયામાં લગ્નનું નક્કિ કર્યું છે."

"શું આ સત્ય છે?" કુસુમકાન્તે આનંદથી વિકસીત થતાં નેત્રો વડે કુસુમાવતી તરફ જોઇ પૂછ્યું.

"હા, મેં ત્યાં નજીકમાં છૂપાઇને તે બન્નેની વાત બરાબર સાંભળી છે."

"જોનસને પણ ભારે કરી. તેણે આમાનું મને કંઇપણ જ-

ણાવ્યું જ નથી. ફક્ત ગઇ કાલે તેણે એટલું જ કહ્યું કે તમે કુસુમાવતી સાથે લગ્નથી જોડાવ."

"ત્યારે બીજું શું કહે? તેમણે તેમની મિત્ર ફરજ બજાવી." કુસુમાવતીએ કહ્યું.

"કહો દેવી હવે આ સેવકને શું આજ્ઞા છે?"

"સેવક અને સેવીકા એક બીજાની પાસે બેઠાં છે; એટલે કંઇ કોઇને કહેવાનું રહેતું નથી. મારા આનંદના દેવ! આપણે દંપતિ થઇ ચૂકયાં છીએ. પ્રભુનો આર્શિવાદ ઉતરી ચૂક્યો છે મારા પ્રિયતમ!

પધાર્યા પ્રેમથી પ્યારા, હૃદય ભંડાર ખુલ્યો છે,
ખીલ્યાં છે પુષ્પ પ્રીતિનાં, અહિં ઉદ્યાન ખુલ્લો છે.
ઝરે છે શાન્તિના ઝરણાં, પ્રણયનો વાયુ પ્યારો છે;
ભલેને હોંશથી મહાલો; હવે આનંદ વ્યાપ્યો છે."

આમ બોલતી કુસુમાવતીએ કુસુમકાન્તના ખભા પર કર મૂક્યો. કુસુમકાન્તે તેનો હાથ ધીમેથી નીચે મૂકતાં કહ્યું; "કુસુમ! પ્રભાત થઇ ચૂક્યું છે. મારે હવે જવું જોઇએ."

"મને એકલી ક્યાં સૂધી રાખશો?" કુસુમાવતીએ તેના સ્કંધ પર માથું મૂકતાં કહ્યું.

તેના શિર પર હાથ ફેરવતાં કુસુમકાન્તે કહ્યું; "પ્રિયે! લગ્ન ક્રિયા થતાં સૂધીજ આપણે જુદાં રહેવાનું છે. આટલા દિવસ ગયા; તો તે પણ જશે. બની શકે તો સાંજનાં એ તરફ ફરવા આવજો."

કુસુમકાન્ત જવાને ઉભો થયો. કુસુમાવતી દીનવદને તેની તરફ જોઇ રહી. સ્વપ્નનો દેખાવ પ્રત્યક્ષ થયો. કુસુમકાન્ત હૃદય દ્રઢ કરી ચાલવા માંડયું. તે બે-ત્રણ કદમ આગળ વધ્યો હશે એટલામાંજ અન્નપૂર્ણા બગીચામાંથી દોડી આવી અને મોટા અવાજે બોલી, "મોટા ભાઇ! ઉભા રહો; મારે તમારૂં કામ છે?"

કુસુમકાન્ત પાછો ફરી તેની પાસે આવી બોલ્યો; "બ્હેન! શું કામ છે? મારે હવે જવું જોઇએ."

"આટલી વાર બેઠા; તો હવે થોડીકવાર રોકાવ." બાલીકા તેને બાંકડા નજીક ખેંચી ગઈ. કુસુમકાન્ત વિસ્મય થતો બાંકડાપર આ પછી અન્નપૂર્ણાએ કુસુમાવતીને ઉદ્દેશી કહ્યું; "મોટી બ્હેન! તમે પણ બેસો?"

"ક્યાં?" કુસુમાવતીએ કૃત્રિમ રોશથી પૂછ્યું.

"મારા મોટાભાઈ સાથે." બાલીકાએ સ્પષ્ટ જણાવી દીધું.

"ઘેલી છે કે શું?"

"હું ઘેલી નથી પણ તમે ઘેલાં થયાં છો. મારૂં માની બેસી જાય તો સારૂં." અન્નપૂર્ણાએ કહ્યું.

"પણ તારે કામ શું છે?"

"મારે તમને બન્નેને સાથે બેસારી હાર પહેરાવવા છે." બાળાએ જણાવી દીધું.

"શું કરવા?"

"તમે બન્ને પરણ્યાં તેથી હું હાર પહેરાવું અને તમને આશિષ આપું."

કુસુમકાન્ત સ્તબ્ધ બન્યો અને બાળા સઘળું સમજી ગઇ એમ મનમાં સમજ્યો અને બોલ્યો;

"બ્હેન! પરણવાની વાર છે. તે વખતે તું ખુશીથી હાર પહેરાવજે."

"પણ હું આ બે હાર બનાવી લાવી છું તે?"

"શું તેં હાર ગુંથી નાખ્યા?"

"હા, તમારી પાસેથી ગયા પછી મેં એજ કાર્ય કર્યું છે. ચાલો હવે તેમ બન્ને જોડાજોડ બેસી જાવ."

અન્નપૂર્ણાએ કુસુમાવતીને ખેંચીને બાંકડા પર બેસાડી અને

પછી રૂમાલમાંથી હાર કાઢી વારા ફરતી બન્નેના કંઠમાં પહેરાવ્યા. કુસુમાવતીએ અન્નપૂર્ણાની આંગળીએ સુવર્ણ મુદ્રા પહેરાવી. કુસુમકાન્ત એક સુવર્ણ માળા તેના કંઠમાં નાખી ત્યાંથી ચાલતો થયો અને બહાર આવી ગુલમુલખાન સાથે શાન્તિ સ્થળ તરફ વિદાય થયો. અન્નપૂર્ણા અને કુસુમાવતી પણ બગીચામાંથી મકાનમાં ગયાં. આ સાથેજ પ્રભાકર પ્રભુએ જગતને દર્શન દિધાં. જગત પ્રવૃતિમય બની રહ્યું.

કુસુમકાન્ત શાન્તિ સ્થળમાં આવી પ્રાતઃકાર્યમાં પ્રવૃત્ત થયો. નવ વાગ્યાના સૂમારે ઇંદીરા આવી. ઈંદીરાનું મુખ આ વખતે ઉદાશ હતું. તેના મુખપર નિરાશાની છાયા જણાતી હતી. કુસુમકાન્તે તેને સ્નેહથી બોલાવી પૂછ્યું. "બ્હેન આજે ઉદાશ કેમ જણાય છે?"

"ભાઇ! મારા કષ્ટની સીમા નથી. પ્રભુ મને મ્હોત આપે તો ઘણું સારૂં." આટલું બોલતાં ઈંદીરાની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં.

"બ્હેન! આ દુનિયાં દુઃખનો દરીયો છે. તું શાન્ત થા અને કહે કે શું બીના બની છે?" કુસુમકાન્તે દિલાસો દઇ પૂછ્યું.

"મોટાભાઇ! શું કહું? માતા પીતા મારાં શત્રુ થઈ પડયાં છે. ગઈ કાલે તેમણે મારાં તમામ દેશી કપડાં સળગાવી મૂક્યાં છે અને ન સંભળાવાય એવાં વચનો મને સંભળાવ્યાં છે. મારી ઉપર આવેલા શશીકાન્તના પત્રો કે જે મેં એક પેટીમાં રાખી મૂક્યા હતા, તે સઘળા પત્રો તેમણે લઇ લીધા છે અને શશીકાન્ત સાથે મને નહિ પરણાવવાના સોગન ખાધા છે. આ ઉપરાંત તેમણે શશીકાન્તને એક પત્ર લખી જણાવી દીધું છે કે તમારે હવે પછી અહિં આવવું નહિ અને ઈંદિરાને કાગળ લખવો નહિ. ચાર દિવસથી મારી પર અસીમ જુલ્મ ગુજરે છે. ગાળોના વર્ષાદની તો સીમાજ નથી. જો હું આ દેશી કપડાં પહેરી રાખીશ અને તેમના વિચારને અનુકુળ નહિ થાઉં તો તેમણે મને ઓરડામાં પૂરી રાખ-

વાની ધમકી આપી છે. વળી આ સાથે તેમણે મારાં લગ્ન કરી નાખવાની પણ છાની તૈયારી કરવાં માંડી છે. મારા સાંભળવા પ્રમાણે એક વયોવૃદ્ધ સાથે મારા લગ્નનું નક્કી કરવામાં આવ્યું છે. " આટલું કહી ઇંદીરા અશ્રુ વિસર્જન કરવા લાગી.

કુસુમકાન્તનું હૃદય દુખાયું, તે બોલ્યો, " બ્હેન ! ધિરજ અને શાન્તિથી સઘળું સહન કર અને જોયા કર કે શું થાય છે. હું આજે જ શશીકાન્તને પત્ર લખી આ સંબંધમાં શું કરવું તેની સલાહ પૂછીશ. ઇંદીરા ! આ જગતમાં સત્યના પંથે વીચરનારને પળે પળે સહન કરવું પડે છે. તું હિંમત હારીશ નહિ. પ્રભુ સૌ સારૂંજ કરશે."

" પણ મને ઓરડામાં પૂરી દેશે અને વૃદ્ધની સાથે બળાત્કારે પરણાવશે તો ? "

" એવા પ્રસંગની તને જ્યારે ખરેખરી ખાત્રી થાય ત્યારે તું તરતજ અહિં ચાલી આવજે; અને પછી અહિંજ રહેજે. તારા કલ્યાણને અર્થે જો મારા પ્રાણનું બળીદાન આપનું પડશે તો હું ખુશીથી આપીશ. મારી બ્હેન ! ગભરાઇશ નહિ. તારા માટે હું સૌ કાંઇ સહન કરીશ. હું......" કુસુમકાન્ત વધુ બોલતાં અટકયો. ટપાલવાળાએ ત્યાં આવીને કાગળો આપ્યા. કુસુમકાન્તે પત્રો વાંચવા માંડયા. આ બે પત્રમાં એક પત્ર શશીકાન્તનો હતો. તેમાં આ પ્રમાણે લખેલું હતું. " ભાઇશ્રી ! આપનો પત્ર નથી. લખશો. વામનરાયનો પત્ર મળ્યો છે. મારૂં સખ્ત અપમાન કરેલું છે. અમારી પ્રત્યેના અન્યાયનો બદલો જરૂર તેમને મળશે. ઇંદીરાને ધીરજ ધરવાનું સૂચવજો. તેના સુખને માટે હું મારા સર્વસ્વનો ભોગ આપીશ. વામનરાયના પત્રથી મારૂં દિલ વ્યાકુળ બન્યું છે. હું રવીવારે અહિંથી નીકળી તમારી તરફ આવીશ. ઇંગ્લેંડ જવાની તૈયારી થઈ ચૂકી છે. તેમાં આ વિઘ્ન આવ્યું. પહેલી તારીખે ઉપડી જવાનો નિશ્ચય છે.

વધુ વાત રૂબરૂમાં. ઇંદીરાને આ સમાચાર જણાવજો અને તેને આ-શ્વાસન આપજો. એજ. લી. તમારો શશીકાન્ત.

શશીકાન્તના આગમન સમાચાર જાણી ઇંદિરા કંઇક ખુશી થઇ. કુસુમકાન્તે બીજો પત્ર હાથમાં લીધો અને કવર ખોલતાં તેમાંથી એક નાનો કાગળ બહાર કાઢી વાંચવા માંડયો. તેમાં આ પ્રમાણે ટુંકું લખેલું હતું. "આ પત્રથી તમને ગંભીર ચેતવણી આપવામાં આવે છે કે તમારે કુસુમાવતી સાથે પરણવું નહિ. જો આ ચેતવણીની દરકાર નહિ કરો તો તમારે ઘણું દુઃખી થવું પડશે. તમારા જીવ જોખમમાં આવી પડશે, અરે કદાચ તમારાં ખૂન પણ થશે."

કુસુમકાન્તે કવર પર પડેલી પોષ્ટની છાપ જોઇઃ પણ છાપ બરાબર નહિ હોવાથી પોષ્ટ કઇ તે જાણી શકાયું નહિ. આ પત્રની વાત ઇંદિરાને જણાવી નહિ. કુસુમકાન્તના મુખપર ગંભીરતા પથરાઇ રહી. આ પછી ઇંદિરા ભાઇની રજા લઇ તેના બંગલે ગઇ. કુસુમકા-ન્તે બુલબુલખાનને બોલાવી જોનસન સાહેબની તપાસ કરાવી તો માલમ પડયું કે; જોનસન સાહેબ રાતના પાછા આવ્યા જ નથી. તે કયાં ગયા છે તેની પણ કોઇને ખબર નથી.

કુસુમકાન્ત થોડીક ક્ષણ વિચારમાં રહ્યો અને પછી બુલબુલ-ખાનને સાથે લઇ અન્ય કાર્યને અર્થે બહાર નીકળી નગર તરફ ચાલ્યો.

---

## ૨૫

## નિશાચરનું આગમન.

દ્વેશ સદા દિલમાં ધરે, સત્ય ધર્મ ત્યજાય,
રહે સદા નીચ સંગમાં, તેનું બુરૂં થાય.

રાત્રિના દ્વિતીય પ્રહરનો આરંભ થઇ ચુકયો છે. નીલાકાશમાં નિશાનાથ મંદમંદ હસે છે. રજની રમ્ય જણાય છે. નિદ્રાદેવીની

મોહની શક્તિ સર્વત્ર વ્યાપેલી છે. નિદ્રાની શક્તિ અજબ છે. આંખ્યો હોવા છતાં સર્વે જોવાની શક્તિથી વંચિત છે. કાન હોવા છતાં સર્વની શ્રવણ શક્તિ વગર કામની છે. સઘળું નિસ્તબ્ધ-ગડબડ વિનાનું છે. સાબરમતીનો તૃટ પ્રદેશ ઉજ્વળ ચંદ્રિકા અને સામી બાજુએ આવેલી ઉંચી ભેખડોનો દેખાવ આ વખતે અવનવો ભાસે છે. પવનના ચલનથી વૃક્ષોનાં પાંદડાં ખડખડી ઉઠી શાન્તિમાં વિક્ષેપ પાડે છે. જળચર જાનવરોના અવાજ પણ સંભળાય છે. ગંગાનું નિર્મળ નીર શાન્ત ગંભીર અવાજે વહન કરી રહ્યું છે. જનસમાજ નિદ્રાને સ્વાધિન હોવાથી ચંદ્રદેવ આ સઘળી લીલા નીરખી રહ્યા છે. આ સમયે આ જનશૂન્ય સ્થાનમાં એક માણસ નદી કિનારે આવી ઉભો. અલ્પ સમયમાં જ એક હોડીયું દૂરથી ચાલી આવતું જણાયું, પવન અનુકુળ હોવાથી હોડીયું તીરવેગે કિનારા નજીક આવી અટક્યું. તેમાં બે માણસો બેઠેલાં હતાં. તેમાં એક હોડીયું ચલાવનાર હતો અને બીજો કોઈ પરદેશી જેવો જણાતો હતો. કિનારે ઉભેલા માણસે પેલા પરદેશી જેવા જણાતા માણસને સલામ કરી. દાઢી મૂછથી કદાવર લાગતો તે માણસ હોડીયામાંથી નીચે ઉતર્યો. અને હોડીવાળાને જવાની સૂચના કરી. હોડીયું ચાલતું થયું અને જળ સપાટીપર નાચતું-કુદતું થોડીજ વારમાં ઘણે દૂર નીકળી ગયું. પેલા બન્ને જણા ત્યાંથી ચાલ્યા અને નદીની રેતમાં આવી બેઠા. એકાદ મિનીટ મૌન રહી હોડીમાંથી ઉતરનારે પૂછ્યું,

"તને અહિં આવે કેટલી વાર થઈ ?"

"લગભગ એક કલાકથી હું અહિં આવ્યો છું."

"મારી સૂચના મૂજબ સઘળું કામ થયું છે ને ?"

"હાજી, પણ આપને અહિં આવતાં કેમ વિલંબ થયો ?"

"આજે અહિં આવતાં મને ઘણી મૂશ્કેલી નડી છે. પેલો

આપણો દુશ્મન કે જે હાલ સુરેશના નામથી ઓળખાય છે; તેનો અને મારો મેળાપ એકાએક થઇ ગયો. હું જે ટ્રેઇનના ડબ્બામાં બેઠો હતો, તેજ ડબ્બામાં એક સ્ટેશનેથી તે ચઢ્યો. મેં તરતજ તેને ઓળખ્યો. જેને હું મૂએલો માનતો હતો તેને ઘણાં વરશે જીવતો જાણી હું ગભરાયો. તેની અને મારી નજર એક થઈ. તે મને ઓળખી હસ્યો, તેના એ હસવામાં રહેલી ભયંકરતા હું જાણી શકયો અને એ બલાથી હરકોઈ ઉપાયે છૂટવાનો મનમાં નિશ્ચય કર્યો. સ્ટેશન આવ્યું. સુરેશ સિપાહીઓની મદદ મેળવવા ઝડપથી નીચે ઉતર્યો. હું પણ તરત ઉઠયો અને બીજી બાજુના બારણેથી નીચે ઉતરી વીજળી વેગે દોડયો. મારા નાસવાની જાણ થઇ. મારી પાછળ પોલીસો દોડયા. હું દૂર નીકળી ગયો મને એક પોલું ઝાડ મળી આવ્યું. હું પોલાણમાં પેઠો અને સિપાહીઓના ગયા બાદ ત્યાંથી નીકળી પગે ચાલતો અહિં આવ્યો ? વારૂ, કહે હવે તું પેલાને મળ્યો ?"

"હા, તમારી સૂચના મૂજબ પ્રથમ પેલી ચિઠ્ઠીયો પહોંચાડી, બાદ હું પેલાને મળ્યો અને તેની તમામ વાત જાણી–સાંભળી."

"તેનો શું ઇરાદો છે ?"

"તેની બૈરીનું ખૂન કરવાનો ?"

"બદલામાં શું મળશે ?"

"દસહજાર."

"તેની પાસે રોકડ મિલ્કત હવે કેટલી છે ?"

"રોકડમાં તીજોરીનું તળીયું સાફ છે. શેરો પણ વેચી ખાધા છે. સટ્ટા જુગારમાં કેટલાક દાગીના પણ ગુમાવ્યા છે. મૂલ્યવાન દાગીના તેની સ્ત્રીએ કબજે કર્યા છે. કેટલીક રોકડ રકમ પણ બાઇએ છૂપાવી છે. બન્નેને બિલકુલ બનતું નથી. દાગીના અને રોકડ મેળવ-

વાની ઇચ્છાથી જ તેનું ખુન કરવા તે આતુર બન્યો છે, અને આપની રાહ જોઇ રહ્યો છે."

" હું આજે આવવાનો છું એવું તેં તેને જણાવ્યું છે ?"

" હા, મધ્યરાતનો ટાઇમ આપ્યો છે."

" આપણાં માણસો ત્યાં કેટલા છે ?"

" ત્રણ બહાર અને બે અંદર. હું સઘળી ગોઠવણ કરીને જ આવ્યો છું."

" પેલો જોનસન કયાં છે ?"

" હજી શાન્તિ સ્થળમાં જ છે."

" ઠીક, તું હવે જા અને પેલા...ની દેખરેખ રાખ. હું તને આજથી આઠમા દિવસે તને ત્યાંજ મળીશ. ખૂબ સંભાળ રાખજે, છોકરો ચાલાક અને કારસ્થાની છે."

" મને કંઈ કહેવું પડે એમ નથી."

" લે આ વાટ ખર્ચી અને પહેલી જે ગાડી મળે તેમાં જ વિદાય થઇ જજે." પરદેશીએ થોડાક રૂપિઆ આપ્યા. રૂપિઆને ખીસ્સામાં મૂકી તે માણસ ચાલતો થયો. તેના ગયા બાદ પરદેશી જેવો જણાતો માણસ પણ ત્યાંથી ઉઠયો અને નગર તરફ જવા લાગ્યો.

આ માણસ અન્ય કોઇ નહિ પણ મલ્લરાજ હતો. તે આજે આ વખતે એકાએક પાછો આવ્યો. તે જો કે શહેર છોડીને ગયો હતો; પણ તેનાં અનેક માણસો શહેરમાં મૂકતો ગયો હતો. તેના તમામ માણસો જુદાજુદા વેશથી શહેરમાં રહેતા. રાત્રિએ સઘળા ચુનીલાલની હોટેલે મળતા અને મલ્લરાજને સમાચાર મોકલતા. મલ્લરાજ જ્યાં જ્યાં જતો; તે ઠેકાણું ચુનીલાલને જણાવતો; અને ચુનીલાલ મારફતે જ સઘળા સમાચાર જાણતો અને મેળવતો. આજે તેનું આગમન ભયસૂચક હતું. વાસુદેવના બોલાવ્યાથી તે આવ્યો હતો. આજે

વાસુદેવનું એક મોટું કામ તે કરી આપવાનો હતો. તે કામ નિર્દોષ ઇન્દુમુખીના ખૂનનું હતું. ઇન્દુએ તેના સ્વામીને સુધારવા ઘણી મહેનત કરી, તેણે ત્રાસ-માર વગેરે ઘણું સહન કર્યું; પણ વાસુદેવના વર્તનમાં લગીર પણ ફેરફાર થયો નહિ. નિરંતર મદ્યપાન-જુગાર-સટ્ટો-ગણીકાનાં નાચ ગાન, વેષ્યાથી વિલાસ વગેરે દુરાચરણથી તેણે પિતાની સંપત્તિનો પાણીના પૂરની માફક વ્યય કરી નાખ્યો. આવું જોઇ-જાણી ઇન્દુએ ભવિષ્યનો વિચાર કરી કંઇક ઉગ્રતા ધારણ કરી. તેણે પ્રથમ તો સખ્ત શબ્દોમાં વાસુદેવને સુધરવાની સૂચના આપી. આથી વાસુદેવ કંઇક દબાયો અને આ પછી તેણે ઇન્દુ સાથે બોલવાનું બંધ કર્યું. વિચારશિલ ઇન્દુએ પણ સમયનો વિચાર કરી કેટલાક દાગીના અને રોકડ મિલ્કત પોતાને સ્વાધિન લઇ જમીનમાં છૂપાવી. તેના આ કામમાં પ્રાણશંકરે સારી મદદ કરી. વાસુદેવના જાણવામાં આ વાત આવી. પતી-પત્નીમાં ખૂબ બોલાચાલી થઇ, બસ આ પછી તેણે ઇન્દુનું ખૂન કરાવી રસ્તો સાફ કરવાનો નિશ્ચય કર્યો; અને ચુનીલાલને મળી મલ્લરાજને બોલાવરાવ્યો. મલ્લરાજના માણસે વાસુદેવને મળી રાત્રિએ તૈયાર થઇ રહેવાનું જણાવ્યું હતું, તેણે વાસુદેવના મકાનની બહાર પોતાના ત્રણ માણસો નોકરના વેશથી રાખ્યા હતા અને બીજા બે માણસોને ઇન્દુના શયન ભૂવનની નજીકના એક ઓરડામાં છૂપાવી રહેવાનું સૂચવ્યું હતું. આ પ્રમાણે ગોઠવણ કરી તે માણસ નદી કિનારે આવ્યો; કે જ્યાં તેને મળવાની મલ્લરાજ તરફથી સૂચના મળેલી હતી; તે મુજબ મલ્લરાજને તે મળ્યો.

મલ્લરાજ સીધે રસ્તે નહિ જતાં ગલી કુંચીયોમાં થઇ વાસુદેવના મકાન તરફ જવા લાગ્યો. મધ્યરાત્રિનો સમય થવા આવ્યો હતો. આ પિશાચને જોઇ કુતરાં જોરથી ભસતાં. શ્વાનના અવાજથી શોર-બકોર મચી રહેતો અને કોઇ જાગી ઉઠવાના ભયથી નિશાચર મનમાં

ગભરાતો. આવી રીતે અનેક ગલીકુંચીયો વટાવતો મલ્લરાજ છેવટે વાસુદેવના મકાન આગળ આવ્યો. મકાનની આગળ લોખંડના જાળીદાર ઝાંપા આગળ તેના ત્રણ માણસોમાંનો એક બેઠો હતો. મલ્લરાજે ઝાંપા નજીક જઇ હાથમાંની લાકડી જમીનપર પછાડી. માણસ સમજી ગયો કે સરદાર પોતેજ છે. આથી તેણે ઉભા થઈ ઝાંપો ઉઘાડયો. મલ્લરાજે પૂછ્યું; " તારો નંબર ? "

" બાર. "

" તેર ચૌદ નંબર કયાં છે ? "

" તેર નંબર મકાનની બીજી બાજુએ છે અને ચૌદ નંબર રાજમાર્ગ પર આવેલા એક ઝાડપર બેઠો છે. "

" બીજા કોઇ છે ? "

" પંદર અને સોળ અંદર છે. "

" કોઇ જાગે છે ? "

" ના, સઘળા નોકરોને અમે બેશુદ્ધ બનાવ્યા છે ? "

" માલીક કયાં છે ? "

" છેક પાછળના દિવાનખાનામાં. આ રસ્તેથી ત્યાં જવાશે."

મલ્લરાજ આગળ વધ્યો અને એક સીડીવાટે ઉપર ચઢયો. ઉપરની બાજુએ લાંબી ચાલ આવેલી હતી. મલ્લરાજ ચાલ પૂરી કરી અગાશીમાં આવ્યો. અગાશીની બાજુમાં આવેલા ઓરડામાં થઇને દિવાનખાનામાં જવાતું હતું. મલ્લરાજ આ મકાનથી સારી રીતે માહિતગાર હતો. અગાશી ઓળંગી તેણે ઓરડામાં પગ મૂકયો. પગ મૂકતાંજ તે એકાએક ચમકયો અને સ્તબ્ધ બની ત્યાંજ ઉભો. આનું કારણ એજ કે તેને તે ઓરડામાં કોઇ માણસ હોવાનો ભાસ થયો. કોઇ માણસ ઝડપથી જતું રહ્યું હોય એમ એને જણાયું. તેણે આંખ્યો ફાડી જોયું પણ અંધકારના કારણે કંઇ જણાયું નહિ.

સાથે છૂપું ફાનસ લાવ્યો હોત તો સારૂં એમ પણ તેના મનમાં થઇ આવ્યું. આ ઓરડામાં તે લગભગ પાંચેક મીનીટ ઉભો રહ્યો; અને છેવટે મનનો ભ્રમ સમજી આગળ વધ્યો. નિર્ભયતાથી આગળ વધતો નિશાચર દિવાનખાનાના દ્વાર પાસે આવી ઉભો. દિવાનખાનાનું દ્વાર બંધ હતું. અંદર દીપક પ્રકાશી રહ્યો હતો. મલ્લરાજે એક ઝીણા છીદ્ર દ્વારા અંદર જોયું તો જણાયું કે વાસુદેવ એક આરામખુરશી પર જાગતો બેસી રહ્યો છે. તત્કાળ મલ્લરાજે બારણાં પર ધીમેથી ટકોરો માર્યો. વાસુદેવે ઝડપથી ઉભા થઈ દ્વાર ઉઘાડયાં અને તેને અંદર લઇ પુનઃ દ્વાર બંધ કર્યાં. દ્વાર બંધ થતાંની સાથે જ એક કૌતક થયું. મલ્લરાજને જે સ્થળે માણસ હોવાનો ભાસ થયો હતો, ત્યાંથી જ એક કાળી આકૃતિ ધીમે પગલે ચાલી આવી અને દિવાનખાનાની બાજુમાં થઇ આગળ ચાલી ગઇ. જો કોઇ જોનાર હોય તો એમજ સમજે કે કોઈ પિશાચ ચાલ્યું ગયું. ગમે એમ હો પણ આ મકાનમાં આજે અજબ કારસ્થાન થવાનું હોય એમ અનુમાન થતું હતું. મલ્લરાજે વાસુદેવની સાથે હાથ મીલાવી તેની જોડેની ખુરશીમાં સ્થાન લીધું. આ પછી વાસુદેવે નજીકમાં આવેલા ટેબલપર મૂકેલી સૂરાની શિરોહીમાંથી દારૂનો ગ્લાસ ભરી મિત્રનું સ્વાગત કર્યું. મલ્લરાજ પ્યાલો ગટગટાવી ગયો. આ પછી બીજો પ્યાલો ભરી વાસુદેવે સ્વયં કંઠસ્થ કર્યો. અલ્પ સમયમાંજ બન્નેની આંખ્યો નિસાથી ચળકવા લાગી. મલ્લરાજે સીગાર સળગાવી ધૂમ્રપાન કરતાં પૂછ્યું, "બોલ દોસ્ત! હવે શું વિચાર છે? હું તારા માટેજ જોખમ ખેડીને અત્યારે અહિં આવ્યો છું."

"આપનો મોટો ઉપકાર થયો. હું પ્રથમ આપને એ પૂછવા માગું છું કે હવે પછી તમે આ શહેરમાં રહેવાના છો કે નહિ?" વાસુદેવે ઉપકાર પ્રદર્શિત કરી પૂછ્યું.

" ના, મારાથી આ શહેરમાં હવે રહી શકાશે નહિ."

" તમારે માટે અનેક અફવાઓ ચાલી રહી છે."

" તેની મને દરકાર નથી."

" ત્યારે હવે મારે શું કરવું ?"

" તમારે અહિંની તમામ મીલ્કત વેચી મુંબાઈ જઈ રહેવું. મારો વિચાર પણ મુંબાઈમાંજ કાયમને માટે રહેવાનો છે. વારૂ, તમારી પાસે રોકડ નાણું કેટલું હશે ?"

" મારી પાસેના રોકડ નાણાંનાં ડેકાણાં થઇ ગયાં છે. દાગીના પણ વેચાઇ ચૂકયા છે, થોડાક શેર અને લોનો બાકી રહેલ છે; પણ તેનાં નાણાં હાલ થઈ શકે એમ નથી."

" મારા સાંભળવામાં આવ્યું છે કે તમારી સ્ત્રી પાસે કંઇક સારી રકમ છે ?"

" હા, તે ખરૂં છે. તે કમજાત ઓરતે મને દગો દીધો છે. તેણે ચોરી-છૂપીથી કેટલાક દાગીના અને રોકડ નાણું કબજે કર્યું છે. હું ઘણુંએ પૂછુંછું પણ જવાબ આપતી નથી. વળી તેની પક્ષમાં પણ ઘણાં માણસો છે. આથી હું તેને વિશેષ કંઇ કહી શકતો નથી."

" ત્યારે હવે શું કરવું છે ?" મલ્લરાજે મૂછોને વળ દેતાં પૂછયું.

" ખૂન." નિસાથી ચકચૂર થએલા શયતાને જણાવ્યું.

" પછી વિમાસવું ના પડે ?"

" કુસુમાવતી મળવાની આશાએ અને નાણું હાથ આવવાના ઈરાદે જ હું તેને જહન્નમમાં મોકલાવી આપી મારો રસ્તો સાફ કરવા માગું છું. આપ ખરા જીગરથી કહો કે મને કુસુમાવતી મેળવી આપશો કે નહિ ?"

"હું ગમે એ ઉપાયે કુસુમાવતીને તારા મકાનમાં લાવી આપીશ."

" મને ચોક્કસ પાયે ખબર મળી છે કે કુસુમાવતી આવતા મહીનામાં કુસુમકાન્ત સાથે પરણવાની છે."

" મેં કુસુમકાન્તને નહિ પરણવાની ચેતવણી આપી દીધી છે; છતાં જો નહિ સમજે તો તેનું પણ ખૂન થશે. દોસ્ત ! વિશ્વાસ રાખ. કુસુમાવતી તારીજ છે અને તેજ તારી ઇચ્છા પૂરી કરશે; પણ તેમ થતાં પહેલાં ખર્ચ ભારે થશે એનો ખ્યાલ રાખજે." મલ્લરાજે જણાવ્યું.

દારૂડીઓ દગાબાજ દોસ્તની શબ્દ જાળમાં સપડાયો; પણ તે મૂર્ખને ક્યાંથી ખબર પડે કે તે તારો ખરો દોસ્ત નથી પણ દોલતનો દોસ્ત અને તારૂં સર્વસ્વ નાશ કરનાર એક ઝેરી સાંપ છે? ખરેખર! જેનામાં પોતાનામાં બુદ્ધિ વિકાશ નથી તેવા માણસને શાસ્ત્રનો અ-ભ્યાસ પણ શું કરી શકવાનો હતો ? આંખ્યો વગરના માણસને આ-યનો મળે તો પણ શું જોઇ શકવાનો હતો ? વાસુદેવ નીચ જનોની સોબતથી અને સૂરાના સેવનથી અક્કલ શૂન્ય બન્યો હતો. તે મૂર્ખ તેને સુખે સુખ અને દુ:ખે દુ:ખ માનનારી મહિલાને તેનું અનિષ્ટ ઇચ્છનારી એક દુષ્મન જેવી માનતો અને તેથી તે ગરીબ બાળાને જીવથી મારી નાખી રસ્તો નિષ્કંટક બનાવવા તેના દુષ્ટ દગાબાજ દોસ્તને આ મધ્યરાત્રિએ તેડાવ્યો હતો. મલ્લરાજમાં પૂર્ણ વિશ્વાસ મૂકતાં તે સ્ત્રી ઘાતક બોલ્યો;

" ત્યારે તમે હવે જે કામે આવ્યા છો, તે કાર્ય પૂર્ણ કરો."

" મને વાર લાગશે નહિ. પણ તે પહેલાં આ કામ કરવાના બદલામાં મને શું મળનાર છે એ મારે પ્રથમ જાણવું જોઇએ ? "

" મેં આપના માણસને જણાવી દીધું છે કે આ કામના બદલામાં હું રૂપીઆ દસ હજાર આપીશ."

" લાવો ત્યારે ? "

" શું પહેલા ? " વાસુદેવે ચમકીને પૂછ્યું.

" હા, પ્રથમ દામ અને પછીજ કામ ? " મલ્લરાજે ધીમેથી પણ ઘોઘારી અવાજે કહ્યું.

" હાલ મારી પાસે રોકડ કાંઇ નથી."

" ત્યારે લ્યો સાહેબજી." મલ્લરાજ ઉભો થયો. વાસુદેવે તેનો હાથ પકડી પાછો બેસાડતાં કહ્યું, " તમે આમ અકળાઈ શા માટે જાવ છો ? લ્યો; હું આ પળેજ એક અંગુઠી આપું છું. તેમાં હિરો છે. કિંમત લગભગ બેહજારની છે." વાસુદેવે આંગળીએથી અંગુઠી ઉતારી આપી. તેને ગજવામાં મૂકતાં પાપાત્મા બોલ્યો; ' બાકીના રૂપીઆ ?'

" ઇન્દુના ગળામાં સોનાની અને મોતીની મળી બે માળાઓ છે. તેની કિંમત પણ લગભગ આઠેક હજાર ઉપરાંતની છે. તેનું ખૂન કરી તમે તે લઇ લેજો."

" તે અત્યારે ક્યાં સૂતી છે ? " મલ્લરાજે પૂછ્યું.

" આ નાની બારી પાસે આવો. " દારૂડીઓ ઉઠયો; પણ ખૂનના વિચાર આવતાં ધ્રુજ્યો; પણ પરાણે હૃદય દ્રઢ કરી એક ડોકા બારી આગળ મલ્લરાજને લઈ જઈ ત્યાં સામે આવેલું ઇન્દુનું શયન-સ્થાન બતાવ્યું. મલ્લરાજે એ તરફ ધારી ધારીને જોયું. વાસુદેવનું હૃદય ધડકવા લાગ્યું. તેને ચારે તરફ ભયનો ભાસ જણાવા લાગ્યો. તેણે ભયસૂચક અવાજે પુછ્યું; "ખૂન કરતાં તમે ગભરાશો તો નહિને ?"

" કોણ હું ? છટ્, આ હાથે એકથી વધારે ખૂન થયાં છે. ગભરાટ–ડર આ દિલમાં બિલ્કુલ નથી. મારે શા માટે ડરવું જોઇએ ? "

" એક સ્ત્રીનું ખૂન કરવાનું છે તેથી કદાચ હૃદયમાં દયા આવે ?"

" બિલ્કુલ નહિ. જો; આ ખંજર હું તેને માટેજ લાવ્યો છું. " આમ બોલતા તે નરપિશાચે એક તીણું ખંજર બહાર કાઢયું. દીપકના પ્રકાશમાં તે ચમકયું. વાસુદેવ ધ્રુજી ઉઠયો. મલ્લરાજ ખૂની આંખ્યોથી તાકીને તેની તરફ જોતાં બોલ્યો; " વાસુદેવ ! હજી પણ કહું છું કે તારો છેવટનો વિચાર જણાવી દે ? હું દ્રવ્યની ઇચ્છાથીજ

ઇન્દુનું ખૂન કરીશ. બાકી તેને અને મારે કંઇ વૈર નથી. હું દોલત મેળવવાને માટેજ સૌ કાંઈ કરૂં છું. વાસુદેવ ! જો,

ભયંકર આ ખૂની ખંજર, દયા દિલે નહિ લાવે;
ગણીને દેહ અબળાનો, ઉરે નહિ રહેમ તો આવે;
વહાવી રક્તની ધારા, ભીષણ ઉત્પાત તે કરશે,
ઈન્દુની કુમળી કાયા, મરણમાં જઇ સદા ઠરશે. ”

મલ્લરાજે આ શબ્દો ધીરેથી પણ વિક્રાળ વદનથી ઉચ્ચાર્યા. મલ્લરાજ ફરીથી દારૂનો પ્યાલો ભરી વાસુદેવના કરમાં આપતાં બોલ્યો, “દોસ્ત ! આ પીજા અને મર્દ બની છેવટની રજા આપ.”

વાસુદેવ પ્યાલો ગટગટાવી બોલ્યો, “ જાઓ; કામ પૂરૂં કરો; પણ તેના મુડદાનું...” વાસુદેવ વધુ ન બોલી શક્યો. પણ તરતજ મલ્લરાજે કહ્યું, “તેની ફિકર તારે કરવાની નથી, હું તેનું મુડદું ઉપાડી જઇશ; એક લોહીનો ડાઘ પણ રહેવા દઇશ નહિ.”

“ જાવ.” વાસુદેવે આંખ્યો પર હાથ ઢાંકી દઇ ખુરશીમાં બેસી જતાં છેવટની રજા આપી. વાસુદેવનું હૃદય જો કે દારૂના સેવનથી પાષાણમય બન્યું હતું; પણ પત્નીનું ખૂન થશે એ વિચારથી તેના મનમાં વ્યથા થતી હતી. આ સાથે કુસુમાવતી અને દ્રવ્ય એ બેની લાલસા પણ ઉત્પન્ન થતી હતી. તેના પાપી હૃદયની આવી વિચિત્ર અવસ્થા બની રહી હતી. મલ્લરાજ તરત ત્યાંથી બહાર નીકળી ઈન્દુના શયન સ્થાન સમિપ ચાલ્યો. થોડેક આગળ જતાંજ તેને કોઇના ચાલી જવાનાં ધીમાં પગલાં સંભળાયાં; તે ચોંક્યો અને પ્રથમની માફક ભ્રમ સમજી પુનઃ આગળ વધ્યો. તે ઇન્દુના ઓરડા આગળ આવ્યો. ત્યાં નજીકમાં એક બીજો નાનો ઓરડો આવેલો હતો. આ નાના ઓરડામાં તેનાં બે માણસો છે, એમ તેને નદી કિનારે મળેલા માણસે જણાવ્યું હતું. આથી ખાત્રીને માટે તેણે તે ઓર-

ડાના દ્વાર પર બે ટકોરા માર્યા. તરતજ અંદરથી ધીમો સંજ્ઞાદર્શક અવાજ સંભળાયો. બાદ પાપાત્માએ આગળ પગલું ભર્યું અને ધીરેથી ઇન્દુના ઓરડાનું દ્વાર ઉઘાડી તેણે અંદર પ્રવેશ કર્યો. જમીનપર પાથરેલી પથારીમાં ઇન્દુ નિદ્રાને આધીન થએલી હતી. તેની નજીકમાં એક ફાનસ મંદ પ્રકાશે પ્રકાશી રહ્યું હતું. પતિની ચિંતાથી અને દુઃખથી ગૌરવદની બાળાનું મુખ અત્યારે ફિક્કું નિસ્તેજ અને દયામય જણાતું હતું. ઉંડી ઉતરેલી આંખ્યો અર્ધી મીંચાએલી હતી. માથાના વાળ છૂટા થઇ આસપાસ વિખરાયા હતા. પગથી તે ગળા સુધી લીલી શાલ ઓઢી આ દુઃખીઆરી અબળા નિદ્રાનું કંઇક શાન્તિ સુખ અનુભવી રહી હતી. પાપીની નજર તેના મુખ પર પડી. પવિત્ર બાળાના મુખ પર પવિત્રતાનું તેજ જોઇ પિશાચ કંપ્યો. હૃદયમાં દયાની કંઇક લાગણી ઉત્પન્ન થઇ. પણ ઇન્દુના ગળામાં ચળકાટ મારતી સુવર્ણ–મોતીની માળાઓએ દયાને દૂર હાંકી કાઢી. તરત તેણે ગજવામાંથી એક રૂમાલ કાઢયો અને તે રૂમાલ ઇન્દુના નાક આગળ મૂક્યો. એ રૂમાલમાં બેશુદ્ધિની દવા છાંટેલી હતી. અલ્પ સમયમાંજ ઇન્દુનો પ્રાણ બ્રહ્માંડે ભ્રમણ કરવા લાગ્યો. ખૂની તેના હાથમાંનું ખૂની ખંજર ઉંચું કરી કામ પૂર્ણ કરવાને તત્પર થયો. આ સાથેજ મંદ બળતો દીપક એકાએક હોલવાયો. ગાઢ અંધકાર છવાયો. નિશાચરનો ખંજરવાળો હાથ ધીમે ધીમે ઇન્દુના હૃદય તરફ ઉતરવા લાગ્યો. રાત્રિ કાળરૂપ બની. અંધકારે ભિષણ સ્વરૂપ ધર્યું. હત્યાકારી નિર્દોષ અબળાની હત્યા કરવા આતુર થયો અને આ સાથેજ આપણો દ્વિતીય ભાગ પણ પૂર્ણ થયો.

---

**ભાગ ત્રીજો છપાય છે.**